## સ્વજન સુધી

દિવસો જુદાઈના જાય છે, એ જશે જરૂર મિલન સુધી;
મારો હાથ ઝાલીને લઈ જશે, છેક શત્રુઓ જ સ્વજન સુધી.

ન ધરા સુધી, ન ગગન સુધી, નહીં ઉન્નતિ, ન પતન સુધી;
અહીં આપણે તો જવું હતું, ફક્ત એકમેકના મન સુધી.

હજી પાથરી ન શકું સુમન પરિમલ જગતના ચમન સુધી;
જો ધરાની હોય ન સંમતિ, મને લઈ જશો ન ગગન સુધી.

છે અજબ પ્રકારની જિંદગી, કહો એને પ્યારની જિંદગી;
ન રહી શકાય જીવ્યા વિના, ન ટકી શકાય જીવન સુધી.

તમે રાંકનાં છો રતન સમાં, ન મળો હે આંસુઓ, ધૂળમાં;
જો અરજ કબૂલ હો આટલી, તો હૃદયથી જાઓ નયન સુધી.

તમે રાજરાણીનાં ચીર સમ, અમે રંક નારની ચૂંદડી!
તમે બે ઘડી રહો અંગ પર, અમે સાથ દઈએ કફન સુધી.

જો હૃદયની આગ વધી 'ગની', તો ખુદાઈએ જ કૃપા કરી,
કોઈ શ્વાસ બંધ કરી ગયું, કે પવન ન જાય અગન સુધી.

ગની દહીંવાળા

## લાવને જરા.... □ હસમુખ કે. રાવળ

સાબરમતીની દાઢમાં અમદાવાદનો સ્વાદ સળવળ્યો.
ક્યાં સુધી આ દ્રાક્ષ જેવા પુલો જોયા કરવાનું?
ને ક્યાં સુધી આ મસમોટી જાહેરાતોના
ઊકળતા તેલમાં તળાયા કરવાનું?
લાવને જરા
કોઈના હાથમાં હાથ ભેરવી
પૂલ પરની ગોઠડીની દ્રાક્ષ ચાખું?



સરદારબાગને વેલીમાં ખોસું,
મળે તો આખી ને આખી
રતનપોળ પહેરું,
ચાલુ હોય તો એકાદ કૉલેજનાં
પગથિયાં ઊતરતી
પહેલા ચોની હૂંફ માણું;
ખાનપુર - મીરઝાપુર - ઘીકાંટાને
અખબારી મુલાકાત આપતી
ફોટા પડાવતી જાઉં.
એક્સક્યુઝ મી પ્લીઝ ...
થોડું શૉપિંગ કરી લઉં. — માધુપુરામાં
ઘઉં - ચોખા ને ગોળ.
ઓ હો! કેટલી બધી હૉટેલો!
બાપ!
મસાલા ઢોંસા
ઈડલી ઢોંસા
કડક કૉફી ... ...

વાદળી લાઈટમા
ઈવનિંગ — ઈન — પેરીસ
ઉછાળતી બેડરૂમો
ને ડનલોપીલો?
લાવ, જરા એકાદબે રાત...

માળાં પરાં તો પતાસાં.
પ્રીતમનગર ને પાલડી
સોસાયટીનાં મનભર કમળો
એક એક પાંખડી — સ્વર્ગની આંખડી.

ઓહો!
એટલામાં તો તમે
દુનિયાભરમાં બદનામીનું તોરણ
બાંધી દીધું.

## મત્સ્યકન્યા અને નશાબાજોની 'ફેબલ' □ પાબ્લો નેરુદા □ સંજય ઠાકર

તદ્દન નગ્ન, જ્યારે તે દાખલ થઈ
ત્યારે આ બધા જ આદમીઓ અંદર હતા.
તેઓ પીતા હતા, અને તેના ઉપર થૂંકવા માંડ્યા.
નદીમાંથી હમણાં જ આવેલી, એથી તે કશું જ સમજી નહીં.
તે રાહભૂલેલી એક મત્સ્યકન્યા હતી.
તેના ચળકતા માંસલ દેહ પરથી મેણાંટોણા વહેતાં રહ્યાં.
અશ્લીલતાએ તેનાં સોનેરી સ્તનોને લથબથ કરી મૂક્યાં.
આંસુથી અજાણી, તે રડી નહીં.
વસ્ત્રથી અજાણી, તેણે વસ્ત્ર વીંટયાં નહીં.
સિગરેટનાં ઠૂંઠાં અને બળેલાં-ઝળેલાં બૂચથી તેઓ તેને ઘોંચતા રહ્યા,
અને બેફામ હાસ્ય સાથે તેઓ પીઠાંની જમીન પર આળોટયા.
તે બોલી નહીં, કારણ વાણીથી તે અજાણી હતી.
તેના હાથ પોખરાજ જેવા હતા.
પરવાળાના પ્રકાશમાં એના અશબ્દ હોઠ ફરકયા,
અને આખરે, પેલે બારણેથી તે ચાલી નીકળી.
નદીમાં તે પ્રવેશી ન પ્રવેશી ત્યાં તો તે નિર્મળ થઈ ગઈ.
વરસાદમાં સફેદ પથ્થરની જેમ તે ફરી એક વાર ઝળહળવા માંડી;
અને પીઠ ફેરવી સ્હેજ પણ મીટ માંડયા વગર, તે ફરી પાછી તરવા લાગી,
ખાલીપણાં તરફ તરી, પોતાની મરણતા તરફ તરી.

## ગઝલ □ મહેશ શાહ

એક એકલતા બીજી આ સાંજ છે
વાતાવરણમાં ય તમારી ઝાંય છે.

નભ થકી લાલાશ પથરાઈ રહી
સૂર્ય ઝૂકી ઝૂકીને લજ્જાય છે.

ડાળ પર બેઠી હશે બસ કોકિલા
એના ટહુકવામાં તમારી છાંય છે.

હું ગુલાબો લઉં કે ફૂલો કોઈપણ
રાતરાણી થઈ કોઈ પમરાય છે.

## લલિત કલા સંગ્રહાલયમાં □ ડબલ્યુ. એચ. ઑડેન □ સંજય ઠાકુર

જૂના બંદાઓ યાતના વિશે ક્યારેય
ખોટા ન'તા: તેમને માનવઘટનાની કેવી
અચ્છી કોઠાસૂઝ હતી; જ્યારે બીજું કોઈ ખાતુંપીતું હોય
કે બારી ઉઘાડતું હોય કે બસ, માત્ર કંટાળાથી ચાલ્યા કરતું હોય
ત્યારે પેલી યાતના કેવી ઉપસી આવે છે;
જેમ કે, જ્યારે વૃદ્ધો આર્દ્ર શ્રદ્ધા ને આવેશથી
કોઈ ચમત્કારિક જન્મની પ્રતીક્ષા કરતા હોય છે, ત્યારે પણ
વનની સીમા પરના જળાશય ઉપર 'સ્કેઈટિંગ' કરતાં,
એવાં કોઈ બાળકો હશે જ હશે
જેમને આવું કંઈક બને તેવી કોઈ ખાસ ઇચ્છા ન હોય.
તે બંદાઓ ક્યારેય ભૂલ્યા નથી
કે ભયંકર શહાદતે પણ કોઈ ખૂણેખાંચરે લપાઈ જવું પડે છે–
કોઈ ગંદી, વેરણછેરણ જગાઓ–
જ્યાં કુત્તાઓ પોતાની કુત્તીય જિંદગી ગુજારે છે, અને
જ્યાં જુલ્મીનો ઘોડો પણ એક ઝાડ સાથે ઘસીને પોતાની
નિર્દોષ પીઠને ખજવાળતો હોય છે.

બ્રુઘલના ઇકારસમાં છે ને તેમ: બધું કેવું
સાવ હળવેથી આફતને ચાતરી જાય છે:
સમુદ્રમાં થયેલો પેલો ધુબાકો અને પેલી વછોડાયેલી ચીસ
પેલા ખેડૂતે સાંભળી પણ હોય,
પણ, એના માટે એ કોઈ ખાસ નિષ્ફળતા ન હતી;
લીલાં પાણીમાં અદશ્ય થતા પેલા ગોરા ગોરા પગ ઉપર
સૂર્ય તડક્યો હતો–નાછૂટકે;
અને પેલા મોંઘાદાટ નાજુક જહાજે આકાશેથી ગબડતા છોકરા જેવું
કંઈક વિસ્મયજનક જોયું જ હશે–
પણ–, એણે ક્યાંક તો પહોંચવાનું જ હતું અને
એટલે એણે સ્વસ્થતાથી સર્યા કર્યું.

### થાય કે.... ☐ ઉશનસ્

થાય કે જાણે આ ચોમાસું-ખીણમાં પોઢી જઉં,
ઘાસની લીલી ચાદર આખી અંગપે ઓઢી લઉં;

નહીં તો પાદર તે દિન આવી ચાદર ક્યાંથી મળશે?
આટલી એકલતાળી ભાદર-ટાઢક ક્યાંથી વળશે?
થાય કે અહીંથી કાળમાં સ્થળમાં આગળ ક્યાં ય ન જઉં–

ટેકરી તારા થાનના જેવી ટક્કોટક્ક ભરાઉં,
રોજની ટેવે છાંયમાં એની લપ્પાતોક ભરાઉં,
લીલી લીલી ઊંઘને આરે આયખું જાણે
અહીંયાં છોડી દઉં.–

ટેકરીઓને આમથી અને તેમથી તાકી રહીં,
ફૂલની ડોડી બીડી–કોઈ વ્હેમથી તાકી રહીં,

હમણાં જાણે થાનનું તારું ફૂલ ઊઘડશે,
હમણાં ડોડી પાંખડિયા વીંટા ઊકલશે,
હમણાં જાણે એને આખી જ દીઠથી ચૂંટી લઉં...
થાય કે જાણે આ ચોમાસુ–ખીણમાં પોઢી લઉં
ઘાસની લીલી ચાદર આખી અંગપે ઓઢી લઉં



### વરસાદમાં ☐ જયંત પાઠક

વારો ન મને, તંગ દોરડુ તૂટી જશે;
ખીલો ઢીલો થઈને આજ ખુદ છૂટી જશે!

પથરાયું ઘાસ આંગણાથી તે ક્ષિતિજ લગી–
ઘરમાં રહીશ તો અહીં જંગલ ઊગી જશે!

નેવાંથી નદી ને નદીથી સાગરો સુધી
કોને ખબર કે મારી તરસ ક્યાં પૂગી જશે!

પાણીની સુંવાળપમાં તટો ઓગળી ગયા
નિર્લેપ રહી નાવ મારી ક્યાં સુધી જશે!

સંધાઈ ગયાં આભ-ધરા દોરે રૂપેરી
વચ્ચે જુદાઈ આપણી કોણે ગૂંથી હશે!

## મા ! ☐ મનસુખલાલ ઝવેરી

હું મારી જશોદા
ને હું મારો કહાન :
મારા જ મુખમાં
આખા વિશ્વના રૂપનું દર્શન કરતાં
હું કદી થાકયો નથી,
થાકતો જ નથી.
ને છતાં ઘણી વાર
હું ચિડાઉં છું
મારી પોતાની જ જાત પર,
મારામાં નાગણની જેમ લપકાં કરતી
ભયની વૃત્તિને જોતાં.
આખી જિંદગી જે ભયોની કલ્પનાથી
હું ફફડતો રહ્યો,
તે, અંતે તો, નીકળ્યા કેવળ ચીંથરાના જ વાઘ !
ને તોય, મા ! – તોય હજી
એવો કયો ભય ભરાઈ બેઠો છે મારા હૈયામાં
કે મારામાં હામ જ નથી આવતી
મારી જાતને
તને સમર્પી દેવાની સર્વાત્મભાવથી ?
☐
ને આ ભય તો જો !
માંડ માંડ ગોઠવેલો
મારો ગંજીપાનો મહેલ
મહાકાલની ફૂંકે વેરવિખેર થઈ જશે તો
મારાથી એ જોયું કેમ જશે,
એ ભયે હું ઝંખી રહ્યો છું મરણને !
☐

બોજ ઘણા સહન કરતો આવ્યો છું, મા !
પોતાના, પોતીકાંના,
ને કયારેક પરાયાના પણ,
સાચેસાચા
ને મોટે ભાગે મનથી માની લીધેલા
પણ
જેના પ્રત્યે હૈયું કોળતું ન હોય,
ને જેના પ્રત્યે જાગતો ન હોય આદર,
તેને, મન મારીનેય,
રૂડું મનાવવાનો આ બોજો
હવે સહન નથી થતો, મા !
નથી જ થતો.
હું શું કરું ?
☐
सर्वान् कामांश्च देहि मे
કહી કહીને પ્રાર્થનાને મિષે
તને ફરમાનો જ છોડતો આવ્યો છું હું :
ને આમ યોજતો જ આવ્યો છું
હું તને મારાં કાર્યોમાં આજ સુધી.
પણ આજે હવે એ ખટકે છે, મા !
ને અધીરાઈથી હું રાહ જોઈ રહ્યો છું,
એ ક્ષણની,
જયારે તું મને કૃપા કરીને યોજે
તારા કાર્યમાં !
☐

## હનુમાનપુચ્છિકા ☐ રમેશ પારેખ

એક હતો રાજા
એને ત્રણ રાણી
બે નહોતી ને ત્રીજી હતી જ નહીં
તેનું એક આલિશાન રાજપાટ
અડધું છાનું ને અડધું છતરાયું
એમાં એક્યાસી ગામ
અડધાં ખાલી ને અડધામાં વસ્તી જ નહીં
ત્યાંથી આગળ ચાલતાં આવે
મારું ઘર
ઓરસચોરસ મોકળું ને ચાર ભીંત જ નહીં
એમાં આઠ ઓરડા
અડધા નહીં ગણવામાં ને અડધા નહીં ચણવામાં
આઠમે ઓરડે મારો ઢમ્મરઢોલિયો
જેની ઈસ/પાંગત ગુમ ને ચાર પાયા જ ખૂટે
ઢોલિયે સૂતેલા મને સપનું આવે
(આવે બાપ, આવે...)
—કે હાથણીએ ઢોળ્યા કળશ
ને રૈયતે ઢોળ્યાં રાજપાટ
તે હું રાજા રાજા થઈ ગયો
ને મારે એકસો ને આઠ રાણી
આઠ નહોતી ને સો હતી જ નહીં
ને મારું આલિશાન રાજપાટ
અડધું દટ્ટણમાં ને અડધું પટ્ટણમાં
એમાં પંદરસેં ગામ
અડધાં ખાલી ને અડધાંમાં વસ્તી જ નહીં
ત્યાંથી આગળ ચાલતાં આવે
મારો મહેલ
જેના પાયા આકાશમાં ને શિખર પાતાળમાં
મહેલમાં અતરીશબતરીશ ઓરડા
અતરીશ ગણવાના ને બતરીશ ચણવાના

આતરીશમે ઓરડે મારો દોમદોમ ઢોલિયો
જેની ઈસ/પાંગત ક્યાં ને ચાર પાયા જ લાવ
ઢોલિયે સૂતો સૂતો હું
ચક્રવર્તી મહારાજા થઈ ગયો
ને તરત મેં મારાં ચક્રવર્તીવેડાં શરૂ કર્યાં:
○ હોડીઓને આજ્ઞા દીધી કે હવેથી તેણે કદી ડૂબવું નહીં
○ વસંત નામની ઋતુને આજ્ઞા દીધી કે એણે રાજપાટની બહાર કદી જવું નહીં
○ ઈતકવીતકમાં વિચરવાના રૂડા રસ્તા બંધાવ્યા
○ હમણાંની પેલે પાર જવા રૈયતને રૂપાળીરૂપાળી પાંખો ઉગાડી
○ ઠેરઠેર રૈયતની જન્મકુંડલિઓ સુંદર બનાવી
– પછી તો પંખીઓ રૈયતની છાતીમાં વાસ કરવા લાગ્યાં ને હરણો રૈયતના પગમાં...
– એક ઢંઢેરે રૈયતને ખોબે ને ધોબે હસવાનું વહેંચ્યું
– એક ઢંઢેરે રૈયતની આંખોમાં આવે ને સપનું હાજરાહજૂર બની જાય તેવી ચાંપો ગોઠવી
–એક ઢંઢેરે ઠેરઠેર પતંગિયાંના તબેલા બંધાવ્યા ને ઘેર ઘેર કલ્પવૃક્ષોનાં છોડ...
–ને છેવટ
ઘડિયાળ નામની એક ભદ્રા ડાકણને તેની શિખાનો
મણિ ખેંચી લઈ ચોક વચ્ચે દાટી ને ઉપર મારું
એક બુલંદ આરસબાવલું બંધાવ્યું જેની તકતી પર
કોતરાવ્યું–સેનાખાસખેલ સમશેરજંગ પરાક્રમભાસ્કર
શ્રી બુલંદ બહાદુર મહારાજાસાહેબ, જેમણે તેમની
રૈયતને ટેસડા કરાવ્યા ને ખોબે ખોબે ખાધું ને
ખોબે ખોબે પીધું ને ખોબે ખોબે રાજ કીધું...

ભાઈ, આ વારતા છે...
ધારીએ તો હજુ ય લંબાવી શકાય
કે એક હતો ચક્રવર્તી મહારાજા
ને તેને એક હજાર નવસો ને તોંતેર મહારાણી...
પણ થોભો,
ધારો કે મારે બદલે તમે હો
અને હાથણીઓ તમારા પર કળશ ઢોળ્યા હોય

રૈયતે તમારા પર રાજપાટ ઢોળ્યાં હોય
ને તમે ચક્રવર્તી મહારાજા થઈ ગયા હો
તો તમે કેવાં કેવાં ચક્રવર્તીવેડાં કરો...
હેં ભાઈ, તમે કેવાં કેવાં ચક્રવર્તીવેડાં કરો?



## ઊડતા પંખીને સ્વગતોક્તિ □ કમલ વોરા

શ્વેત-ભૂખરી પાંખો કંપતી નથી.
નસો ફૂલીને
લોખંડના સળિયા થઈ ગઈ છે.
શિકારીની વેધક દૃષ્ટિની ઝડપે
ગોળ ગોળ ગોળ ઘૂમતી દિશાઓએ
કિલ્લેબંધી રચી દીધી છે
ને સૂર્યકિરણોની જાળમાં
ચકળવકળ આંખો
અસહાય માછલીની જેમ
ફસાઈ ગઈ છે.
આકાશ આકાશ આકાશ આકાશ
આકાશ
તીક્ષ્ણ ન્હોરથી
ફોલી શકાતું નથી
કે
ફીણ વળી ગયેલ ચાંચમાં
ઊંચકી શકાતું નથી.
પીંછાં સોંસરવો ઊતરીને
સૂર્ય
લોહીને ભરતી-ઓટમાં ઉછાળે
ત્યારે કાચબાની કઠણ પીઠનો અભાવ
મારું રુંવેરુંવું કોરી ખાય છે.
ટહુકાને ઓગાળી દેનો
આ નીરવ અવકાશ
મને ઘેરી ઊભો છે.
હું ઊડ્યા કરું છું...
ઊડ્યા કરું છું...
ઊડ્યા કરું છું......
મરી ગયેલ માછલી જેવા પગોમાં
જોમ નથી.
લથડતો શ્વાસ
હાંફમાં ગૂંગળાય છે
પણ ઘૂમરાતી દિશાઓ અટકતી નથી.
આકાશ હલબલતું નથી.
ને હું ઊડ્યા કરું છું...
આમ ને આમ... બસ...

બાંગલાદેશ ☐ જુડાહ પોરાથ ☐ અનુ.: હર્ષિદા પંડિત

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
હું તારા મોં સામે જોઉં છું,
અને મને માનવની નામોશી દેખાય છે.
કરોડો માનવો મર્યા છે,
અને શા કારણે?
કરોડો માનવો મર્યા છે,
શું હજુએ વધુ મરશે?

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
મને તારાં હાડકાં દેખાય છે,
અને મારું હૈયું ગ્લાનિથી ભરાય છે.
કોણે શરૂ કર્યું
આ લોહિયાળ ગાંડપણ?

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
વિશ્વ તારી સાથે

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
તું હઠીશ નહીં, તું જાણે છે કે એ સત્ય છે.
અત્યારે તું ઉદાસ છે,
લાગે છે કે સફળતા નહીં મળે,
પણ તરત તને જણાશે
કે જીવનમાં ઉજાસ ઉજાસ છે

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
અમે તને ખોરાક મોકલી રહ્યા છીએ
અને કપડાં પણ
અમે તને જરાક મદદ કરવા
યત્ન કરીએ છીએ
ભગવાન જાણે કેમ ......

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
આ યાતનાનો અંત આવશે,
મને ખાતરી છે કે મારા મિત્રો,
તમને સારાં વાનાં થશે,
થોડીક રાહ જુઓ,
આશાને જકડી રાખો,
બેસી ન રહો ને રડો નહીં

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
કાલે પ્રભાત ઊગશે
તેજસ્વી અને તાજગી ભર્યું.

બાંગલાદેશ,
ઓ બાંગલાદેશ,
અમે સૌ તારી સાથે છીએ ...

* * *

જુડાહ પોરાથ, કીર્યાત તિવોન ખાતે આવેલી એચ. ગ્રીનબર્ગ માધ્યમિક શાળામાં વિજ્ઞાનનો અભ્યાસ કરતા ઇઝરાયલી વિદ્યાર્થી છે. બાંગલાદેશની ઘટનાઓથી સમસંવેદના અનુભવી ૧૮ વર્ષના આ યુવાને ૧૯૭૧ના નવેમ્બરમાં ઉપરનું કાવ્ય લખ્યું હતું.

## ત્રણ સ્તોત્રો □ હરીન્દ્ર દવે

### ૧. કવચ

તમે શરસંધાન કરો છો?
તો જરા ખમો,
મને મારું કવચ ઉતારી લેવા દો.

મારા પડછાયામાં
પતંગિયું સૂતું છે:
હવે બળતા સૂરજથી કેમ કરીને ભાગું?

દીવાલો ટેવાઈ છે ગણેલા ચહેરાઓથી,
માપેલાં સ્મિતોથી,
દરવાજો ખૂલતાં જ
ત્રણ દીવાલો ધસી આવે છે
એની પશ્ચાદભૂમિમાં રહેલી વ્યક્તિ
ચોથી દીવાલ બનીને ઊભી રહે
ત્યારે રંગભૂમિ તો નથી જ રચાતી.

શૂન્ય દૃષ્ટિઓની ગીચ ઝાડીમાં
ક્યાંય દેખાતી નથી અદૃષ્ટિની કેડી.

કોઈનીયે વેદનાનો ઓથાર ઓઢીને ફરીએ
ત્યારે કોઈનીયે વેદના રજમાત્ર ઓછી થતી નથી.

આ દુનિયા સાથે સમાધાન પર આવવું
અસંભવિત ભલે ન હોય, અશક્ય જરૂર છે

ના,
તમે શરસંધાન નહીં,
શબ્દસંધાન કરો છો:
મારી બરછટ ત્વચા પરથી તો એ
પથ્થર પરના પાણીની જેમ સરી જશે.

## મ્હોર થયા સૌ

□ ભાનુપ્રસાદ પંડયા

હકડેઠઠ તે ના નરનાર,
ઉમંગનો ઊમટયો દરબાર.

સપનાં બેઠાં સાથોસાથ,
દઈ ધબકારા હાથોહાથ.

હળવે ડગલાં ભરતી ખાંત,
જીવતરની મોંઘી મિરાત.

ઝૂંપડીએ આવી મોલાત?
રાત્યુંની લઈને ઠકરાત.

કર્યા વેણુને અમે જુહાર,
વણબોલ્યે ઝાઝા વે'વાર!

નૈં વરસ, નૈં મહિના, વાર,
મ્હોર થયા સૌ જ્યાં તે'વાર!

ચાલો, ત્વચાને ઊતરડી
થોડાંક મર્મસ્થાનો પ્રગટ કરું.

હું હસું છું,
કારણકે મને રડવાનો કંટાળો છે.
બોલું છું
કારણકે ચૂપ રહેવાનો થાક છે.
ચાલું છું
કારણકે અગતિનું રહસ્ય મને સમજાયું નથી.
મારી આસપાસ ઘૂમે છે,
પૃથ્વી, બ્રહ્માંડ ...
અને હું સ્થિર થવાનો કીમિયો શોધવા
કીમિયાગરના ચરણ તળાસું છું.

હવે વાર કરવામાં વાર શેની છે?
કલ્પનામાં વીંઝાતો હાથ
સાચોસાચ વીંઝાય ત્યારે –

હું ચિત્કાર કરીને કહીશ: 'હું જીવતો નથી.'



૨. અર્ગલા

આ બંધ ભોગળ આપોઆપ ઊઘડતી નથી,
અને એ ઊઘડે એનું નિત્ય ધ્યાન ધરતો હું
ન અંદર પ્રવેશું છું,
ન બહાર જાઉં છું.

મને કોઈક ઓગાળી નાખો,
મને આ રૂપનો ખપ નથી;

દ્યુતની રમતમાં
મને ધર્મરાજાનું ભાગ્ય આપો.

જે રુદ્રો યશનું નામ ધરી વિચરે છે
તેમનાં ધનુષ્યો દોરી વિનાનાં કરી
મારાથી હજાર યોજન દૂર ફેંકું છું.

જેનો હું દ્વેષ કરું છું
અને જે મારો દ્વેષ કરે છે,
એ ભલે સૂર્ય બનતા –
હું બનીશ એની સૌથી નજીકનો અંધકાર.

પવનની કાતરથી
આકાશના ટુકડાઓ કરી હું વેચું છું:
સૌ પોતપોતાના ટુકડાથી મોં લૂછી
એને પૃથ્વી પર ફેંકે છે,
આ કારણે જ
ક્યારેક આકાશ આખું તૂટી પડયા પછીનું શૂન્ય
ઉપરથી તોળાય છે
અને પગ નીચે રહે છે,
ડોલતી-પીગળતી હિમશિલા.

ઑડેન પ્લેટોના પ્રેતને પૂછે છે:
"બે અશ્વો, બે માણસો કે એક ભૌમિતિક પ્રમેયનાં બે પરિણામોમાંથી
કયાં ઉત્તમ એ તો હું કહી શકું,
પણ મને કહેશો, કે
એક અશ્વ, એક માણસ કે એક ભૌમિતિક પરિણામમાંથી
કયું સૌથી સુન્દર
એની સરખામણી કઈ રીતે કરવી?"

પ્લેટોનું પ્રેત ભડકો થઈ
વડની વડવાઈઓમાં સમાઈ જાય છે.:
માંગડાવાળાને ઝૂરતી કન્યાના અભાવે
શેષ રહે છે પ્રશ્ન અને જ્વાલા ...
અને ...
કવિ પ્રેમની કવિતા લખે છે,
'ખાલા'ના ઘરમાં મિજબાની ઉડાવતાં ઉડાવતાં,

સ્વાતિ નક્ષત્રના વરસાદની
ઝંખના કરતાં છીપલાં મોતી ન બન્યાં
એમાં વાંક કોનો?
નક્ષત્રનો, વરસાદનો કે છીપલાંનો?



૩. કીલક

જળ એટલે જીવન

એને દિશા નથી
એ ચોમેર પ્રસરે છે:
અને શાણા માણસો પાળ બાંધે છે.

એને રૂપ નથી
એટલે વ્યવહારુ લોકો
વાવ-કૂવા-સરોવર ગળાવે છે.

એને તેજ નથી
એટલે સૂર્ય ક્યારેક એના મૂળ સુધી
ડોકિયું કરી લે છે.

એને રંગ નથી,
એટલે જ સાત રંગના અશ્વો
એના પ્રત્યેક બિંદુના રથને
જોડેલા દેખાય છે.

સંબંધોના વૃક્ષની પાનખર જોઈ
એની અવગણના કરતા આ પ્રવાહને
કોણ કહેશે
કે
કદીક એ વસંતમાં ફરી મહોરી પણ શકે.
અને ત્યારે એ
કશીયે ગ્રંથિ વિના
તારા માટે –
માત્ર તારા માટે જ
પોતાની છાયા પાથરશે



## મહાદ્વાર □ મ. મ. દેશપાંડે

[મરાઠી કવિતા]

તમે જુઓ રેતીમાં તમારું મુખ,
હું નદીના ખળખળતા, જળમાં જોઈશ:
જેને માટે તમે આટલા વિવશ થયા
તે જ સત્યના સાન્નિધ્યમાં હું હસીશ.

નહીં કોરાઈ રહેશું મારું મન.
ઉંબરો તે છે એક પ્રાણનો;
અતિથિ થઈને આવેલું પ્રત્યેક કિરણ
અહીંનો રહેવાસી હોય છે જ્ઞાનનો.

પ્રત્યેક દ્વાર મહાદ્વાર જીવનનું
નથી થયું જરી દર્શન ગર્ભાગારનું;
દિશા કપાઈ એ જ શું ઓછું છે?
છોડો નહીં માત્ર સોબત મારી વાચા

જળને કહી દો □ જગદીશ જોષી

કૂવામાં વાંસવાંસ પાણી ને તોય
કોરી નજરું લૈ એમ વળી જાશું
આવ્યું પણ આવીને અટક્યું રે
આંખમાં સૂની આ સાંજ સમું આંસુ.

ઘેરાતી સાંજના છે તમને સોગંદ
હવે વાદળાંઓ વિખેરી નાખો
જળમાં આ પંખીનો છાંયો પડે ને
તો ય પંખીની થાય ભીની આંખો:
છૂટાં પડેલાં આ ટહુકાના પીંછાંમાં
અંકાશી ગીત કેમ ગાશું?

પીળચટ્ટી સાંજનું બેડું તૂટ્યું ને
એમાં સૂરજનો નંદવાયો રંગ
વાવને પગથિયે લીલ થઈ લપસે છે
મળવાના આપણા તરંગ:
પથ્થરની આસપાસ ઝીણું આ જળ:
હવે જળને કહી દો કે પ્હાડ થાશું!

ન્હૈં આવો તો ય મને આશ તો ઉજાસની,
પણ જાશો તો ઘેરો અંધાર;
ઝાલરનું ટાણું ને ગાયો ઊભરાય—
એની આંખોમાં ડંખે અથાર:
ચૈતરનો વાયરો વાવડ પૂછે છે કે
ક્યારે અહીં વરસે ચોમાસું?



## ચલો ચમેલી ☐ સુન્દરમ્

ચલો ચમેલી, સાંજ ખીલી છે,
સાંજ તણી ખુશબોની સુરખી
કપોલ તારે આજ ખીલી છે,
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

મેં નયનોમાં પુષ્પ-નયનની
પરિમલ-ધારા પૂર્ણ ભરી છે,
અહો બગીચે છટા હરિત કો
તવ વસનો શી હરીભરી છે;

ગીત ઝરણનાં ચરણ તળાંસી
કૈંક મોતીડાં કશાં ટળ્યાં છે
ચલો ચમેલી સાંજ ખીલી છે.

ચલો ચમેલી! કો રસરેલી,
આભ થકી અબ રહી ઝુકી છે,
મેં મટકી મુજ જુગ જુગ ખાલી
પનઘટ લઈ જઈ ખુલી મુકી છે;

હે બદરી તું બરસનહારી
હવાં કસોટી કોની રહી છે?
ચલો ચમેલી સાંજ ખીલી છે.
ચલો, ચમેલી, ગોરસઘેલી!
તને પ્યાસની પ્યાસ લગી છે,

આજ શ્યામની ચંદ્રચૂડ પર
મેં મારી અર્પી કલગી છે,

આજ બંસીના અધર પરે કો
અધર તણાં અહેશાન ઢળ્યાં છે
ચલો ચમેલી સાંજ ખીલી છે
સંકલન]



## યાદ ☐ મનોહર ત્રિવેદી

હમેશ સવારે
ઝાકળની ઝરમર વરસે
ને તડકાઓ ઊગ્યા કરે છે
ફળિયું હિલોળે ચડે છે.
નીડમાંથી નીકળી પક્ષીઓ
પોતાની ચાંચમાં
લીમડાની મંજરીઓ લઈ ઊડે ઊડે
ને કલરવ થઈ
વેરાઈ જાય મારી આસપાસ.
મને ગમતીલી તરજમાં
દિવસને ગણગણતો નીકળી પડું છું બહાર
પાછા વળતાં
ખિડકીમાં પ્રવેશ કરીને જોઉં છું તો
તડકાઓને–
એની પાંદડીઓની આરપાર ટીકી ટીકીને
ન જોઈ શકાય તેવાં ખીચોખીચ
–ભૂખરી સાંજના ફૂલ બેઠાં હોય છે.
અને
હું એની ગળચટ્ટી ગંધથી અસ્વસ્થ બની
મારા ઘરમાં જ
કોઈ આઘે આઘેના ગામ જવાને –
અંધારામાં ભટક્યા કરું છું.
–સ્વાતંત્ર્યોત્તર કવિતા]

## પંખી ☐ પ્રિયકાન્ત મણિયાર

"એક પાંખ અમને આપી દે
અમારે સાચવવી છે."
અત્યારે તો મારી પાસે એક જ પાંખ છે.
અને બે હોત તોય હું હવે કયાં ઊડવાનો હતો !
"ને જો આ ફળને
ટોચવાનું નથી. કેવું કલાકૃતિ સમું અખંડ છે.
વર્તૂલાકાર રંગ-છાયાવાળું.
ફળને તોડવું શું પાપ નથી."
મારી ચાંચોને વણવપરાયેલી કટાર સમો કાટ લાગ્યો છે
મારી ક્ષુધામાં સૂર્ય ખદખદે છે
બધું બેચેનીથી ફદફદે છે
"અને ટહુકો કરી
દીવાનખાનાના દીવા નથી હોલવી નાખવાના"
આકાશ ઊંચુ ને ઊંચુ જતું જાય છે
"જો આ વાડકીમાં
સરોવર ભરીને મૂકયું છે
પાણીનાં અમૃત પીજે
અને જોઈશું
એક કણ પણ ઓછો ન થાય
સહુ આ જારના દાણા ગણેલા છે
કણ કેટલો કીમતી છે
વળી પિંજરામાં મૂકી છે રમ્ય નાની આરસી
જોકે એ રાત્રુથી છંટાઈને ઝાંખી પડી ગઈ છે
આદેશ એવો છે કે
તારે એક મિત્ર તો જોઈએ ને ?
તારો જ સંગાથ કર—સ્વને શોધ ! પ્રતિબિંબને પ્રેમ કર !

ક્યારેક આ બદ્ધતા એટલો આવેગ જન્માવે છે
વચમાં મને બેસવા માટે રાખેલા સળિયા પર
એટલા ભારથી ન્હોર ભરાવી
મારામાં હું ઝંઝાવાત ઊભો કરું છું.
પાંજરાને એટલું હીંચકાવું છું–હચમચાવું છું.
કે હમણાં બારણું ઊઘડી જશે!
પણ સાંજ ઢળે છે
સઘળું ધીમે ધીમે શમી જાય છે–જંપી જાય છે
સહુ સૂઈ જાય છે ત્યારે હું પણ બ્હાર
નીકળી જાઉં છું .........
ના ના
હું પણ સૂઈ જાઉં છું
ગાઢ સ્વપ્નમાં સૂર્ય સુધી પ્હોંચી જાઉં છું
તારકોના વનમાં વિચરું છું
ચંદ્રના શીત લોકમાં શાતા પામું છું
નવાં નવાં આકાશમાં ટહૌકા કરું છું
પ્રત્યેક વૃક્ષની ટોચ પર બેસું છું
લ્હેરાતા મોલ પર સમીરની જેમ ફરી વળું છું.
જગતમાં કોઈ નથી
હવે હું ને માત્ર આકાશ
પિંજરના સળિયા વરસાદની ધાર જેમ વહી ગયા છે!

## ગઝલ □ બરકત વીરાણી

જે આંસુ ખોઉં છું એનો મને અવેજ મળે,
કે હું રડું તો તમારાં નયનમાં ભેજ મળે.

તમારી પ્રીત મળે, ને ફક્ત મને જ મળે;
પછી ભલેને વધારે નહીં, તો સ્હેજ મળે,

મળે છે સ્નેહના સાથી ઘણાય દુનિયામાં,
હૃદયને હઠ છે–પ્રથમ જે મળ્યાં'તાં એ જ મળે,

કહે છે એને બધા આંધળો મહોબ્બતમાં,
તમારા રૂપનું જેનાં નયનને તેજ મળે.

નસીબ એ જ કે વાગે વસંતમાં કાંટા,
ને પાનખર હો છતાં યે ફૂલોની સેજ મળે.

જો મળવું હોય તો 'બેફામ'ની કબર પર જા,
હવે એ રખડુ નથી કે તને બધે જ મળે.

## પાષાણને પૂછશો ના ☐ પ્રિયકાન્ત મણિયાર

પાષાણને પૂછશો ના એણે કેટલું પાણી પીધું છે
અને હવે તરસ કેમ  નથી ?
અભ્રોએ એના પર બેસી આકાશ-શૂન્યતાનો થાક
ખાધેલો છે.
વરસાદને ઝીલવાના ટટ્ટાર સ્કંધ અમારા  જ હતા
અમે, પ્રબલ પવન સામે અડોલ ;
અણીદાર આરોહ-અવરોહવાળા  શિખરનું ગૌરવ ;
પ્રભુની પગદંડી અમારા સુધી પ્હોંચતી, યાત્રાળુને આમંત્રતી
લ્હેરાતી ધજા અમારામાં ફરકતી ;
પણ સૂર્યનાં કેટલાં કિરણ ખાઈ શકાય ?
સહુથી બારીક હોય છે – ધારદાર હોય છે તે – નાજુક હોય છે  તે ન્હોય.
તરડ તો તેજ પાડે છે
અમે, અમે જ શિલાઓ હતા ભવ્ય  ગંભીર  ભવ્ય
અમારો કોઈ હાથ ના પકડી શકે એવી
પોતાના જ  સ્વરૂપથી  સશક્ત,
યુગોને ઉદરમાં ઓહિયાં કરી ગયેલાં
પણ જેની કૂખે પાકેલા એ ધરતી જ ધ્રૂજી ઊઠી
શી ખબર શાથી.
અને પછી  વિહાર કરતા વ્હેતાં  વાયુને કયાં  ખબર છે
ગબડી પડવું એટલે શું ?
કંપી જવું એટલે શું ?
ધ્રૂજી જવું એટલે  શું ?
પછી તો વ્હેતી નદીના છરીદાર કાચ કાગળથી ઘસાઈ ઘસાઈ
કાંઠા ઉપર આજે કાંકરા છીએ.
સંબંધ-સમય  કંઈ  સમજાય છે ખરું ?
હમણાં જ લોરીમાં ભરાઈને
કોઈ બિલ્ડિંગમાં બૉક્સિંગમાં  કે
ભીંતના પ્લાસ્ટરમાં પેસી  જઈશું

અવકાશ ☐ મોનિકા વર્મા ☐ અનુ.: ગુણવંત શાહ

મને આપો અવકાશ
શ્વાસ ખાવા માટે
આકાશને ઊંચકવા માટે
વાદળોમાં મારી જાતને વીંટવા માટે
અને સ્વર્ગના પવનો પર સવારી કરવા માટે
નીચેની પેલી વાણુખેડી કેડીઓ તો
ભુલાયલી જ રહી ગઈ.

મને આપો અવકાશ
તારાઓથી વીંટાયેલો પેલો
ગળી જેવો અવકાશ
જ્યાં મારું મન પહોંચવા મથે છે
હું તે બધુંયે બધું નીચે તોડી પાડીશ
અને માથાનો મુગટ બનાવીશ
મારા હાથ
અસંખ્ય વિચારોની ધૂળથી ધોઈ નાખીશ

મને આપો અવકાશ
માત્ર અસ્તિત્વ ટકાવી રાખવા જ નહીં
પણ જીવવા માટે, વિચારવા માટે
અને બર્ફિલાં શિખરોના ચૂરેચૂરા કરવા માટે
થીજી ગયેલા વિચારોના નિર્જીવ જંગલો
જે જ્ઞાનમાં નહીં
પણ શબ્દોમાં જામી ગયાં છે
તેને પીગાળવા માટે

મને આપો અવકાશ
વિશાળ, ખડખડાટ સ્મિતોભર્યા હાસ્ય માટે
હાસ્ય મરી પરવારે પછી જીવવું શું કામ ?
અરે હું મરી જાઉં તે પહેલાં
મને આપો અવકાશ.

જિંદગી ☐ જગદીશ ત્રિવેદી

ટીપું ટીપું તેલ પૂરીને
હમણાં જ કોઈએ પ્રગટાવેલાં
અસંખ્ય તારક-કોડિયાંમાંના
એક એકને હવે
છૂટું પાડીને હું ગણી શકું છું.

આજે મને
ધરતીની ધૂળના એકેએક કણનો
માત્ર પરિચય જ નથી થયો –
એમના એકેએક શબ્દને હું
સાંભળું છું – સમજું છું.

મેં હવાને પ્રત્યક્ષ જોઈ,
મારા શ્વાસોચ્છ્વાસને
સ્પષ્ટ નીરખ્યા –
જિંદગી ! આજે તારાં ખરાં દર્શન થયાં.

પ્રિય સુરેશભાઈ,

વિષય તથા પ્રસ્તુતીકરણ બન્નેમાં કાવ્યતત્ત્વનું સુભગ સંયોજન હોય એવું ગયા અંકનું શ્રેષ્ઠ કાવ્ય **શ્રી નલિન રાવળનું 'કોઈ ક્યાંક ઊભું છે'** લાગ્યું. એમાં પરંપરા તથા આધુનિકતા બન્નેનો રુચિર સમન્વય થયો છે. કવિની દષ્ટિ સ્થળ-કાળને ભેદી જ્યાં અગોચર તત્ત્વ એની વાટ જોતું ઊભું છે ત્યાં પહોંચે છે. કવિ ભાવકને પણ કામનાના રેતીરણોની બહાર–અણજાણ ઓળાઓના અવકાશથી પણ બહાર– દૂર દૂર જે તત્ત્વ છે તેના સાન્નિધ્યમાં લઈ જાય છે. એ યાત્રા એટલી આહ્‌લાદમયી તથા શાંતિદા છે, કે એક સુરમ્ય કાવ્ય વાંચ્યાનો આનંદ સમગ્ર ચેતનાના સર્વ સ્તરોમાં વ્યાપી જાય છે. આથી એ કાવ્ય પારિતોષિક યોગ્ય લાગ્યું છે.

સ્નેહાધિન,
**ચંદ્રકાન્ત મહેતા**

**નિર્ણય □ એલિઝાબેથ જેનિંગ્સ □ હર કીશન કોટીચા**

તાકી તાકી જોયા કરું એવા એકેય દર્પણ હવે નહીં,
જેમાંથી જોઉં એ ચશ્માંના કાચ પણ નહીં,–નહીં,–
–જે સુખ લાવે છે મારી કને આ આખાયે જગતનું.
હું અહીં ને કાચ ત્યહીં.

મારી પોતાની પિછાણ
ભલે બીજાને હાથે સોંપી દઈએ હવે.
ઈચ્છું
કે એવાને, –
– જે સમજે
અને કહે : નિષ્ઠા વગી છે મને.

અથવા કહે,
આરંભ ક્યાં અને અંત ક્યાં એનો
પણ,
ક્યાંય પણ
જુઠ્ઠા અરીસાઓ નહીં, નહીં

**□ રાજેન્દ્રસિંહ રાયજાદા**

સૂરજ ડૂબ્યો
અને
ઘાસની મિલન-ઝંખના
રાત આખી તરફડતી રહી.
સવારે સૂરજ ઊગ્યો
ને—
તૃણના આંસુને
હળવેકથી લૂછી નાખ્યાં !

☐ પન્ના નાયક

હું શૂન્ય થઈ બેઠી'તી
ત્યાં
મારા મનના વૃક્ષ પર
મુખમાં તણખલાંવાળું કોક પંખી બેઠું.
મને તો એમ કે
એ પલકમાં ઊડી જશે.
(પંખીને ઊડતાં વાર શી ?)
ના, એને તો
મારી ડાળ પર માળો બાંધવો'તો.
મારા શ્વાસમાં એને ધબકવું'તું.
ઓલ્યા ભવની ઓળખ
રાંખ્યુંને આપવી'તી.
એણે માળો બાંધ્યો.
ખાસ્સી મોટી પાંખો પસારી
મને સમાવીય લીધી.
કેટલીય રાતોની
અમારી પાંપણોની મૂંગી મૂંગી વાતથી
મારા ઘા રુઝાવા માંડ્યા.
ત્યાં
એને શુંય સૂઝ્યું
કે
મારા અર્ધરુઝ્યા વ્રણ ખોલી નાખી
ભરચાંદનીએ મને બળતી મૂકી
એ ઊડી ગયું.
મારા નીલ ગગનમાં
હવે ક્યાંય એનો ભાસ નથી.
અને છતાંય
કોણ જાણે કેમ
વૃક્ષની ડાળી ડાળી
એના ભારથી લચી ગઈ છે.

બે ગઝલ ☐ ભગવતીકુમાર શર્મા

બારણાં ખુલ્લાં, ટકોરા બંધ છે;
આંગળીમાં ઝૂરતો સંબંધ છે.

બોજ લાગે છે હવે મારો મને;
કેટલા ઝૂક્યા સમયના સ્કંધ છે!

ચોપડી અભરાઈ પર મૂકી દીધી!;
કો' પતંગું એ મહીં અકબંધ છે.

પાંદડે પોઢેલ શ્વાસો ક્યાં ગયા?
પાનખર પર તો અહીં પ્રતિબંધ છે!

મોરપીંછ મેં સ્મરણ ગૂંથ્યા કર્યાં;
રંગથી મારે ઋણાનુબંધ છે!

☐

શ્વાસ કેરા રાજહંસો ક્યાં ગયા?
આંહીં તો ઊડી રહ્યા છે કાગડા.

જે ન આવ્યા તે અતિથિને વિશે
ક્યારના પૂછી રહ્યા છે કાગડા.

સૂર્યની કચ્ચર કંઈ નળિયે ખૂંપી;
છાપરું ચૂંથી રહ્યા છે કાગડા.

સંસ્કૃતિના કણ ઉકરડે તો નથી?
કંઈક ફંફોળી રહ્યા છે કાગડા.

નીલિમા અક્ષય, તગતગતો તનાવ;
વ્યોમને કોચી રહ્યા છે કાગડા

પાંખથી ફફડાટથી વરસી ઝડી;
ધ્રૂજતા પલળી રહ્યા છે કાગડા.

આ દિશાઓ તો બધી સંદર્ભહીન;
કોને સંબોધી રહ્યા છે કાગડા?

## DREAMS ☐ *Amita Modi*

*Gentle breeze has a trace of memory,*
*Of a chance meeting with a riot of blooms,*
*That have now faded.*
*It only lives on dreams.*

*Dreams are made of desires denied:*
*Dew drops pretending to be the sun;*
*Lonely puddle in an arid land*
*calling itself an ocean;*
*Ripples struggling to sculpture*
*a monument to their glory.*
*Pigeons wishing to fathom the sky.*
*Dreams are sighs of frustration,*
*Images of aspiration.*

*Dreams are made of mirrors*
*Reflecting facets of a broken soul,*
*Or of prism imitating the colors of a rainbow.*
*They take refuge in the darkness of night,*
*Like groundhogs hiding in their burrows,*
*Or an owl decrying the arrival of light.*

*Dreams are like tourists, with foggy illusions,*
*on holidays,*
*Carefree extravagance of mind and matter,*
*Never long enough and planning for the next.*

*A vitamin pill!*
*A tranquilizer for the tired mind!*
*But on this summer morning,*
*When gentle breeze has a trace memory,*
*Of a chance meeting with a wild blueberry,*
*I need no mirrors, prisms, or holidays.*
*For in the calm waters of Lake Shuswap*
*Are reflected the dimples of my cheek.*

હૈયું ખોવાયું એક વેળા

મારું હૈયું ખોવાયું એક વેળા
રે રાજ, મારું હૈયું ખોવાયું એક વેળા.

જ્યારે સૂરજદેવ થાકી આકાશથી પશ્ચિમમાં ઊતરી ગયેલા,
ધરતીરાણીનું હૈયું જ્યારે ઉલ્લાસથી શ્વાસ લેતું આશાથી ભરેલ
એવી એક સાંજરે ખેડું બનેલ આ
હૈયું ખોવાયું એક વેળા
રે રાજ, મારું હૈયું ખોવાયું એક વેળા.

ત્યારથી તે આજ સુધી ચોરે ને ચૌટામાં શોધું હું બહાવરી બની એને,
સાગરને તીર કે નદીઓનાં નીરમાં, તારલાંને લાખ લાખ નેણે
ક્યાંયે ના લાધતી, સરેરે ગયેલ જે
હૈયું ખોવાઈ એક વેળા
રે રાજ, મારું હૈયું ખોવાયું એક વેળા.

ખોળી ખોળીને એની આશા છોડી આજ હું આવતી'તી સીમમાંથી જ્યારે
ત્યારે દીઠા મેં કહાન પાવો વગાડતા ઝૂલીને વડલાની ડાળે,
બોલું શું પાવાના મધમીઠા સૂરમાં, જે
હૈયું ખોવાયું એક વેળા?
રે રાજ, મારું હૈયું ખોવાયું એક વેળા.

ગુલાબદાસ બ્રોકર.

## સપના □ અમિના મોદી □ અનુ.: બાલ મલજી

મંદ સમીરને યાદનો અણસાર છે
નિર્ગંધ ખીલેલાં પુષ્પોના આકસ્મિક મિલનનો.
હવે એ પુષ્પોય નમી ગયાં.

સપનાં એ જ સમીરની જીવાદોરી.
સપનાંનું સ્વરૂપ છે અતૃપ્ત ઓરતા,
સૂર્ય બન્યાનો ભ્રમ સેવતા ઓસબિન્દુઓ,
પોતાને મહાસાગર માનતા સૂકી ધરતીમાંના એકાકી
ખાબોચિયા સમા,
આપવડાઈને શિલ્પમાં કંડારવા ઇચ્છતા વામણાં
જલ-મોજાં,
નિરાશાના નિસાસા,
આકાશને તાગવા મથતા કબૂતરો,
આકાંક્ષાઓની આકૃતિઓ.
સપનાં બને છે ભગ્નાત્માના પહેલુઓને
પ્રતિબિમ્બિત કરતા અરીસાઓથી
કે મેઘધનુષની નકલ કરતા 'પ્રિઝમ' વડે.

રાત્રિના તિમિરમાં એ લપાઈ જાય છે
દરમાં પેસી જતા ભૂચરની જેમ
કે ઓજસના આગમનથી અકળાતા
ઘૂવડ સમા.
સપનાં તો છે પ્રવાસીની ધૂંધળી ભ્રમણા,
પિંડ અને બ્રહ્માંડની નચિંત ઉડાઉગીરી
જે પૂર્ણતાને પામી નથી
અને નૂતનતાની ખોજમાં રહે છે.

સપનાં છે પ્રજીવકની ગોળી,
થાકેલા મનની શાતા.
પણ ગ્રીષ્મના આ પ્રભાતે
જ્યારે મંદ સમીરમાં સ્મૃતિનો અણસાર છે
અરણ્યમાં ઊગેલા
બ્લુબેરીના આકસ્મિક મિલનનો
ત્યારે મને ન તો અરીસાઓ ખપે,
ન 'પ્રિઝમ', ન અવકાશ
કેમ કે શુશ્રેપના કાસારના શાંત જળમાં
પડ્યા છે
મારા ગાલના ખંજનાના પ્રતિબિમ્બ

## સરળ રેખા માટે □ જગન્નાથ ચક્રવર્તી □ નલિની માડગાંવકર

[બંગાળી કવિતા]

સામાન્ય એકાદી સરળ રેખા માટે માથું ખંજવાળું છું,
મળતી નથી.
પૃથ્વી પર ક્યાંય પણ સરળ રેખા નથી.
આકાશ કાજળીના ફૂલ જેવું નીલ પરંતુ ગોળાકાર.
દિગન્ત પણ ચક્રાકાર.
નદી વાંકીચૂંકી, પહાડ ખાડખૂબડિયો,
તળાવ ચપટું, પેટે ચાલનારાં પ્રાણી જેવું આડુંઅવળું
કિનારા પર ફરવું.
કૂતરાની વળેલી પૂંછડી, હરણનાં બરછટ શિંગડાં,
ગાયની ચિરાયેલી ખરી અને દૃષ્ટિને ચૂકવતો ગ્રાન્ડટ્રંક રોડ
એયે આટપટિયો.
લાગે છે, સૃષ્ટિમાં હજી સરળ રેખા જન્મી જ નથી.
જેટલાયે ઘાટ તે બધાં ઈંડું, નારિયેળ, કેળફૂલ સુધ્ધાં
કોઈ ગોળ કોઈ અર્ધગોળ.
એકાદુંય સીધું નહીં.
કોઈ માણસ પણ સીધો નહીં,
એને ય જાણવો કઠણ.
માથા પર સૂર્ય—જાસૂદફૂલ
તેમની પણ ચાલ સીધી નથી,
ઉત્તરાયણથી દક્ષિણાયન
નશાબાજની જેમ ઢળે છે.
આંખને સીધું કંઈ પણ દેખાતું નથી.
તારી અણસારાની ભાષા પણ
મારા હૃદયમાં આવતાં કેમ જાણે વંકાઈ જાય છે,
અને મારી સરળ ઇચ્છા પણ તારી દ્વિધા વચ્ચે
બની રહે છે માત્ર ખૂણાળી.
સામાન્ય એકાદી સરળરેખા માટે આપણે બેઠા છીએ.

## ઊગતા સંબંધોની પેલે પાર.... ☐ કિશોરસિંહ સોલંકી

ઊગતા સંબંધોની પેલે પાર કરોળિયાનું ગૂંથાયેલું જાળું હશે. એમાં અટવાયેલું હશે ગામ. ગામમાં એક ઘરની ભીંતે ચીતરાયેલો હું મયૂર થઈને ટહુકતો હોઈશ. મારા ગળચટ્યા ટહુકા પડછાયા વિના બોદા બોદા એકાન્તમાં લય પામવાનો પ્રયત્ન કરતા હશે. આંગણામાં તુલસી ઘીના દીપની રાહ જોતી અકળાતી હશે.–ને ઘરની લીંપેલી ઓકળીઓમાં ઊગી નીકળશું આપણે. ઘરમાં, ગામમાં અશાંતિના ઓછાયા પડતા હશે અને આપણે તો ફૂટતાં હોઈશું ફણગાતા દર્ભની તીક્ષ્ણ ધાર જેવાં અને – તેથી જ તો આપણને ગમતું હશે જંગલ. આપણે કોઈ હરણાંની આંખોમાં ગભરાશ થઈને તાકયા કરતાં હોઈશું– એ લીલાં ગુંજાર વૃક્ષોની આરપાર. આંખોના પરોઢિયે ચહચહાટ કરતાં ઊડતાં હશે આખા વનનાં પંખીઓ, રાતભર ખંખેરી ઊઠતાં હશે રાની પશુઓ, કંકુવરણું હસતી હશે કૂંપળો–એટલે જ તો આંખોમાં ઊગેલો ચંદ્ર પણ આથમતો હશે અને ઊગતો હશે સૂરજ...આખું આકાશ ઊગીને હળવે હળવે આવીને બેસતું હશે એ આંખોની ટોચે. પાંપણોના પર્વતોની ભીતરમાં પોઢેલાં વાદળાં નદી થઈને વહેવા માંડશે...નદીમાં તો ભીની-લીસી ચળકાટવાળી રમતી હશે માછલીઓ – કોઈ માછીમાર જાળ નાખીને ઊભો હશે ......

સ્થિતપ્રજ્ઞાવસ્થામાં કોઈ બગલો પણ ઊભો હોય. બગલો તો નદીને આખી ને આખી પીતો છીપલાંમાં ખોવાઈ પણ ગયો હોય. નદીના સૂકા પટમાં –પથરાયેલી રેતીમાં – કોઈનાં અજાણ્યાં પગલાં પણ રઝળતાં હોય ... વળી સારસ ને સારસી ગેલ કરતાં હોય કોઈની શેહશરમ વિના. આપણે નહાતાં હોઈએ–ઝરણાંની નદીમાં. એટલે જ આપણે હરણાંની આંખોની ગભરાશ હોઈએ.–કદાચ ગામની પાદરે વડની વડવાઈઓ થઈને લટકતાં પણ હોઈએ ...ઘરના કોઈક ખૂણામાં બે પારેવાંએ માળો પણ કર્યો હોય અને એકબીજાની ચાંચમાં ચાંચ ભેરવીને છાની છાની ગોઠડી પણ કરતાં હોય ... – તો કરોળિયાના જાળામાં ગૂંથાયેલું હોય ગામ, નદી ને જંગલ અને આપણે જીવતાં હોઈએ આપણા ઊગતા સંબંધોની પેલે પાર ......

## કવિતાની ગતાગમ □ જેઈમ્સ રીવ્ઝ □ અનુ. : જગદીશ જોષી

### પ્રકરણ ૧ : કવિતા અને તમે

હજી થોડા જ વખત પહેલાં વીસ વ્યક્તિઓને આ પ્રશ્ન પૂછેલો: "તમે કવિતા વાંચો છો? આ બધી વ્યક્તિઓ એકવીસથી સિત્તેર વચ્ચેની પુખ્ત ઉંમરની હતી અને સમાજના વિવિધ ક્ષેત્રોનું પ્રતિનિધિત્વ ધરાવતી હતી. શિક્ષકો, કામદારો, એક ડૉક્ટર, ધંધાદારી સંગીતકાર, ત્રણ મજૂરો, કારકુનો, દુકાનદારો વગેરેનો તેમાં સમાવેશ હતો. આ વીસમાંથી પ્રત્યેક વ્યક્તિને વૈયક્તિક રીતે પુછાયેલા પ્રશ્નના ઉત્તરમાં એક સ્ત્રીએ કહ્યું કે, બીજી બધી આશાયેશ કરતાં હું સતત કવિતા વાંચવાનું પસંદ કરું છું. બીજા એકે કહ્યું કે, હું અવારનવાર કવિતા વાંચું છું—મુખ્યત્વે સામયિકો ને સંપાદનોમાં આવતી સમકાલીન કાવ્યકૃતિઓ. ચાર જણાએ કહ્યું કે, અમે કયારેક કયાકરેક કવિતા વાંચીએ છીએ... વર્ષમાં એકાદ વાર કદાચ કાવ્યનું પુસ્તક હાથ ચડે. બાકીના ચૌદ જણાએ કહ્યું કે, અમે કયારેય કવિતા વાંચતા નથી. મોટા ભાગની વ્યક્તિને કવિતા સાથે કંઈ વાંકું નહોતું. જો કે આમાંની બેત્રણ વ્યક્તિઓને એમ પણ લાગ્યું કે કવિતા વાહિયાત છે અને તે સામે તેમને સખત વિરોધ છે. બાકીની વ્યક્તિઓને કવિતા સામે કશો વાંધોવચકો ન હતો: માત્ર તેમને તે પ્રત્યે રુચિ જ ન હતી.

જો આ જૂથ ઠીક ઠીક પ્રમાણભૂત હોય, અને મને વિશ્વાસ છે કે એ છે પણ ખરું, તો પુખ્ત ઉંમરના લોકોમાંથી સિત્તેર ટકાને તો કવિતા સાથે આછોપાતળો કે લગભગ નહિવત્ નાતો જ છે. વીસ ટકા લોકો કવિતા વગર નભાવી શકે છે. પ્રત્યેક દસમાંથી માત્ર એક જ વ્યક્તિને મન તેનું જીવંત મૂલ્ય છે. અલબત્ત, મેં તપાસેલું જૂથ એટલું બધું નાનું છે કે આને વૈજ્ઞાનિક વિશ્લેષણ ન પણ કહેવાય વળી, આ પ્રયોગને મેં આગળ ધપાવ્યો પણ નથી. કવિતા પ્રત્યે અભિગમ ધરાવતી ઉપર્યુક્ત બે વ્યક્તિઓ દ્વારા કઈ કક્ષાની કવિતા વંચાતી અને મણાતી તે જાણવા પણ પ્રયત્ન કર્યો નથી કે નથી પ્રયત્ન કર્યો એ જાણવા માટે કે સિત્તેર ટકાની આ અવગણના શાં કારણોસર છે. છતાં, એક સવાલ પૂછવા પૂરતો હું આગળ વધેલો: "તમે ભૂતકાળમાં કયારેય કવિતા વાંચી છે?" આના ઉત્તરમાં, ત્રણ સિવાય સૌએ બેધડક 'હા' પાડેલી. લાગે છે કે લગભગ દરેક જણ નિશાળમાં થોડીક કવિતા તો વાંચે જ છે અને વિદ્યાર્થી અવસ્થા બાદ જવલ્લે જ કોઈ તેને સંભારે છે. તો શું, નિશાળમાં શીખવાય અને બહારની દુનિયામાં પ્રવેશતાં જ જે ભૂલી જવાય એવો જ કોઈ પદાર્થ એટલે કવિતા?

ખાસ કરીને બે પ્રકારના વાચકવર્ગને હું સ્પર્શવા માગું છું: એક તો, એ સ્ત્રી-પુરુષો જેમને કવિતા પ્રત્યે સામાન્ય રીતે ધૂંધળો સદ્ભાવ હોય, છતાં જેમણે ખરેખર કવિતા વાંચી નથી કે નથી એ વિશે પોતાનું ગંતવ્ય સ્પષ્ટ કરવાની તકલીફ લીધી; આ એવો વર્ગ છે કે જે થોડાંક મનપસંદ કાવ્યો વાગોળે છે છતાં એ યાદીને વિસ્તૃત કરવાની એમને ખાસ ધગશ નથી. બીજા વર્ગમાં, સાહજિક રીતે બુદ્ધિમંત અને સજાગ એવાં સ્ત્રી કે પુરુષ આવે છે. એને કવિતાનો કોઈ ખપ નથી કારણકે એમાં પોતા માટે કશું નથી એમ એ માને છે: એવી વ્યક્તિ કે જે સંગીતની બેઠક કે ચિત્રોનું પ્રદર્શન માણી શકે પણ જેને માટે પદ્યસ્વરૂપે લખાયેલો શબ્દ માત્ર અગોચર ભૂમિ છે.

કવિતાનું આયુષ્ય તો મનુષ્યની વાચા જેટલું જ છે, સૈકાઓથી અસંખ્ય માણસોના રસનું કેન્દ્ર કવિતા રહી છે; કંઈક શ્રદ્ધાળુ સ્ત્રી-પુરુષને દુન્યવી સિદ્ધિઓથી વિમુખ કરીને પણ કવિતાએ તેમને આકર્ષ્યાં છે. અને દરેક કાળમાં હરેક પ્રકારના માનવીની દિલચસ્પીનું કારણ કવિતા બની છે.

ઉપરાંત, કવિતા-પ્રેમ ભાગ્યે જ ઘેલછા બની રહે છે. કવિતાનો પ્રેમ એક વાર પામીએ પછી એ ક્વચિત જ છૂટે છે. કોઈ કોઈ વાચક શાળાજીવનમાં કવિતા માણે, પણ પછી એ આનંદ ખોઈ બેસે એમ બને ખરું: પણ સંભવિત છે કે એને કવિતા કાં તો ખૂબ સરસ રીતે કે કાં તો ખૂબ નીરસ રીતે શીખવાઈ હોય. એને ગમતા કોઈ ઉત્સાહી શિક્ષકે એનામાં કવિતા પ્રત્યે માત્ર ક્ષણિક, આવેશમય રસ જગાડયો હોય: કે કોઈ અણઘડ શિક્ષક એનામાં ક્ષણિક કે કદાચ આજીવન અણગમો પણ પ્રેરે. છતાં પણ, થોડીક પીઢતા ધરાવતો વાચક એક વાર જો કવિતામાં આપમેળે રસ મેળવી શકે તો પછી એ કદાચ ક્યારેય તે રસ નહીં ગુમાવે.

કોઈ પણ માણસ સદાકાળ માટે કવિતા-પ્રેમના ચેપથી સુરક્ષિત તો છે જ નહીં. પણ ઘણાં સંભવિત વાચકોને આધુનિક જીવન કે શિક્ષણ દ્વારા કવિતા વિરુદ્ધ 'રસી' મુકાતી હોય છે. કવિતા અંગત આનંદનો વિષય છે. લોકશિક્ષણ પહેલાં કે મુદ્રણકળાની શોધ પહેલાં એવો જમાનો હતો કે કવિતા જનસમુદાયનું માધ્યમ હતી. જ્યાં કવિતા – મુખ્યત્વે ગીતના સ્વરૂપે – સામૂહિક સંસ્કારમાધ્યમ હોય એવા પૌરાણિક સંસ્કૃતિ ધરાવતા પ્રદેશો હજી આજે પણ છે. જોકે ઘણાં વર્ષો થયાં યુરોપ કે અમેરિકામાં આ પરિસ્થિતિ નથી રહી. રેડિયો કે એવાં બીજાં માધ્યમો દ્વારા કવિતાને ફરી એક વાર સામૂહિક પ્રવૃત્તિ બનાવવાના પ્રયત્નો થયા છે અને હજી થતા રહે છે. એ પ્રયત્નોને એવી સરિયામ સફળતા નથી મળી એટલે એની

ચર્ચા કરવી મારે માટે નિર્હેતુક બની રહેશે. જ્યારે હું 'કવિતા અને તમે' કહું ત્યારે વ્યક્તિગત રીતે તમે, એક અંગત વ્યક્તિ તરીકે તમે, એમ મને અભિપ્રેત છે. વ્યક્તિમત્તાની જાળવણી-કેળવણી વિરુદ્ધ હમણાં હમણાં એક પ્રતિક્રિયા-પણ જોવા મળે છે. સામૂહિક માધ્યમો પર આપણે વધુ ને વધુ નિર્ભર થતા જઈએ છીએ અને આ કે તે મંડળીના સભ્ય તરીકે વર્તવા આપણે વધુ પ્રેરાયા છીએ. સામૂહિક રસાસ્વાદ માટે કવિતા અનુકૂળ માધ્યમ નથી. સભાખંડમાં સંગીત માણી શકાય કે આર્ટ ગેલેરીમાં ચિત્રો માણી શકાય. અનેક માણસોનાં ટોળામાં ઈજનેરી કે ઈમારતી સિદ્ધિની પ્રશંસા આપણે કરી શકીએ. સમૂહમાં જેઓ કવિતા-પઠન યોજે છે તેમનાં કાર્યને હું ઉતારી પાડવા નથી માગતો પરંતુ એકાંતમાં કરાતા કવિતાવાચનના આનંદની પડછે સામૂહિક આસ્વાદનું અર્પણ ઘણું ક્ષુલ્લક છે.

ગર્ભશ્રીમંતોના સભાખંડમાં સામૂહિક આનન્દ માટે યોજાતા કાવ્યવાચન-સમારંભોને અને ભાટચારણોને ભૂંસી નાખનાર મુદ્રણકળાની શોધથી કવિતા લગભગ પડદાનશીન થઈ ગઈ એમ કદાચ માની લેવાય. પણ એવું થયું નથી. જોકે એટલું તો જરૂર કે આથી કવિતા વધુ અંતર્ગત બની; એ અભ્યાસખંડ, શયનખંડ કે વિશ્રાન્તિના સ્થળને વધુ અનુકૂળ બની. પરિસ્થિતિ કદાચ ફરી એક વાર પલટાતી હશે; પણ હવે કવિતા વિશે લખવું હોય તો તમારા એકાન્તના આનંદ માટે કે બહુ બહુ તો એક કે બે મિત્રો સાથે તમારા આનન્દના સાધન તરીકે જ કવિતાનો ઉલ્લેખ હું કરી શકું.

આજકાલ બુદ્ધિશાળી વર્ગમાં કવિતાની વગ ઓછી થતી જાય છે એનાં બીજાં કારણોમાં એ પણ ખરું કે આજે કવિતા તાત્ત્વિક રીતે રાષ્ટ્રવાદી ન બની હોય તો પણ રાષ્ટ્રીય તો બની જ છે. પ્રગતિશીલ માણસો આજે આંતરરાષ્ટ્રીય ચમત્કારવાળી કલા તરફ વધુ આકર્ષાય છે: ખાસ કરીને ચિત્રકળામાં, શિલ્પમાં કે સંગીતમાં. આ વર્ગ કોઈપણ દેશનું ગદ્યસાહિત્ય વાંચે છે, જરૂર પડયે પોતાની ભાષામાં અનુવાદિત કૃતિઓ પણ વાંચે છે. તેમના સાંસ્કૃતિક જીવનને આથી એક આંતરરાષ્ટ્રીયતાનો ઝોક મળે છે. એકમાત્ર કવિતા જ અનુવાદમાં અવતરવા સામે જક પકડી બેઠી છે. હા, કવિતાના ભાષાંતરો થાય છે અને એ પ્રસિદ્ધ પણ થાય છે જ; છતાં વસ્તુસ્થિતિમાં આથી કંઈ ફેર પડતો નથી. જ્યાં સુધી ભાષાન્તરકારમાં તે કૃતિને પોતાની ભાષામાં નવો અવતાર આપી શકે એવી આગવી પ્રતિભા ન હોય ત્યાં સુધી અનુવાદિત કવિતા કોઈ માણી શકતું નથી, અને બહુ જૂજ ભાષાંતરકારમાં આ પ્રતિભા હોય છે. અનુવાદિત આધુનિક કવિતા રસપ્રદ

લાક્ષણિક હોવા કરતાં આંતરરાષ્ટ્રીયતાની નૂતન ભાવનાના અભિષેકરૂપે વિશેષ છે. મારા મુદ્દાને આ હકીકત જ મુખ્યત્વે સાબિત કરી આપે છે કે કવિતા એ અનુવાદક્ષમ નથી.

સદ્‌નસીબે અંગ્રેજીભાષી વિશ્વ ઘણું વિશાળ છે અને જેને અંગ્રેજી લખતાં-બોલતાં આવડે છે તેમાંથી કોઈ પણ, વિશ્વના મોટામાં મોટા સાંસ્કૃતિક વારસાથી – અંગ્રેજી કવિતાથી – વંચિત રહેતું નથી. અંગ્રેજી કવિતા એટલે મારે મન અંગ્રેજી ભાષામાં લખાયેલી કવિતા – અમેરિકન, ઑસ્ટ્રેલિયન, આફ્રિકન કે કોઈ પણ અંગ્રેજીભાષી વ્યક્તિની કવિતા.

કવિતાનો પ્રેમ એ હૃદયકારણની ઘટના છે. કોઈ તમને એના પ્રેમમાં પડવા સમજાવી શકે નહીં, કે પ્રેમમાં પડતાં અટકાવી શકે નહીં, કે ન તો કવિતાની અવેજીમાં બીજી કોઈ વસ્તુને ચાહવા અનુરોધ કરી શકે. પ્રેમનો સંભવ તો અચાનક રીતે, અસંબદ્ધ રીતે ને અણચિંતવ્યો જ થાય. જોકે કોઈ વ્યક્તિ સાથે પ્રેમમાં પડવું અને કવિતા સાથે પ્રેમમાં પડવું અમુક રીતે તો જુદું છે જ. વ્યક્તિ સાથેનો પ્રેમ તો સબળ કારણો વિના પણ ઓસરી જઈ શકે. તમે આકર્ષણ કે વળગણને પણ પ્રેમ સમજી બેસો. પણ તમારી અને કવિતા વચ્ચે આવું કંઈ બનવાની શક્યતા જ નહીં – જો તમારા આરંભકાળમાં કવિતાનો પરિચય ખોટી રીતે ન થયો હોય તો. ઉપરાંત, તમારી ને કવિતા વચ્ચે અનુત્તર અનુરાગ જેવી કોઈ વસ્તુ જ સંભવી ન શકે. તમારી પ્રેમચેષ્ટાને કવિતા નકારી શકતી નથી અને તમે જે કંઈ તેને આપો તેનું સામું તમને આપવામાં પણ કવિતા આનાકાની નથી કરી શકતી. ઔચિત્ય, નિસ્પંદતા કે બેવફાઈ કવિતા માટે અશક્ય છે. કવિતા બુદ્ધિનો વિષય પણ છે જ. બે વર્ષનું બાળક પણ માત્ર ધ્વનિમાધુર્યને કારણે જોડકણાં સાથે પ્રેમમાં પડે; પરંતુ એમાં જો કંઈક પણ સત્વ ન હોય, એની ઊગતી બુદ્ધિને આકર્ષે તેવું કંઈક પણ ન હોય તો એ પ્રેમ ઊંડાં મૂળિયાં નહીં નાખી શકે.

કવિતા હૃદયકારણનો વિષય છે ને કોઈ લેખક તમને તેના પ્રેમી બનાવી શકે નહીં. બહુ બહુ તો એ તમને હરેક જાતની કવિતાથી પરિચિત કરે અને એને પોતાને કઈ કૃતિ સર્વોત્તમ લાગે છે એટલું કહી શકે; બસ, અહીં એનું કર્તવ્ય પૂરું. પણ ઉત્તમ પ્રકારની કવિતાનું વલણ લજ્જાશીલ હોવાનું જ; એનું સંવનન કરવું જરૂરી છે. અને અહીં આપણને હૃદય અને બુદ્ધિ બન્ને સાથે પનારો પડ્યો છે એટલે અમુક અંશે વાતચીતનો અને સમજૂતીનો પણ ખપ ખરો. અવલોકન-કાર જરૂર ખોળી કાઢશે કે પુસ્તકનું ઉત્તમ અંગ તેનાં અવતરણો છે. જો બહુ જ

નિષ્ફળ જાય તો કમસે કમ આ અવતરણો શોધી કાઢો, તેને વાંચો, તેને મોટેથી બોલો અને બને તો બસ તેને માણવા ખાતર જ માણો. આટલાંને જો તમે માણી શકશો તો બીજું પણ માણશો. અહીંનાં પૃષ્ઠોમાં તમે કવિતાને મળશો. એમ નહીં માની બેસતા કે તમને "જિન્દગી પાટે ચડાવવામાં" કવિતા સહાયરૂપ બનશે. નહીં બને. પણ, એક વાર તમે પાટે ચડી ગયા અગર ન ચડી શક્યા કે પાટે ચડવાની ઝંઝટથી જ તમે તંગ આવી ગયા ત્યારે તમને જિંદગીની તે તે પરિસ્થિતિ માણવામાં મદદરૂપ થઈ શકે એવી વસ્તુ છે આ, – **कविता.**

## જેઈમ્સ રીવ્ઝ વિશે થોડુંક

ઓગણીસ વર્ષ સુધી શાળાઓમાં અને 'સ્કૂલ્સ ઑફ એજ્યુકેશન'માં અંગ્રેજી શીખવ્યા બાદ, તેંતાળીશ વર્ષની વયે આ કવિ અને શિક્ષકે નિવૃત્તિ લઈ લીધી. પોતાની કલમને બળે જ આજીવિકાનુ ઉપાર્જન કરવાનો તેમણે નિર્ણય લીધો.

તેમનાં લખાણો–કાવ્યો, વિવેચનલેખો, સંપાદનો અને કવિતાશિક્ષણની મીમાંસા–વિપુલ છે. સાત કાવ્યસંગ્રહો ઉપરાંત તેમણે અનેક બાળકાવ્યો આપ્યાં છે. 'બાળકાવ્યો કઈ રીતે લખવાં' એ વિશે એમણે સુંદર પુસ્તક પણ આપ્યું છે. અવગાહન અને અનુભવથી સમૃદ્ધ એવા આ લેખક, શિક્ષક તરીકે અને કવિ તરીકે, આ વિષય પર બોલવા માટે અધિકારી માણસ છે. અને એથી જ કદાચ એમણે કવિતાને પોતાના શેષ જીવનકાળ દરમિયાન એકમાત્ર વ્યવસાય તરીકે સ્વીકારી છે.



## શા માટે? □ પ્રકાશ દવે

ચહેરાના ચાર મિનારની વચ્ચે
પુષ્પોની પાંગરતી વસંતમાં
રોજ પુષ્પ ઊગતાંની સાથે જ
સૂરજ શા માટે બિડાઈ જતો હશે?

રસ્તા પરનાં પાટિયાંઓ
મારી જ જાહેરાત કરી
મને વેચતાં હોય એમ કેમ લાગે છે?

ઘડિયાળની છડી સાંભળતાં જ
રાતનો અંધકાર
પોતાનો કામળો
સમેટી લઈ જાગે છે.

અને આપણે એને સવાર કહીએ છીએ·
અને પૂછીએ છીએ
કે સવારના પહોરમાં જ
સૂરજ શા માટે બિડાઈ જતો હશે?

## સમય સમયની વારતા ને એક સમયનું ગીત □ સુરેશ દલાલ

આખા દિવસનો થાક
ગલીમાં નખોરિયા ભરતું અંધારું
ઘરમાં
દૂધિયા પેન જેવો ટ્યૂબલાઇટનો પ્રકાશ.
સિલિંગફેનનો બદામી દીવાલ પર ફરતો પડછાયો.
પડછાયાની ફરતી છાયામાં લટકતું ઘડિયાળ.
ઘડિયાળમાં ઘૂંટાતી સમયની બારાખડી.

અત્યારે વાગ્યા છે રાતના સાડાદસ.
આજે સવારે પણ સાડાદસ વાગ્યા હતા
અને આવતી કાલે પણ
સવારે અને રાતે સાડાદસ વાગશે.

સવારે સાડાદસે તો હું ઑફિસમાં પહોંચી જાઉં છું.
ટેબલ પર
પીધેલી ચાહનો કપ
સમયની જેમ
ખાલી થઈને પડ્યો હોય છે.
ઑફિસમાં સમય Official
બોર્ડરૂમની મીટિંગમાં સમય ખડે પગે
કાંડાને કાંઠે સમય તરફડે.

એક સમય એવો હતો
જ્યારે સમય હતો રાજાનો કુંવર.
એક સમય એવો હતો
જ્યારે સમય હતો સોનાનો પહાડ, રૂપાની નદી
સદીઓની સદી પહેલાં
સમય હતો પરીનું ઝાંઝર.

એક વન હતું.
વનમાં ઝાડ હતાં.

પંખીઓના લાડ હતા.
વનની વચ્ચે એક સરોવર હતું.
સરોવરમાં માછલીઓના રંગ હતા, કમળ અને ભૃંગ હતાં.

પરીને ન્હાવાનું મન થયું.
પરીને ગાવાનું મન થયું.
પરીએ ઝાંઝરને કિનારે મૂક્યું ને જળમાં
સરવા લાગી, જળમાં તરવા લાગી.

પરી ન્હાતી હતી
પરી ગાતી હતી
ત્યાં કિનારા પર રાક્ષસ આવ્યો.
એણે પરીનું ઝાંઝર હાથમાં લીધું
ને ખડખડાટ હસ્યો—
એના હાસ્યથી
ઝાંઝર તૂટી ગયું.

રાક્ષસ ઉદ્યમી હતો.
એણે ઝાંઝરમાંથી ટ્રેનના પાટા બનાવ્યા
ફેક્ટરી ઊભી કરી.
એણે ઝાંઝરમાંથી પૈડાં બનાવ્યાં
ઝાંઝરમાંથી ઘડિયાળ બનાવ્યું
ઘડિયાળના કાંટા બનાવ્યા
ને ટ્રેનના પાટા બનાવ્યા.

સમય હવે ૮—૩૫, ૯—૫૫.
સમય હવે આવન-જાવન, જાવન-આવન.
સમય હવે બાવનની અંદર.
સમય હવે બિલ્લી ને ઊંદર.

રાજાનો કુંવર
બળી ગયો છે કપૂરે કપૂરે;
પરી હવે રાજાબાઈ ટાવર ઉપર ઝૂરે.

એક દિવસ મેં સમયને જોયો હતો.
રવિવારની સાંજે શહેરના બગીચામાં
કુટુંબના કૂંડાળાની બહાર
એ ભીખ માગતો હતો.
'માફ કરો' એવું સાંભળી સાંભળીને
સમયના કાન બહેરા થઈ ગયા હતા.
બાગમાં ઊડતા રંગીન ફુગ્ગાઓ જોઈને
એની આંખ આંધળી થઈ ગઈ હતી.

એક દિવસ રસ્તો ક્રોસ કરતાં
એ ચગદાઈ ગયો.
એનો પગ કપાઈ ગયો.
હૉસ્પિટલમાં હજીયે સમય
એક પગે માંડ માંડ ચાલે છે.

સમય તો બહુરૂપી.
એના અજબગજબના વેશ.
એના જાતજાતના રંગ.
સમય ટ્રેનને સળિયે લટકે.
સમય સોનાપુરમાં ભટકે.
સમયને લંચઅવર્સની માયા.
સમયની કાળીધોળી કાયા.
સમય તો કરે ભવાઈનો ખેલ.
સમય તો દરિયે ડૂબ્યો મહેલ.

એક દિવસ સમયને સપનું આવ્યું
કે પોતે ચોપાટીને બાંકડે બેઠો છે.
પસાર થતી ગાડીઓને રોકે છે
પણ ગાડીઓ રોકાતી નથી.
સમય સમયને બોલાવે છે
પણ સમય સમયનું સાંભળતો નથી.
સમય સમયને બોલાવે.
સમય ઢોલકી બજાવે.

સમય ભૂખ્યો રહ્યો
સમય તરસ્યો રહ્યો.

સમય ટાઈપરાઈટરની ડાળે,
સમય બસમાં બીજે માળે.

સમય કાગડો થઈને ઊડ્યો.
કાગડો કાળા રંગમાં બૂડ્યો.

ઊડતા કાગડાને ઝાલો
બૂડતા કાગડાને ઝાલો.

કાગડો ઝાલ્યો નહીં ઝલાય
કાગડો કાબરચીતરો થાય.

એક દિવસ
"સમય ઉઠમણામાં ગયો
પછી શોકસભામાં ગયો.
એણે પોતે જ પોતાના પ્રમુખપદેથી કહ્યું:
'સમય મરી ગયો છે.'
નખમાંયે રોગ ન્હોતો ને ફાટી પડ્યો.
પાંચ વરસ પછી આંખ મીંચાઈ હોત તો—
—તો આપણને રાહત થતે.
પણ જેનો અહીં ખપ તેનો ત્યાં ખપ
સમય માયાળુ હતો.
એની ખોટ કદીયે નહીં પુરાય.
સમયનાં સગાંવહાલાંને
આપણે દિલસોજીનો સંદેશો પાઠવીએ—
કે પ્રભુ સદ્‌ગતના આત્માને ચિરશાંતિ આપે
અને બાકી રહેલાને—આપણને—
દુ:ખ સહન કરવાનું બળ આપે."

રેલવેનું ટાઈમ-ટેબલ, અઠવાડિયાના સાત વાર,
મહિનાના ત્રીસ દિવસ, મજૂરની ત્રણ પાળી,
રેડિયો, ટી.વી.નો કાર્યક્રમ, સવાર, બપોર, સાંજ, રાત,
પચાંગના પીળા કાગળ, સ્કૂલ અને કૉલેજના પીરિયડ્સ,
સવારે નિયમિત વાગતી સાયરન, છાપાંની પસ્તી,
તારીખના ડટ્ટા, 'ડીલે' થતી ફ્લાઈટસ,
બર્થ અને ડેથ કોલમ......બધા જ ......
બધાં જ ઊંધા થઈ ગયાં................
...અને બે મિનિટનું મૌન!

જન્મભૂમિ]



☐ સુરેશ જોષી

આજે હું તારા અન્ધકાર સાથે બોલીશ.
તારા હોઠની કૂણી કૂંપળ વચ્ચેનો આછો કૂણો અંધકાર.
તારા કેશકલાપનો કુટિલ સંદિગ્ધ અંધકાર,
તારા ચિબુક પરના તલમાં અંધકારનું પૂર્ણવિરામ.
તારી શિરાઓના અરણ્યમાં લપાયેલા અંધકારને
હું કામોન્મત્ત શાર્દૂલની ગર્જનાથી પડકારીશ;
તારા હૃદયના અવવારુ કૃપણ ઊંડાણમાં વસતા જરઠ અંધકારને
હું ઘુવડની આંખમાં મુક્ત કરી દઈશ;
તારી આંખમાં થીજી ગયેલા અંધકારને
હું મારા મૌનના ચકમક જોડે ઘસીને સળગાવી દઈશ;
વૃક્ષની શાખામાં ઓતપ્રોત અન્ધકારનો અન્વય
તારાં ચરણને શીખવીશ.
આજે હું અંધકાર થઈને તને ભેદીશ

–ઈતરા]

## પાબ્લો નેરુદા ☐ વિપિન પરીખ

તમને શાહી દબદબાથી દફનાવવામાં નહીં આવે!
તમે એમની વાહ વાહ શા માટે ન કરી?
આગલી સરકારનું પતન થયું કે તરત જ
કાવ્યમાં શબ્દે શબ્દે તમારે ધિક્કાર પ્રકટ કરવો જોઈએ!
તમે 'આલન્દી'ના મિત્ર હતા?
કવિ દેશદ્રોહીનો મિત્ર હોય એ ઠીક નથી! હવે
તમારા માનમાં રાષ્ટ્રધ્વજને અરધી કાઠીએ હવે શી રીતે ફરકાવી શકાય?

સૈનિકોના બૂટની સાથે સાથે
તમારા ગીતનો લય શા માટે તમે મેળવ્યો નહીં?
કરુણ સૂરે લશ્કરી વાજિંત્રો હવે નહીં રડે તમારી અંતિમ યાત્રામાં.
તોપના ધડાકા કરી આકાશને પણ ખબર નહીં આપવામાં આવે કે,
'પાબ્લો તમારી પાસે આવી રહ્યો છે.'

વર્ષો પછી કદાચ
એક બીજી સરકાર આવશે ને
તમને કબરમાંથી ફરી ઊભા કરશે.
લશ્કરી સલામી આપી શાહી દબદબાથી
રેડિયો, ટેલિવિઝન, છાપાંઓમાં જોરશોરથી કહેવામાં આવશે:
'પાબ્લો રાષ્ટ્રનો મહાન કવિ હતો.'
ત્યાં સુધી તમે શાંતિથી સૂઈ રહો, પાબ્લો,
અહીં હિન્દુસ્તાનમાં
અમારી આંખ ભીની છે.

## શોધ □ મુરલી ઠાકુર

ઊંઘ તો વિસામો છે.
વિસામા તો ઘણાય કર્યા–
કેટકેટલી રાતના
છતાં હજીય થાક!
થાક ને વિસામો!
વિસામો ને થાક!
અને એ થાક-વિસામાની
ફેરફૂદરડીમાં તો–
તન ને મન બન્ને
અટવાઈ શોધે છે કોક–
સાચો થાક કે સાચો;
વિસામો!
કહેતાં આવ્યાં છે લોક:
જગજનજીવનનો-
પ્રાણીમાત્રનો
સાચો વિસામો છે મૃત્યુ!
શું થાક સાચો નથી જ
લાગ્યો એવો!
કે એ વિસામાને–
મોકો મળે આવવાનો!
શબને જોઉં છું–
એના મોં પરથી તો કંઈ
વરતાતું નથી થાકનું દર્દ
કે–
વિસામાનો આનંદ!
મારે તો જોવો છે એ.
આનંદ!
શબ બની મૃત્યુને મળી
માણવો છે એ વિસામાનો
આનંદ – આનંદ.
પણ કયારે ?
કયાં ?
અને કયારે? કયાંના–
પ્રશ્નોની સ્મશાનયાત્રામાં
અટવાઈ જાઉં છું
વિસામાના આનંદની
અવિરત શોધમાં.

## ઓલી વાંસળીને □ મકરન્દ દવે

આલી વાંસળીને મારે શું કે'વું,
  કે હાય, મુને કાચી નીંદરથી જગાડે.

આઘે આઘે તો આમ આઘે આવો
એનાં અંધારી કુંજના સૂર,
હાથ મૂકું હૈયે તો હૈયામાં, હાય,
  એનાં ધક ધક ધસમસતાં પૂર,
હું તો મારામાં જાઉં છું તણાતી
  કે રામ, આવું ધાર્યું નો'તું કોઈ દા'ડે!

તોફાની વાયરાથી નળિયાં ઊડે
  ને ભલે, ઘર આખું થાય ભોંયભેળું,
હેમખેમ ડેલીનાં તાળાં લાગ્યાં ને આ તો
    નીંભર પડયું છે નવેળું
કોને કહું કે પડી ધોળે દી' ધાડ,
  કોણ બાંધી લઈ જાય છે બેલાડે. –

કયાય નહીં છાની ને છતરાઈ કયાંય
  એવી ચાલમાં હું જાઉં છેતરાતી,
કોણ એનું કાઢે પગેરું કે બાઈ,
  એની પગલી ન કયાંય પરખાતી,
આંકડા ભીડીને એવી પૂરે અકબંધ,
  પછી મંદિરિયાં માંહ્યલાં ઉઘાડે.

## એવી જ ટાઢાશ? ☐ યાનિસ રિટ્સોસ ☐ અનુ.: નીતા રામૈયા

[ ગ્રીક કવિતા ]

કેટલાય દિવસો, કેટલીય રાતો, કે કેટલાંય વરસો
—એ હવે થાક્યો'તો.

આવો થાક શા માટે?
ઉનાળે ઉનાળે મધરાત પછી
એ સાંભળતો બારી નીચેથી પસાર થતાં જુવાનિયાઓને
હસતાં, ગાતાં, મજાક કરતાં; અને પોતે?

કામ માટે ફરી એણે દીવો કર્યો અને ત્યાં જ
શાહીને ખડિયે સાપોલિયાંને ધીમે ધીમે ચડતાં જોયો—
એમ જ, જેમ—
બહાર—એને થયું: કૂવા પાસે, ફૂલની ક્યારીઓમાં,
પાણીથી છંટકોરાયેલાં બગીચાઓમાં ઉનાળાની સાંજે
સાપનાં ટોળાં ફૂલોમાં ફરી વળે છે.



## ....કળ વળે ☐ ચન્દ્રકાન્ત દત્તાણી

જોજનો તરતો રહું ઊંડાં જળે
ક્યાંક તો આ યાતનાનું તળ મળે!

પાંપણો પોતે જ જેને પી ગઈ
આંખમાં એવાં જ કોરાં જળ મળે.

કેમ આ લીલાશ પણ સાંચી પડે—
કોક દી તો આ તરફ વાદળ વળે!

ઝાંઝવાં થઈ વ્હેમ વરસે છે અહીં
જીવવાં જીવતર છતાં આ છળ તળે.

આવ, લીલુંછમ મળી લઈએ હવે
ગઝલની ગુલરહોર જેવી પળ તળે.

સાવ ઉઘાડાં પડયાં એકાન્ત આ
સ્પર્શથી ઢંકાય તો કંઈ કળ વળે!

## માનો પત્ર ☐ એન. સી. મહાશબ્દે ☐ જયા મહેતા

ફરીથી, મારી માનો પત્ર.
હું આતુરતાથી લઈ લઉં છું, છતાં ય વાંચું છું
પ્રત્યેક પંક્તિ અપરાધી આવકારથી.

પ્રત્યેક શબ્દ અજુગતું પ્રશ્નાર્થચિહ્ન,
મારા વિષેનાં તેનાં સ્વપ્નો કેમે કરીને બદલાતાં નથી,
અને તેની આશાની ક્ષિતિજો કદી યે કાળી નથી,
જોકે હું તદ્દન જુદો અને અજાણ્યો બની ચૂકયો છું.

બધો ગોસમોટાળો થઈ ગયો છે — ખાલી ચાના પ્યાલાઓ
નફ્ટાઈથી ફેંકાયેલાં

સિગરેટનાં ઠૂંઠાંઓ, જેમતેમ પડેલાં થોથાંઓ,
આવાં તો કેટલાંયે ઉધામાઓ જોયા છે, જાણ્યા છે,
જુવાનીના આવેશનો આ જંગલી દાવાનળ.

પણ માના પત્રો તો એના એ જ રહેવાના,
નિરાશાથી આળગા ને અળગા, અને હરએક કાગળ સાથે
એક અણબૂઝી આગ——મારી યાતના.

☐

## હેલી પછી ☐ જયન્ત પાઠક

સાત સાત દિવસ પછી, હાશ—
આજે સૂરજ ઊગ્યો ખરો !
ભીનાં પાનની હથેળીઓમાં ચમકે
શત શત મોંઘા મૂલના મણિ !
ચાંદીની પાટોની પાટો
ઉપરતળે થતી
વહી જાય દરિયા ભણી !
લીલી ફ્રેમે મઢયાં તલાવડીઓનાં દર્પણ
ઝગમગ ઝગમગ
આંગણામાં આડિયું ભરીને વેરેલા કણ
પાંખોની ફડફડ, ચાંચોની ચણ ચણ
ભીનાં પીછાં પર ભભરાવેલો તડકો
તગતગ તગતગ
પ્રલયનાં ઓસરતાં પાણીમાં સરે
ધીરે ધીરે તરંગની તરી
સૂરજનો સફેદ શઢ ફરફરે !

## સાચું નામ □ ભાનુપ્રસાદ પંડ્યા

શી જરૂર છે વળી
તખલ્લુસની ભરતભરી ટોપીની?
આપણે સૌ
લખીએ છીએ જ તખલ્લુસથી!
તમને નથી લાગતું કે -
ફોઈબાની ઓળીઝોળી પછી
જે પહેલી વાર
ઉચ્ચારાઈને 'પડ્યું' હશે,
અદબ-પલાંઠી વાળીને બેઠાં બેઠાં
જેને સાંભળતાંવેંત જ
'હાજર સા'બ' -
એમ મુખે આરડ્યું હશે,
ગોત્રોચ્ચાર વેળાએ
લગ્નોત્રીમાંથી
જે તરડાયેલા ગળેથી
ઠરડાતું દડ્યું હશે ...
અને ... આ દીવાલ પર
લંબચોરસ ફ્રેમમાં
વર્ણ અને વર્ગ સાથે વળગેલું
(નોકરીના પરવાના જેવું)
લટકે છે
એ જ તો છે તખલ્લુસ!
સાચું નામ તો છે ...
છે ...
કહી દઉં ત્યારે...? 'કવિ!'

## નજર ભરીને □ મકરન્દ દવે

કશુંક એવું એવું થઈ રહ્યું છે ચોતરમાં,
ન જેને ઘર કશે, એ આવશે હવે ઘરમાં.

મને તો શબ્દ તણી આ રમત નથી ગમતી,
છતાં રમાડી રહ્યું કોણ આમ અક્ષરમાં?

ખરું, મેં એમને ચાહ્યા છે અંધ આવેગે,
અને ઉજાસ બન્યા એ અનંત અવસરમાં.

અણુની નગરીમાં એ ક્યાંક છુપાઈ ચાલ્યા,
નહીં તો કંપનો ઊઠે નહીં થરેથરમાં.

તમારી સાથે રહ્યો કેમ રોજનો ઝગડો?
અને ન ભેદ રહ્યો કેમ કોઈ ભીતરમાં?

કહો છો, જિન્દગીનો ભાર નથી, પાર નથી,
બન્યા એ પાળિયા રહી ગયા જે પાદરમાં.

કમાલ છો, નજર ભરીને રહ્યા ખૂબ તમે,
અરે, આ ઓળખ્યા, ને ઓળખ્યા ન આખરમાં

## વણજ તિહારી □ મકરન્દ દવે

વાહ, વાહ, વેપારી મન, તેં હાટ ભલી સંકેલી,
ભરી બજારે ખંખેર્યા તેં હાથ ધૂળમાં ખેલી.

એક ઘડી પણ સોદો કરવા બેઠા તે સબ હાર્યા,
રતન પદારથ કોઈ પામવા ફરતા માર્યા માર્યા,
એ સૌની સંગાથ હસી તેં ખાલી હાથ પસાર્યા,
વણઝારોની સાથ તેંય વણઝારો હાંકી મેલી,
વાહ, વાહ, વેપારી મન !–

આગે મુલક બિરનિયા આવે, આવે ઘાટ અરુ પાણી,
ખૂલે ક્યાંક દુવાર, ક્યાંક કાઢી મૂકે દરવાણી,
નજર પડે ત્યાં નગદ પાઈ તે હરદમ હેત કમાણી
સંગ સંગ આ ચલી રંગભર સુરતાની સાહેલી,
વાહ, વાહ, વેપારી મન !–

નહીં નફાનો નશો, ખોટની ક્યાંય નહીં લાચારી,
એમ છતાં તું ઉપાડ બંદા, ગઠડી કાંધે ભારી,
વાહ, વાહ રે વણજ તિહારી, વાહ, વાહ વેપારી !

પૂરણ ખેપ બની પરિપૂરણ, કોણ કહે છે છેલ્લી ?
વાહ, વાહ, વેપારી મન !–

## ક્રાન્તિ ☐ વિપિન પરીખ

અમે કૉફી હાઉસમાં ચાર મિત્રો બેઠા હતા.
એકે સ્હેજ સાકર વધારે મગાવી.
બેરર કહે, "સા'બ, ચીની જ્યાદા નહીં મિલેંગી,
દામ દેને ભી કહાં મીલતી હૈ?"
એટલે એ તૂટી પડ્યો, કહે:
"આ દેશમાં શું મળે છે? ધૂળ?
સાકર નથી, પાણી નથી, દૂધ નથી, પાઉં નથી, ઘઉં નથી.
આ સરકાર જ નાલાયક છે.
એ લોકોને આપણે ઊખેડી નાખવા જોઈએ."

બીજો કહે, "મારા હાથમાં કોઈ મશીનગન આપે તો
આ વારતહેવારે ભાષણો પીરસતા મિનિસ્ટરોને
લાઈનમાં ઊભા રાખી સન્ન્ સન્ન્ વીંધી નાખું."

ત્રીજો કહે, "ના, એ લોકોને એમ મારી નહીં નાખવા જોઈએ.
એ સાલાઓને તો નિર્વસ્ત્ર કરી, ગધેડા પર ઊંધા બેસાડી
ગલીએ ગલીએ મૂંગા માઈક આપી ફેરવવા જોઈએ."

એક જણ કહે, "ના ના. સફેદ કપડામાં અક્કડ ચાલતા
એ સુફિયાણા સંતોને ૯. ૦૫ ની વિરાર ફાસ્ટમાં
એક વરસ સુધી રોજ સવારે મુસાફરી કરાવવી જોઈએ.
એ સજા કદાચ પૂરતી થશે."

એટલામાં ઘડિયાળના કાંટાથી દાઝી ગયો હોય એમ
એક જણ સફાળો કૂદી ઊઠ્યો:
"અરે! બે વાગી ગયા, ઊઠો ઊઠો
પાંચ મિનિટ પણ મોડું થશે તો
ઑફિસમાં પેલો બોસ કૂતરાની જેમ ઘૂરકવા માંડશે."

ને અમે ચાર ઊભી પૂછડીએ
ઑફિસ ભણી ભાગ્યા.

## કવિ ઑડેન ☐ ઉમાશંકર જોશી

ઊંડા આડા કાપા
કાળકુઠારે કર્યા,
નીકોમાં ચહેરો વહ્યા કરે.
રેખાઓનું કરોળિયાંજાળું,
અંદર સપડાયેલી બે અંગાર-આંખો
ધી-પરમાણુની જાણે
(વીજાણુઓની પરિભ્રમણકક્ષાઓ વડે
ગૂંથાયેલી નાભિફરતે)
કોઈ નવતર આકૃતિ.

નર્યો અંગત ચહેરો, નરવો ખાનગી ચહેરો.
'ખાનગી જગાઓમાં જાહેર ચહેરાથી તો -
જાહેર જગાઓમાં ખાનગી ચહેરો ભલો.'

ભાષા કોઈ કવિ કને પોતાનું હૃદય હૈયું ખોલે?
દુનિયા કોઈ મરમીચરણે પોતાની મીરાંત ઢોળે?

દુભાષિયો તું દુનિયા ને એકલવાયા ચિંતિત માનવી વચ્ચે
'આપણે એકમેકને ચાહવું ઘટે, નહીંતર છે મૃત્યુ.'
'આપણે એકમેકને ચાહવું ઘટે, પછી છે મૃત્યુ.'

જનશક્તિ ]

We must love one another or die.

— Auden

# કવિતા

વર્ષ ૬ : અંક : ૭, ઑક્ટોબર, ૧૯૭૩

સળંગ અંક: ૩૭

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

દ્વૈમાસિક



---

**સૂચનાઓ :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :** દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક :** ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

સૂરજ આ અમથું ઉગ્યો ને, અમથું ખીલ્યું ફૂલ ... સમજ્યા.
અમથું છે આ ઝાકળીયું, અમથી ઊગી ભૂલ ... સમજ્યા.
અમથું આ પંખી બોલે છે, અમથું ઊડે કાગ ... સમજ્યા.
અમથું આ એકલતા જેવું, અમથો ખીલ્યો બાગ ... સમજ્યા.
અમથા આ શબ્દો જાગે છે, અમથો એનો અર્થ ... સમજ્યા.
અમથા અમથી કરું કવિતા, અમથો બેઠો ગર્વ ... સમજ્યા.
તેમ છતાં આ અમથું ના કંઈ, અમથો થતો સવાલ ... સમજ્યા.
ઉપર નીચે નાના મોટા, કંઈક અમથા ખ્યાલ ... સમજ્યા.
કાગળનો ટૂકડો છે અમથો, અમથો આ ધોધાર ... સમજ્યા.
અમથા અમથા તારા ઊગે, અમથી સળગે વાર ... સમજ્યા.
અમથી અમથી શરૂ થઈ છે, અમથો એનો અંત ... સમજ્યા.
અમથું અમથું સમજ્યો જે કંઈ, અમથો બાંધ્યું તંત ... સમજ્યા.

[illegible]

## શ્રી માતાજીને □ હરીન્દ્ર દવે

સુદૂરે કોઇ એ નગર, લઘુ ખંડે ત્યહીં તમે
રહીને સાધ્યું જે પરમ તપ, એ આજ સઘળે
ગયું ફેલાઇ, આ ગગન પણ ઓછું અવ પડે
તમારા શ્વાસોથી સુરભિમય વાતાવરણ છે.

અચિંતા વાયુની લહરી થઇ આવ્યા જનની, ને
સમૂચા અંજાયાં નયન મહીં કો જાગૃતિ બની,
નિહાળું જે કૈં એ અલગ, તવ રંગે છલકતું
ન આ પ્હેલાં આવું હૃદય વસવું મા, અનુભવ્યું!

કદી બોલ્યા'તા જે સહજ ત્યહીં એ શબ્દ અવ તો
બન્યો પાયો જ્યાંથી ભવન વિલસે છે અવનવાં.
હવે થંભી વાચા, અકલ તવ એ મૌન સઘળે
છવાતું ને થાતાં મુખરિત રહસ્યો ભુવનનાં.

હજી ફંફોળું કે કુટિર થકી દીવો ક્યહીં ગયો
પછી ચોળું આંખો નભ નહીં થઇ સૂર્ય વિલસ્યો.

## લીલી છમ ક્ષણો □ ઉશનસ્

લીલા લીલા દહાડા અને ઝરમર ઘનો,
પાકી ગયાં પલળીને પ્રથમીનાં વનો;

ખીલી ઊઠયાં લીલાં લીલાં ખેત,
ખેત ભરી ખીલી ઊઠયાં લીલાછમ વ્રણો;

ધસી પડી ભેખડ શાં આવી ગયાં આમ મુખો
કને કને, અને વચ્ચે અફળાતી ધડકનો;

ધડકનોની ભોડભોડ લીલાલીલા લીલવાની
અધવચ લચી પડી ભરીભરી ક્ષણો;

આ પારથી પેલી પાર અમસ્તી જ ગુંજી ઊઠે
રોમાંચોમાં એકાકાર લગાતાર રણઝણો;

અમ બેની વચ્ચોવચ્ચ ગોર્યમાનું કૂંડું કોળ્યું,
પાકું ગલ મૌન, વેઢું ભીના ભીના ધાન કણો;

ખાટી ચૈડ રીસ ઊગી ગઈ લીલીલીલી ટીશે,
હૈયાં જોડાજોડ ગૂંથી ચગ્યો ચચૂકાનો ચણો!

ત્યારે જાણ્યો, હશે જૂનો વ્હાલપનો વાંક પણ,
ઊગી ગયો લીલી ટોચે જ્યારે લય વળાંકનો.

## મુ. શ્રી બચુભાઇ: પંચોતેરમે

□ હરિકૃષ્ણ પાઠક

હજી સુક્કી કાઠી
(જરા ઝૂકી કાઠી)
અણથક ભરે એ જ ડગલાં
સવારે ને સાંજે.
હજી ઝાંખી આંખે
(જરી પાંખી આંખે)
ચર-ચબરખી રોજ નિરખે,
કપોલે રેખાઓ
ગડમથલની કંઈક ઉપસે,
કશું છાનું - છૂપ્યું
(કે શું લીપ્યું - ગૂપ્યું)
જરીક પણ જોવું મન વસે;
ફરી આછું આછું
ફર ફર થતું હેત હરખે.
હજી આઠે પ્હોરે
(રહી કાંઠે - કોરે)
ખળ ખળ જતાં વ્હેણ પરખે.
વટાવ્યા કંઈ કેવા
સમય - વનના
આગણ જનના
પરિચય તણા ફેર-ફાંટા,
હવે તો એ હૈયે ખેવના એટલી કે:
અમારાં આ જૂનાં
જપતપ અને જોગ પરખી
કદી તો,
કોઈ તો,
નિજ સમયના મેળવે ક્યાંક કાંટા.

## શા માટે? ☐ મનસુખલાલ ઝવેરી

કૈંક બને તેની
હું અવિરત રાહ જોયાં જ કરું છું:
અને છતાં કૈંક પણ બને છે
ને
સ્થિર થઈ ગયેલાં જીવનજળની સપાટીમાં
અમથો એવોયે સળવળાટ થાય છે
તે હું શા માટે સહન કરી શકતો નથી?

☐

## રાતમાં દીવા ☐ સુન્દરમ્

તેં રણઝણતી રાતમાં દીવા કર્યા,
તારલિયા ટપટપ આવી ઠર્યા,
મારાં આંસુડાં ચટ ચટ કોણે ચર્યાં?

એકલ- હૈયાળી હું તો ભમતી અટૂલી,
કોયલ થઈને તેં કીધો ટહુકાર,
મ્હેંકયા વસંત કેરી વાંસળી કરીને તેં તો
તારો રેલાવ્યો નમણો ઝંકાર.
રણઝણતી.

વાટે ઘાટે અને ચૌટે ને ચોતરે
લોક આખું કરતું'તું રંગીલી વાત,
મારું તે નામ એમાં કોણે આપ્યું, મને
કોણે કહ્યું કે આ તો ઊગ્યું પ્રભાત.
રણઝણતી.

હું તો અંધારાનું પંખી, પાંખો મારી
જાતા પંપાળી કો હૂંફાળા હાથ,
અંધારે આંખ
મને આપવા આવ્યું'તું કોણ,
તને કોણે કીધુંતું મને દેજે સંગાથ.
રણઝણતી.

## ટેબલ પરનાં કાવ્યો ☐ રમેશ જોષી

તરસ લાગી છે.
હાથ
બેલ મારવા ઊંચકાય છે.
દાંટડી પર છે માખીયુગલ.
કોઈ વાલ્મીકિ હાથને અધ્ધર જ રોકી લે છે.
ઊભો થઈ જાતે જ પાણી પી લઉં છું.

શાહીના ખડિયામાંથી
માખીને બહાર કાઢી, ટેબલ પર મૂકું છું.

નિમકહરામ
ચાલી રહી છે,
મેં જ દોરેલ એક રેખાચિત્ર પર
ખિન્ન થઈ તાકી રહું છું એક ક્ષણ.
પછી ડ્રૉઅરમાંથી કોરો કાગળ ખેંચી
ટેબલ પર ગોઠવી
વચ્ચોવચ્ચ માખીને મૂકી દઉં છું.

બારીનો પડદો
ટેબલના કાચમાં ફરફરે છે,
અને
બાજુમાં પડેલ મારાં ચિત્રોની
ગતિશીલતા ઝંખવાય છે.
અબઘડી જ દૂર કરીશ એને–
બારીમાંથી પડદાને, કે પછી
ટેબલ પરથી કાચને.
મારું દ્રોણત્વ જાગી ઊઠયું છે.

કાલે સ્વપ્ન આવ્યું;
પીનકુશનની ફાટી ગયેલી ગાદીને સ્થાને
કોઈએ મારું મગજ ગોઠવી દીધું છે.
એ સ્વપ્ન જ હશે કે પછી...

## યુદ્ધનું લોહી □ પ્રિયકાન્ત મણિયાર

સ્નાનગૃહમાં ફૂવારો ખોલ્યો ન્હાવા માટે
તેના પ્રત્યેક છિદ્રમાંથી લોહીની ધાર ફૂટી નીકળી
ગભરાઈને નળ ખોલી નાંખ્યો તો
ધગ ધગ વ્હેતા લોહીથી બાલદી ભરાઈ ગઈ
ટિપોઈ પરથી ચાના કપને મોઢે માંડી ન શક્યો, તેમાં પણ લોહી
બપોરે ભોજનમાં – સૂપમાં એ જ
ઊભરાતું રાતું રાતું લોહી
છેવટ એમ જ હાથ ધોવા બેઝીન પાસે ગયો પણ
પાછો આવ્યો
મારો રૂમાલ ભીનો છે – છાપું પણ હવે ટપકે છે
શાનાથી તે હું હવે જાણું છું.
મારો ચ્હેરો ખરડાયેલો છે શાનાથી હું જાણું છું.
હું છેક ક્યાં ક્યાંથી છંટાઈ ગયો છું, હું તો વાજ આવી ગયો છુ
આ ઊના ઊના ઊકળતા ચારે બાજુ ઉછળતા – ઢોળાઈ જતા લોહીથી
શું આરબનું કે શું ઈઝરાયલનું આમ નિરર્થક
પરસ્પર લોહી ઢોળી નાંખવામાં કે ઢોળાવી નાંખવામાં શું અર્થ હશે?
બધું જ લોહી કવિના લોહી જેટલું કીમતી છે બધું જ લોહી પાબલો નારૂદાનું છે
મને આણુએ આણુમાં હવે આગ લાગે છે હું બળું છું
મારે શુદ્ધ જલ જોઈએ – મનને ઠારનારું
માનવને સદાય પ્રભુએ કરેલા પ્રેમ જેવું અથવા
એકાદ વાર પણ માનવે કરેલા પ્રભુ પ્રત્યેના પ્રેમ જેવું.

## એક સાંજ: ત્રણ ચિત્રો ☐ કિશોરસિંહ સોલંકી

૧

મોતિયાની મખમલી
ચાદર ઉપર વેરાયેલી
સાંજ ધીમે ધીમે સરકતી હોય
ને છેલ્લા પિરીયડમાંથી છૂટી
ઘેર જવાની ઉતાવળે
દાદરાનાં પગથિયાં ગણતાં હોઈએ
ત્યારે
એકાએક
ચઢી આવેલા
આપાઢી વાદળા
નવા માટલાની
જેમ
ઝમવા માંડે
આપણા
એકાદ જનમનો
ભીનો ભીનો
પરિચય લઈને.

૨

કોઈક
વૃદ્ધ બંધાણીનો નશો ઊતરી જાય એમ
સાંજ બગાસાં ઉપર બગાસાં ખાતી હોય
ત્યારે
છેલ્લી બસ ચૂકી જવાથી
નિર્જન એવા
એક સરક્યુલર રૂટના સ્ટેન્ડે
એકાદ
રીક્ષાની રાહ જોતાં હોઈએ
ત્યાં
ક્ષિતિજનો સીમાડો લઈને
ચાલી આવતી વાદળી
નાના બાળકની જેમ
હીબકાં ભરતી રડી પડે ને આપણે
ઓઢી લઈએ
પાસેના ગુલમ્હોરની પછેડી ગોટમોટ

૩

બાવળની ડાળે
સુગરીના માળામાં
ચીં...ચીં...કરતી
ઝૂલતી હોય સાંજ
અજાણી
પગદંડી એકાદ વટેમાર્ગુને લઈ
જતી હોય દૂર...દૂર...

ટોળામાંથી
વિખુટી પડેલી રોઝડી
હાંફળોફાંફળો પગરવ લઈને
રઝળતી હોય
આમતેમ

આખી નદીના સરી જતા
શેવાળિયા પટને
એક જ ધ્યાને
ગટગટાવી જવાનું વિચારતો હોય
બગલો
ત્યારે
વેળુમાં ખોવાયેલાં
ઊભાં હોઈએ આપણે
—સારસ બેલડી.

કલકત્તાની એંગ્લો ગુજરાતી સ્કૂલમાં ચૂનિલાલ ડોસાભાઈ લાઈબ્રેરી હતી. બિસ્માર હાલતના એક ઓરડાના એ વાચનાલયમાં વૃદ્ધો આવતા. ઘણાં ઊંઘી જતા. મોટે ભાગે સ્કૂલના માસ્તરો છાપાં જોવા આવતા. એમાં સામયિકો પણ આવતાં કંઈ અજબ-ગજબ—'નયા માનવી' અને 'ચેતના' અને 'બુદ્ધિપ્રકાશ', 'કુમાર', 'વિશ્વમાનવ'—હિન્દી અને ગુજરાતી બંને. 'અખંડ આનંદ' અને એવાં પણ આવતાં. મોટે ભાગે એ ફાટેલાં, વાચનાલયના સ્ટેન્ડ સાથે વાંકાં, ચોંટેલાં રહેતાં. દીવાલ-સરસાં પુસ્તકોથી ભરેલાં, કબાટો હતા. ચુ. વ. શાહ, ઈશ્વર પેટલીકર, મેઘાણી, મડિયા વગેરે. વાર્ષિક એક રૂપિયો લવાજમ. સાંજના અમુક વખત અર્ધો કલાક પુસ્તકો બદલી શકાતાં. વ્યવસ્થાપક રમણીક મેઘાણી. ઘણી વાર વાચકોજોગ કંઈક સૂચનાઓ મેઘાણીના મરોડદાર અક્ષરોમાં એ કબાટોમાં દેખાતી. લાલ શાહીથી પુસ્તકોના વિભાગો દેખાતા—ઈતિહાસ, પ્રવાસ, નવલકથા, નાટક, વાર્તા... એકાદબે શૉ-કેસ હતાં, એમાં નવાં આવેલાં પુસ્તકોનાં પૂઠાં રહેતાં—ચંદ્ર, રજની કે પુરાણીનાં ચિત્રોવાળાં. સ્વ. ર. વ. દેસાઈ, ક. મા. મુનશી, મો. ધામી, સંસ્કાર ગ્રંથાવલિ, પીતાંબર પટેલ, ગુલાબદાસ બ્રોકર, આર. આર. શેઠ, ગુર્જર, ત્રિપાઠી વગેરે નામો સાહિત્યલોકના મારા પ્રથમ પરિચયની સ્મૃતિઓ છે. 'ચેતના', 'કલ્પના', 'સંસ્કૃતિ', ઉમાશંકર જોષી, વિ. સ. ખાંડેકર, પ્રેમચંદ અને હા, અનેક બંગાળી નવલકથાઓ, તારાશંકર, રવીન્દ્રનાથ,... અનુવાદક રમણીક મેઘાણી.

આ બધાં નામો મારે માટે શંકર, ઈન્દ્ર, બ્રહ્મા વગેરે નામ જેવાં અગમ્ય હતાં. 'શ્રીરંગ'માં, એ જમાનામાં ચુનિલાલ મડિયાની એક વાર્તા વાંચી: પાયા, કલેજા, ભેજા, જબાન. 'કુમાર'માં બક્ષીની કોઈ વાર્તા. સંયોગથી એ જ ગાળામાં, '૫૮ - '૫૯માં મેં વાર્તાઓ લખવાનું શરૂ કરેલું. 'વિશ્વમાનવ'નાં છેલ્લાં પાનાંઓ ઉપર નવાં પ્રકાશનોની જાહેરખબરમાં એકીસાથે બે નવા વાર્તાસંગ્રહોનાં નામ જોયાં. ગૃહપ્રવેશ, અને બીજી થોડીક. સુરેશ જોષી નામનો એ પ્રથમ પરિચય.

*

સંયોગથી એ નામ વારંવાર વાંચવા મળ્યું. શીર્ષકોના કારણે કુતૂહલ થયેલું. એ ગાળામાં શિવકુમારનો, બક્ષીનો, રમણીક મેઘાણીનો પરિચય થયો. એમની પાસેથી ફરી એ નામ સાંભળવા મળ્યું, આંખ ઉપરાંત કાન ઉપર પણ એ શબ્દો પડ્યા. સુરેશ જોષી. ક્ષિતિજનો એક અંક મેઘાણીએ ઝાટકીને બતાવ્યો અને કોઈ કાપડની સળ દૂર કરતા હોય એમ એની ઉપર એમણે બે ત્રણવાર હથેળી ઘસી. પછી ચારપાંચ અંક બતાવ્યા. હીરો કવિતા પણ લખે છે, વિવેચન પણ કરે છે એવું જાણ્યું. બક્ષીએ બંને વાર્તાસંગ્રહો વાંચવા આપ્યા. મને સમજ નહોતી પડતી કે મારી વાર્તાઓ બક્ષી

અને શિવકુમાર ગમે છે એવું કહે છે, એ ખરેખર હશે કે... મેઘાણીને નહોતી ગમતી. સુરેશ જોષીના બંને વાર્તાસંગ્રહો વાંચી થયું, આપણા જેવી વાર્તાઓ લખનાર બીજા ય છે. બક્ષીને કહ્યું તો એમણે કપાળે ચાર આડી કરચલી ઊપસાવી કહ્યું: આપણા જેવી નહીં, આપણા કરતાં સારી. પછી ક્ષિતિજમાં એક રોમેન્ટિકનો પ્રલાપ કરતી કવિતા વાંચી. શીર્ષકમાં 'પ્રલાપ' શા માટે? પછી જાણ્યું કે કવિએ પોતાના પ્રથમ કાવ્યસંગ્રહો રદ કર્યા છે એ મને સમજાયું નહીં.

*

પછીના ગાળામાં તો સુરેશ જોષી લીજન્ડ બની ગયા. એમને સદેહે મળતા પહેલાં એના એક મળતિયા શાહ, રસિકલાલ જેસંગલાલ મળ્યા. ત્યાં સુધીમાં મારી એક વાર્તા ક્ષિતિજમાં છપાઈ ગયેલી. બક્ષી એમને જાતે મળી આવેલા. (એમણે સુરેશ-ભાઈ માટે સાલો ગ્રેટ છે એમ કહેલું કે સાલો ફ્રોડ છે એમ કહેલું એ સ્પષ્ટ યાદ નથી.) પછી ગુલામ મોહમ્મદ શેખ મળ્યા. એ લોકો પાસેથી સુરેશ જોષી વિષે સાંભળ સાંભળ કર્યું. કલકત્તામાં સાહિત્ય પરિષદ ભરાઈ એમાં એમનો આર્ટી ફોટો જોયો, અને આખરે પરિષદમાં એમને જોયા, અને સાંભળ્યા. એક ઓટોગ્રાફ હંટર એક ચોપડો લઈને નીકળેલો, સહી કરાવતો પાસે તમારો પ્રિય લેખક કોણ એનુંય નામ લખાવી લેતો, મનસુખલાલ ઝવેરીએ લખ્યું હતું કાલિદાસ, બક્ષીએ લખ્યું સાર્ત્ર, સુરેશ જોષી શું લખે? એ મને જોવા ન મળ્યું (સંભવ છે, એમણે મારું નામ લખ્યું હોય).

*

હું બહુ શરમાળ હતો. એ સમયમાં અત્યંત દુ:ખી રહેતો. સા/પમાં સુ/જો સાથે મળતાંવેંત ગપાટા મારવાનું શરૂ કરવું મુશ્કેલ જ નહીં, અસંભવ હતું. એ એમના મળતિયાઓ સાથે ઘેરાયેલા રહેતા અને એ ટોળું સાથે ને સાથે વિચર્યા કરતું. શિવકુમારે એ વખતે 'કેસૂડાં' એડિટ કરેલું એમાં મારી વાર્તા 'બાંશી નામની એક છોકરી' હતી. સુ/જો ને એની એક નકલ આપવાનું મારા ઉપર આવ્યું. મેં ઊભા થઈ, એક પગ આગળ લંબાવી હાથ વધુ આગળ લંબાવી કેસૂડાં બાઅદબ, બામુલાહિજા હોશિયારીથી લંબાવી, કલમ્ઝી રીતે એમને આપ્યું: અને તખ્તે તાઉસ ઉપરથી એક પણ સેન્ટી મીટરાર્ધ ખસ્યા વિના, જહાંપનાહ, શહનશાહે હિન્દ, માબદૌલત મુગલે આઝમ, આફતાબે અદબ, રૂસ્તમે ગુજરાત, શેરે તકરીર સુરેશ હ. જોષીએ એનો સ્વીકાર કર્યો, કોઈ બીજાની સામે જોઈને, અને દરબારમાંથી કોઈએ પપિહાની અદાથી કહ્યું, આ કેસૂડાં હમણાં જ બહાર પડ્યું નહીંઈંઈં? અને મેં પણ બીજી બાજુ જોઈ ડોકું હલાવી હા પાડી.

*

આકાશનું વિમાન દૂરથી નાનું ટપકું દેખાય પછી પતંગિયું, પછી રમકડાના વિમાન જેવું, અને એકાએક એકદમ મોટું, અને એકદમ મોટું, અને પછી તો ઊતર્યા

પછી આપણે પાસે જઈને હાથ લગાડી શકીએ અને ખુશ થઈ શકીએ. થોડોક પત્રાચાર, થોડુંક પરસ્પરની કલાકૃતિઓનું સેવન અને એકાએક જહાંપનાહ સુરેશભાઈ બની ગયા. વ્યક્તિ તરીકે સુરેશભાઈને જોયા, હેત કરતા, ઠઠ્ઠા કરતા, કોઈ સાહિત્યનો લખવૈયો હાથ ચડ્યો હોયનું નિકંદન કાઢતા, એકાએક સુન્ન થઈ જતા, શારીરિક માંદગીથી પિડાતા, જગન્નાથપુરીમાં લીલું નાળિયેર પીતા, કલાકો સુધી મૂગા બેસી રહેતા સુરેશભાઈને જોવા માટે મારે સતત રમૂજનો અનુભવ બની જતો. એમની હર-અદા મને ખુશગવાર લાગતી અને એમના અતલ જ્ઞાન પાસે મસ્તક નમી જતું, એમની વિલ્કિનસન બ્લેડ જેવી સેન્સ ઑફ હ્યુમર ઉપર આફ્રીન થઈ જવાતું, એમનાં લખાણોની ચોપડિયુંને પાટલે મૂકીને પૂજા કરવાનું મન થતું, એમની સાથે, પટ્ટાબાજી કરવામાં જાનફેસાનીનો લહાવો મળ્યો. વિશ્વ માને કે ન માને, પણ મને મારામાં અને સુરેશભાઈમાં ઘણી સિમિલારીટી લાગે છે. એમને બંગાળી આવડે છે, મને બંગાળી આવડે છે; સુરેશભાઈ શરમાળ છે, હું પણ શરમાળ છું; સુરેશભાઈને ડિટેક્ટિવ વાર્તાઓ ભાવે છે, મને પણ ભાવે છે; સુરેશભાઈ દૂધ સાથે ડુંગળી નથી ખાતા, હું પણ નથી ખાતો; હું પણ સંગતભૂખ્યો છું, સુરેશભાઈ પણ માણસભૂખ્યા છે. યુ સી, આવા લિસ્ટનો કોઈ અંત નથી. એમના દોસ્તારો મારા પણ દોસ્તાર છે, એમને પોલિટિક્સ નથી ગમતું, મનેય એનો ત્રાસ છે; એ પણ બ્રાહ્મણ છે, હું પણ બ્રાહ્મણ છું; સુરેશભાઈને મહેમાનો, મિત્રો બહુ પ્રિય છે, મને પણ. સુરેશભાઈ અદ્‌ભુત વાર્તાઓ લખે છે, એમને માણસો વિષેની શિવાજી જેવી સમજણ છે, સુરેશભાઈ મારી સતત રમૂજ કર્યા કરે છે, એમણે મારી એક પણ કૃતિનું લેખિત વિવેચન કર્યું નથી, જવા દો ને યાર એમ કહીને એમણે મારી ઠેર ઠેર, ખોદણી કરી છે, મારી વાર્તાઓ, નવલકથાઓ કેવી છે એ વિષે એ કોઈ દિવસ મોઢામાંથી ફાટ્યા નથી, અને એનો મને એમની ઉપર બેહિસાબ ગુસ્સો છે. એમને જ્યારે મળું છું ત્યારે બંગાળી શિષ્ય ગુરુને કરે એ પ્રણાલિકાપૂર્વ ચરણસ્પર્શ કરું છું, એ મને ગમે છે, એમનેય ગમે છે, છતાં હસવા માંડે છે, તું સાલા નાટક કરે છે. એમની જરીક પણ લખાણ બાબતની છેડતી કરીએ ત્યારે ચિઢાય છે, (ચિઢાય છે એટલે? કેવા ચિઢાય છે!)

*

સુરેશભાઈ સ્વભાવે હેતાળ પ્રાણી છે. બહુ ઓછાં જણ એવાં હશે જેમણે એમના હેતની મદિરા નહીં પીધી હોય. એમની સાથે ચર્ચા કરવામાં તો પુગાય નહીં છતાંય ટીંખળ કરવાની મોજ મેં લીધી છે. એમના ક્યૂફોરમાં, એમના પલંગ ઉપર શ્રીકૃષ્ણ પાસે અર્જુન બેઠેલો એમ પગ પાસે બેઠા બેઠા મેં અસંખ્ય કલાકો ગાળ્યા છે એકલાં, અને બીજાઓની સાથે. ઉમર એમની આઝાદીની લડત વખતની વાતો કર-

વાની હોવા છતાં એમની પાસેથી એ વિષે હરફ સાંભળ્યો નથી. એમની પાસેથી અમુક ફિરંગી લેખકોનાં નામ સાંભળી સાંભળીને એવો કંઈ કૉમ્પ્લેક્સ થઈ ગયો છે, કે આપણે દાંત ભીંસી મુઠ્ઠી વાળીને મનોમન જિદ્ કરીએ કે મરી જઈશ તોય એ બધા ફિરંગીઓનું કંઈ પણ લખાણ નહીં વાંચુ. એક હદ હોય છે માણસને પીડવાની. જોષીસાહેબ મને અભણ લેખક કહેતા. પણ વડોદરાની એક મોટી કંપનીવાળાને પાછા મારી ભલામણ કરી નોકરી અપાવવા સુધી પણ પહોંચી ગયેલા. હું કલકત્તાથી આવેલો, ઇન્ટરવ્યૂ પણ આપેલો, પણ હું બધી ટેસ્ટમાં પસાર થયા છતાં એ લોકોએ મૌખિક ઇન્ટરવ્યૂમાં મને અત્યંત "ઇન્ડિવિડ્યુઆલિસ્ટ" કહી કાઢી મૂકેલો. એ ગાળામાં લગભગ ત્રેવીસ કલાક જોષીસાહેબ સાથે હું વડોદરા આવું તો વિશ્વને કેવું હચમચાવી શકાય એ વિષે ઘોડા ગણેલા. અને ભૂપેન ખખ્ખર નામના એક જાતવાન મિત્રને હું પામ્યો એ ગાળામાં. ઈશ્વર કરશે ને મારા હાથ સાજા હશે તો એ ખખ્ખરસાહેબ અને શેખસાહેબ, અને જેરામસાહેબ, છાડુઆ અને નાગજીભાઈ અને છાતપરસાહેબ વિષે એક અલગ જ્ઞાનચક્રની રચના કરીશ. પણ સુરેશભાઈના પ્રગાઢ પરિચયની, અંગત પરિચયની એ ઘટનાનાઓ આ બધા સદ્‌ગૃહસ્થો સાથે જ સ્મૃતિમાં ઝબકે છે. નોકરીના સ્ટન્ટ પછી પાછા દોઢ માસ માટે મારે 'કેસૂડાં'ની છપાઈ માટે વડોદરા આવવાનું થયું, અને ફરી એ રમઝટ જામી. ભૂપેન મારો પુત્ર બનતો, હું એનો પિતા, કોઈ ભૂપેનની પ્રેમિકા, અને "ઇમ્પ્રોવાઈઝેશન" શબ્દથી તદ્દન અજાણ હોવા છતાં અમે અસંખ્યવાર અનેક ઇમ્પ્રોવાઈઝેશન ખેલ્યાં, અને એમાં સુરેશભાઈ કૉલેજિયનની નિખાલસતાથી, ખુશહાલીથી શિવમહાલના ક્વાર્ટર્સનાં ખેતરોનો પાક હચમચી જાય એવી બુલંદતાથી ઠહાકા મારતા, અને અભણ એવો હું ધન્ય થઈ ફુલાતો. ક્ષિતિજના કૉ-એડીટર પ્રબોધ ચોક્સી મળ્યા. એમની સાથે એમના વડોદરાના મકાનમાં કારેલાંનું શાક ખાવા મળશે એવી સુ/જોની ભવિષ્યવાણી સાચી પડી. અને અમે કારેલાંનું શાક ખાઈ સુ/જો વિષે વાર્તા કરી. પ્રબોધભાઈએ કહ્યું, આ માણસ—એટલે કે આપણો હીરો સુરેશ જોષી—ગુજરાતી સાહિત્યના ચણતરમાં હીરા સલાટની જેમ ચણાઈ રહ્યો છે. અને અભણ લેખકે મનમાં કહ્યું હતું, કરમ એનાં.

ગુજરાતી સાહિત્યમાં હીરો સલાટ ચણાઈ ગયો કે નહીં, એનો નિર્ણય તો કોણ કરે. સુરેશભાઈની અમોઘ શક્તિઓમાંની એક, તીક્ષ્ણ, સૂક્ષ્મ: વજ્રમુષ્ટિ વિવેચન: એમણે ઘણા વખતથી બંધ કર્યું છે. એમની સમીક્ષાણશક્તિનો લાભ, એમના પછીના સાહિત્યકારોની કૃતિઓને મળ્યો નથી—મળતો નથી. એમના લલિત નિબંધોમાં અવારનવાર એક તિર્યક, વ્યંગ્યાત્મક ઉલ્લેખ, સાહિત્યકારો વિષે આવ્યા કરે છે. પ્રત્યક્ષ વાતચીતોમાં પણ નવા લેખકો, કવિઓ, નાટકકારો વિષે એમનું વલણ ઉપહાસનું જ વધુ

રહે છે. કોઈને ને કોઈને, કોઈને કોઈ કારણસર એમના ખેદનું કેન્દ્રબિન્દુ માની સુરેશભાઈ ઘણી વાર દુ:ખી થઈ જાય છે. આ બધું શા માટે? શા માટે સુરેશભાઈ કલમ ઉપાડીને પેટછૂટી વાત લખતા નથી, કોણ કેવું લખે છે એ વિષે? શા માટે સુરેશભાઈ "ક્ષિતિજો બતાવી છોડી મૂકે છે", ગર્ભિત ઇશારા, અસ્પષ્ટ વર્તારા અને જનરલાઈઝ્ડ્ સ્ટેટમેન્ટસ કરે છે? જાતે વિવેચન ન કરે તો પણ, અગણિત બિનજવાબદાર વિવેચકોની ઠઠ જામી છે એવા આ ગુજરાતી સાહિત્યમાં, કોઈના વિવેચન ઉપર પણ બે શબ્દો કહેતા નથી? સુરેશ જોષી માત્ર પ્રાધ્યાપક નથી, માત્ર કવિ નથી, માત્ર સંપાદક, માત્ર વાર્તાલેખક, કે માત્ર વિવેચક નથી. એમની પ્રતિભા, પાંડિત્ય અને સાથે સાથે જ સર્જકની શિશુ-સહજ સરળતા માત્ર એમના વિદ્યાર્થીઓ, કે અંગત મિત્રો જ પામી શકે એ એમણે કરેલો ગુજરાતી ભાષાને અન્યાય છે, કદાચ એમની પોતાની કૃતિઓનું, એમનું મન પ્રસન્ન થાય એવું વિવેચન પૂર્વે થયું નહીં હોય, પૂર્વસૂરિઓએ કદાચ એમને પણ એ જ અન્યાય કર્યો હશે. પણ એથી ડંખાઈને એમણે પણ આવું મીઠું મૌન રાખવું એ તે જ અન્યાયનું પુનરાવર્તન છે

સુરેશ જોષી માત્ર હેતની મદિરા પિવડાવતા, રિસાતા, મનાતા, ઠઠ્ઠો કરતા, જાસૂસી વાર્તાઓ વાંચતા અને ખાઈપીને લહેર કરતા એક ગાર્ડન-વેરાયટીના લેખક નથી. હું માનું છું કે સુરેશ જોષી આપણી ભાષાની એક અનન્ય હસ્તી છે. એમણે પોતે પોતાનાં લખાણો દ્વારા, વ્યાખ્યાનો દ્વારા આપણા ચિત્તમાં ઊભી કરેલી એમના પોતાના વિષેની જે અપેક્ષાઓ છે, તે એમણે પૂરી કરવી જ જોઈએ. માત્ર ઊહાપોહ કર્યે, માત્ર પરિહાસ કર્યે જે પ્રકારનું લખાય છે એનો પ્રકાર બદલાવાનો નથી; એમને એની સામે વાંધા હોય તે વ્યવસ્થિત રજૂ કરવા જોઈએ, અને એને એમની બહાલી હોય તો વ્યવસ્થિત રીતે એ સ્પષ્ટ કરવું જોઈએ.

સુરેશભાઈ કોઈ પણ માણસ સાથે અંગત-ધોરણે કટુતાથી રજૂ થતા નથી. કોઈ પણ વ્યકિત એમને મળે ત્યારે પ્રકટ થતી સહૃદયતા, નૈસર્ગિક ઉષ્મા અને હાથ હેઠા પડી જાય એવી સરળતા સુરેશભાઈની અસલીયત હોવા છતાં, માત્ર ઉપેક્ષાથી, અર્ધવ્યકત તિરછા અભિપ્રાયો, ઉચ્ચારોથી, સુરેશભાઈ અકારણ અનેકોનો ખોફ વહોરી બેસે છે. વ્યકિતગત રીતે એ વ્યકિત માટે એમને આદર હોવા છતાં, કોઈ ગેબી શકિતના સંચાલનથી સુરેશભાઈ અન્યના કાને અન્યોની સામે એ વ્યકિતનો ઠઠ્ઠો કરી બેસે છે. હું માનું છું કે એ હકીકત સુરેશભાઈનો પોતાની જાત પ્રત્યેનો પણ અન્યાય છે. સુરેશભાઈની પ્રકૃતિ 'પ્રેમિક'ની પ્રકૃતિ છે. કયારેક મમતાથી કે કયારેક પ્રેમિકસહજ દ્વેષથી કોઈની કૃતિ વિષે કંઈક અણછાજતું બોલી બેસીને કોઈ કાચાકુંવારાનાં કાળજાં ચીરી નાખે છે, 'પ્રેમ'ની વ્યાખ્યાને એ એમનો અન્યાય છે. બિન-

જવાબદાર વિવેચન(કે લેખન)ના આજન્મ રિપુ સુરેશભાઈ, અજાણતાં, આ રીતે કોઈ ઘાયલ વ્યકિતને માટે "બેજવાબદાર" બની જાય એ વિવેચનની એમણે બાંધેલી વ્યાખ્યાને અજાણતાં જ થતો અન્યાય છે.

આ ક્ષણ પછી સુરેશ જોષી કશું જ ન લખે તો પણ એમની પ્રતિભા ગુજરાતી સાહિત્યમાં, એના ઇતિહાસમાં, એના પાઠ્ય પુસ્તકોમાં અમર રહેશે એમાં શક નથી, પણ એમની પાસેથી માર્ગદર્શનની ઝંખનાથી જીવતા સેંકડો લેખકોનો પ્રશ્ન એ છે કે એમને જીવનમાં માત્ર આટલું જ કરવું હતું?

### કાળનો અવાજ ☐ મેરીલ મુર ☐ જયા મહેતા

પસાર થતા સમયનો અવાજ
ઘણો ધીમો, પણ ક્યારેક તમે તે સાંભળી શકો,
તેની લગોલગ હોવું જરૂરી નથી,
જરા અમથા પ્રયત્નની જરૂર છે.
જ્યારે કોઈ બોલતું ન હોય ત્યારે
ટેલિફોનનું રિસીવર કાન પર માંડો,
દૂરના તાર પરથી પવનના ક્રંદન જેવો અવાજ કદાચ સંભળાશે.
તે સમયના પોતાના ઉપરણાનો
ચંચળ વાદળ સાથે ઘસાવાનો અવાજ હશે.
રેતીમાંથી એક નાનું છીપલું લઈ કાન પાસે ધરી રાખો,
ફરીથી એ જ અવાજ
જોકે એટલો સ્પષ્ટ નહિ, તો યે સંભાળશે.
પછી તમે સાંભળી શકશો પૃથ્વી પરથી પસાર થતાં,
શાશ્વત ઘાસને ઘસાઈને જતાં સમયનાં પગલાં.

Landscape ☐ જગદીશ જોષી

મારાં સ્મરણોની કબર જેવા
ડુંગરો પર, જ્યારે
ઈંડાની કાચલીમાંથી ફૂટીને
સૂરજ ઢોળાઈ પડ્યો
ત્યારે
ધુમ્મસથી ઘેરાયેલાં સપનાંનાં ઝાડ
અદબભેર સૂનમૂન ઊભાં હતાં.

ધુમ્મસના કાળમીંઢ પથ્થરોમાંથી
કોઈ કોઈ ઝાડ માથું ઊંચકે છે
ત્યારે
ઘેરાં ઘેરાં વાદળો આવીને
એને માથે ચડી બેસે છે, ને
આખીયે વનરાઈ પર એક
શ્યામલતા છવાઈ જાય છે.

આ લીલાંછમ મેદાનોનાં ઘાસ પર
મારા પગ નહીં મૂકું:
કારણ,
મને વ્હેમ છે કે એકએક તૃણ પર
ઝાકળનું એક એક બુંદ વળગેલું હશે.
મારી પાનીથી એને હું ફોડું તેનાં કરતાં તો
તેને આખેઆખાં ઝાળી મૂકવાનું
અખંડ પુણ્ય
હું સૂર્યને જ સોંપું, એમાં જ
સૂર્યની વૈભવી શાખ જળવાશે.

ડુંગરોથી ખડકેલી ક્ષિતિજની ભીંતોમાંથી
યોગીની ફરકતી દાઢી જેવાં
શ્વેતશ્વેત ઝરણો ફૂટી નીકળે છે.
ખળખળ અવાજ કરવાનું હવે
તેઓ છાંડી ગયાં છે.
એ ઝરણો હજી તો ઝંખાય ઝંખાય
ત્યાં તો
સાધકની પગદંડીની જેમ પાછાં
અલોપ થઈ જાય છે
ધુમ્મસથી ઘેરાયેલી વનરાઈમાં.

દૂર દૂરથી આવે છે કોઈ ખોવાયેલી
કોયલના ટહૌકા
અને
ટહૌકે ટહૌકે રાત ભરભર ભૂકો થતી જાય છે:
છતાંય
લોહીલુહાણ પરોઢ ટૂંટિયાં વાળીને પડ્યું છે.

ડુંગરા ખોદી ખોદીને આણેલા
પથ્થરોની મેં ગંજી ખડકી છે–
મારા ઘરઆંગણે કોઈ
બદનામ કૂંપળ ઊગે તો તેને
ચાંપી દેવા માટે.

ધુમ્મસથી ઘેરાયેલી કોઈ વાદળી પર
રૂપેરી કોર ક્યાંક, કદાચ વરતાય
તો
મારી આંખ
ટેલિફોનના
લોખંડી તારથી
તેને વીંધી નાંખે છે.

વિશાળ મેદાનોને કાંટાળા તારની વાડથી
કટકે કટકે કાપેલાં છે: ને ત્યાં
કોઈ પશુની હરફર સુદ્ધાં નથી.
કબરો પરના સૂકાઈ ગયેલાં ફૂલોની જેમ

ક્યાંક ક્યાંક નાનાં નાનાં મકાનો
ડૂસકાં ભરે છે.
અધખૂલાં તરછોડાયેલાં ફાટકો
અડતાંની સાથે ઠંડાગાર ડામ આપે છે.

સર્જન વખતે ઈશ્વરે પાડેલા સાદ જેવો
બાળકોનો રડયોખડયો અવાજ
વાતાવરણમાં
પેલી કોયલના અવાજની જેમ
ફૂલો ઉપરથી ખરી પડે છે.

મારા સ્થપતિની કેવી કમાલ
કે
મારા સ્થાપત્યમાં
એકેય રેખા કાટખૂણે મળતી નથી.
સામે પથરાયેલી આખીય વનરાઈને
શરમીંદી બનાવે
એવો મેં એક નાનકડો બગીચો રચ્યો છે.
પણ, ત્યાં હવે...
સારગધન્વાના નિષ્પ્રભ વચનોની જેમ
કોઈ ફૂલ ઊગતાં નથી.

જાગીને જોઉં છું, તો
મારા છાપરા પર
પંખીઓનાં ખરેલાં પીંછાંની
પથારી રચાઈ ગઈ છે.
ઝાકળથી તરબોળ એ પીંછાં
હવાની ફૂંકથી પણ ઊડતાં નથી.
અને છતાં,
આટલાં બધાં ખરેલાં પીંછાં છે
તો
તળિયે બૂડી ગયેલા
ટહુકાની છીપમાંથી
ઊડી ગયેલું સમયનું એકાદ પંખી તો
મારે છાપરે
આવ્યું જ હશે ને!

સ્મરણોની કબર જેવા પડઘા
મારા પોપચામાં પથરાઈ ઊભાં છે
અને તેમાં
સુરંગ ચાંપવા માટે
એક સપનું
ટાંપીને ઊભું છે...


## હું □ રમેશ ત્રિવેદી

કોઈક પૂછે: કોણ છો તમે!?
હસું હું ખોખલું–ખોખલું:
'વ્યંઢળની થાપોટાતી હથેળી
વચાળેનો અવકાશ હું છું!'
ને હું છું:
– ઝીરોના બલ્બનો તૂટેલ ફિલામેન્ટ
શત શત ટાંકણીએ ભોંકાયેલ પિનકુશન
–વેગે વ્હેતા ટ્રાફિકે ઊભેલ
ખખડેલ બાયસિકલનું બસ્ટ ટાયર
– પેપરવેઈટે પુરાયેલ પ્રસૂન, મીન કે...
– આંખે અંધાર આંજી
અંધાર વચાળે ચકરાતું ચામાચિડીયું.
કે પછી
    સંધ્યાકાળે કાંકરિયે
    સરતી–તરતી
    નામવિહોણી
    એક લાશ
    તમે મને જાણો. મને... મને...

## પ્રેમ અને મૃત્યુ ☐ જયન્ત પાઠક

પછી જ્યારે
તમારા આંસુના એક બિંદુસરોવરમાં પડીને
મારા મૃત્યુએ આપઘાત કર્યો
ત્યારે મને આઘાત થયો—

આપણે આજન્મ સાથે રહીએ
સાથે હરીએ સાથે ફરીએ
વાતો કરીએ એક સાથરે સૂઈએ
બેસીએ એક જ ગાદીતકિયે
ને છતાં
એકબીજાને પૂરેપૂરા તો ના જ ઓળખી શકીએ!

એ સદા મારી સાથે હતો
પડછાયાની જેમ લાંબોટૂંકો થતો;
એ મારી સામે હસતો
ને સૂકા ઝાડની જેમ હું ખરી પડતો;
એ ચાલતો
ને એના હાથીપગલામાં મારાં પગલાં સમાઈ જતાં,
એની સાથેની રમતમાં હમેશાં હું જ હારતો;
ભારે ઘાટી એની ભમ્મરોમાં
એ મને વારંવાર ભૂલો પાડી દેતો;
ટચલી આંગળીએ મને આખાને તોળતો;

પહાડ જેવો એ
આમ નાનકડા ઝરણામાં પડીને
આત્મવિલોપન કરશે એવું તો કોણ માને!!

પણ જીવન સાથે લડતાં
પ્રેમને સાતમે કોઠે એ હારી ગયો!
—કેવા ભયાનકનો કેવો કરુણ અંત!
મને આઘાત થયો.

## ☐ ઈન્દ્રવદન ગાંધી

જોયું ધુમ્મસ
આ તો જાણે ઊછળ્યો
દરિયો, આંખે

## એ કોણ? ☐ ઈન્દ્રવદન ગાંધી

આજનો સૂરજ
ગુસ્સાથી ભરેલો હતો
સાંજે ઝઘડીને સૂતેલો
એનો ચહેરો હજુ રાતો હતો
એને પણ કોઈ કોઈ વાર
ગુટલી મારવાનું મન થાય છે
રાતે પૂરતો આરામ ન મળે તો
"ઑફિસે" બહાનું શું આપવું
એની ચિંતા છે પણ
કમનસીબે
એ સૂરજ છે
એને ઊગવું જ પડે.

## આવતે ભવે □ પ્રબોધ જોશી

અમે મોર હોઈએ તો -
અમારાં ખરેલાં આંસુ તમે વીણજો

વાદળ સમા તરતા પ્રસંગોને
અમે બોલાવશું -
તમે વરસજો.

આવતા ભવે -
આ અધૂરી મૂકેલી કવિતાની
છેલ્લી પંક્તિ થઈ
તમે આવી ચડજો.



## નામ □ ભગવતીકુમાર શર્મા

છાતીનાં છૂંદણાંમાં જે ત્રોફાવવાનું નામ;
લોહીની રંગઝાંયમાં એ શોધવાનું નામ.

મોસમ અહીં તો કોઈ પણ છલનાની હોય છે;
શ્રાવણ-અષાઢ રાખીએ આ ઝાંઝવાનું નામ.

પગરવ, દિશાઓ, માર્ગ, વચન-કાંઈ પણ નથી;
તારી પ્રતીક્ષા : આંખને શણગારવાનું નામ.

સ્પર્શી તને વહે છે જે એની અલગ છે વાત;
હોતું નથી જ શ્વાસ, બધીયે હવાનું નામ.

શી જાણ : એમાં કેટલી ડૂબશે ઉદાસ સાંજ ?
ઊગ્યો છે સૂર્ય લઈને સજળ નેજવાનું નામ.

ગૂંગો બની ફરું છું હું ટહુકાના દેશમાં;
કેવું વિકટ છે કોઈનું ઉચ્ચારવાનું નામ !

ફરક્યાં'તાં સ્પર્શનાં અહીં કોમળ પતંગિયાં;
ફૂલોનાં હોઠ પર છે હજી ટેરવાનું નામ.

## રમત : ગુલાબની ચોરી

□ વાસ્કો પોપા

□ અનુ. : શીતલ શાહ

કોઈ એક જણ ગુલાબનો છોડ બને
કોઈક બને પવનકન્યા ને
કેટલાક ગુલાબના ચોર.

ગુલાબચોરો છોડ પર આક્રમણ
કરવા જાય,
એમાંનો એકાદ ગુલાબ ચોરી
સંતાડે પોતાના હૃદયમાં.

પવનકન્યાઓ પ્રગટે.
સૌંદર્યરહિત છોડ તરફ જોઈ રહે
અને ચોરોનો પીછો કરે.

એક પછી એક જણની છાતી ચીરે
કેટલાકમાં એમને હૃદય મળી આવે
અને કેટલાકમાં નહીં.

તેઓ છાતીઓ તપાસવાનું ચાલુ રાખે,
જ્યાં સુધી તેઓ એવું હૃદય
ખોળી શકે
કે જેમાં ચોરાયેલું ગુલાબ
મળી આવે.

## સાક્ષાત્કાર □ વિપિન પરીખ

જે લોકો જગજાહેર છે તેમને બોલાવવામાં આવશે–
અને જે લોકો બદનામ છે તેમને પણ તેડાવવામાં આવશે.
જેમણે પોતાના ડ્રોઇંગ રૂમમાં કુબેરની સ્થાપના કરી છે.
અને જે લોકો લક્ષ્મીના ચરણની રજ પણ નથી પામ્યાં
તેમને પણ બોલાવવામાં આવશે.
જે લોકો સત્તાના ઐરાવત પર સ્થિર છે,
અને જે લોકોએ સવારથી સાંજ સમયને ઝૂંપડપટ્ટીમાં
માત્ર બદબૂ મારતો જ જોયો છે
તેમને પણ યાદ કરવામાં આવશે.
જે પોપટની જીભ પર ધણીનું નામ ધાણીની જેમ ફૂટતું હતું એને,
અને જે પરમહંસના ચહેરા પરથી દુનિયા વિલીન થઈ ગઈ છે એમને પણ;
એ સૌને આમંત્રણ આપવામાં આવશે
ને પછી કહેવામાં આવશે :
તમારા બધા વાઘા ફગાવી દો
ને આવો, તમારી આંખોમાં જોઈ લઉં;
તમે કેટલો પ્રેમ વ્હેંચીને આવ્યા છો?



## આ ગૌરાંગી

(સંસ્કૃત કવિતા)

□ અનુવાદક : હરિવલ્લભ ભાયાણી

કપૂર કેરી ભોંય
ઉપર રચી કેસર કેરી ક્યારી,
દ્રાક્ષા તણો રસ સીંચી સીંચી
મદને સ્વયં સમારી –
ત્યહીં સ્વર્ણવલ્લી કો અભિનવ
કદીક પાંગરે, કૉળે,
તો યે આવે રૂપરસગંધે આ ગૌરાંગી તોલે?

## બપ્પોર □ ગુણવંત શાહ

વડને પાંદડે પાંદડે
લટકી રહેલો તડકો.
ડાળીએ ડાળીએ ઝીલવઈને
જંપી ગયેલો સુસવાટો.
ગાયને પૂંછડે
જામી ગયેલી ધૂળને
પી રહેલું તળાવનું પાણી
ને
સૂરજનાં કિરણોને
બેડામાં ભરીને વહી ગયેલી પનિહારી.

## રવિવાર ☐ પન્ના નાયક

રવિવાર
દિન આખો રિક્ત, કર્મહીણ
એને સભર કરવા
આંગળી થાકી ત્યાં સુધી
ટેલિફોનના ડાયલ ફેરવ્યા
શૂન્યનું ચક્ર
ફરી ફરી ઠેરનું ઠેર
no Contacts
સૌ પોતપોતાના સંબંધીને ત્યાં!
ફિલ્મ વિનાના કૅમેરાની
જેમ ટેલિવિઝન જોયું
કશું ઝડપાયું નહીં
હું તો હતી અન્યમનસ્ક
એટલે દેખાયું બધું ઊંધુંચત્તું
છેવટે
બસો પાનાના થોકડાનું
વર્તમાનપત્ર હાથ ઝાલ્યું -
New York Times
કેટલું લાગ્યું મારે એની એ ઘટનાઓથી
લથબથ, લોહિયાળ, યુદ્ધમય
અકસ્માતોથી ઘવાયેલું ...
હું તો હતી એથી અધિક
એકલી પડી ગઈ
સમસ્તમાં સૂનકાર છવાયો
કંટાળીને ઘર બહાર નીકળીને
જોઉં તો આકાશમાં નમણી
નમી હતી સાંજ
આડી ઢળી
તાજાં ઊગ્યાં ઘાસનાં મેદાન સાથે
કરતી'તી કશીક વાત
મધુ - ગોષ્ઠિ -
સંવાદ તેમનો સાંભળવા
રંગ રંગ પતંગિયાનું
એક ગુચ્છ ટોળે વળ્યું'તું
ક્યારે બની ગઈ
હું ય પતંગિયું
મને નહીં ભાન ......

## અને ☐ હનીફ 'સાહિલ'

કશુંક પાંખમાં ફરફરે છે અને
ગગન આંખમાં વિસ્તરે છે અને

શીતળ વાય છે આ અષાઢી પવન
હજી તું મને સાંભરે છે અને

વિરહ રાતે કો' એક છાયા અકળ
દીવાલો પરેથી સરે છે અને

શબ્દના બધા ભેદ ઊઘડી ગયા
નજર પારદર્શક ફરે છે અને

હજી ક્યાં છીપાઈ છે મારી તરસ
હજી એક રણ વિસ્તરે છે અને

## દુઃસ્વપ્ન

☐ અરુણકુમાર સરકાર
☐ અનુવાદ : ચન્દ્રકાન્ત મહેતા

ઊંઘ ઊડી જાય છે રોજ
રાત્રે એક ને સત્તાવીશે,
પછી પાછી ઊંઘ આવતી નથી,
કેમય આવતી નથી.
પહાડની ઊંચી ટોચ પરથી
બન્ને બાજુઓ
નીચે ઊતરવાનો રસ્તો છે.
બન્ને દિશામાં રસ્તા નીચે દૂર દૂર
વિસ્તરેલા છે
એક જાય છે
ઉત્સવપ્રિય લોકાલયમાં,
બીજો અતલ શૂન્યતામાં,
પહાડની ટોચ પર
હું એકલો નિઃસહાય
સાંકડા ભૂખંડ પર ઊભો રહી,
અર્ધબેહોશ બનીને ગબડું છું
ને
લથડિયાં ખાતો ખાતો
દ્રુતવેગથી
નીચે ફંગોળાતો જાઉં છું.
નીચે નીચે...અન્તહીન...
ઊંઘ ઊડી જાય છે રોજ
રાત્રે એક ને સત્તાવીશે.

## વીંછીની રાત ☐ નિસીમ ઈઝીકયેલ

☐ અનુ.: નીતા રામૈયા

મને યાદ છે
મારી માને વીંછી કરડયો તે રાત.
દસ કલાકના એકધારા વરસાદમાં
ચોખાના કોથળા નીચે સંતાવા
એ સરકી આવ્યો.
અંધારા ઓરડામાં
એની પિશાચી પૂંછડીએથી
ઝેરનો લબકો પાછળ મૂકી જાનને જોખમે
ફરી એ વરસાદમાં ચાલ્યો ગયો.
ટોળાબંધ ખેડૂતો ઊભરાયા
'અનિષ્ટ'ને ડામવા
અનેક વાર ઈશ્વરનું નામ લીધું
ગારમાટીથી લીંપેલી દીવાલ પર
રાક્ષસી કદના વીંછીના પડછાયા પાડતા
મીણબત્તી ને ફાનસ લઈ
બધાં શોધવા લાગ્યા : તે દેખાયો નહીં.
બધાંએ જીભ કચકચાવી
કહે છે, જેમ વીંછી ફરે
એમ માના લોહીમાં ફરે ઝેર.
બધાંએ કહ્યું : "એ શાંતિથી બેસી રહે તો સારું.
આજની રાતે
આગલા ભવનાં પાપ બળી જાવ,
આવતા જનમની કમનસીબીઓ
દુઃખથી ઓછી બનો.
આ ભવ કરેલાં સત્કર્મોમાંથી
નરસાં કર્મો કાઢી નાંખતાં
બાકી કાંઈ ના રહો.
સઘળી રાજસી તૃષ્ણા ને અભિલાષાઓ

ઝેર વડે શુદ્ધ થાઓ."
કેન્દ્રમાં મારી માને રાખી
ફરતા બધાં બેસી ગયાં,
અને સૌનાં મોં પર હતી સમજની શાંતિ



વધુ મીણબત્તી, વધુ ફાનસ, વધુ
પાડોશીઓ, વધુ જીવડાં અને
વણથંભ્યો વરસાદ.
શરીરને વળ આપતી દર્દના ઉંહકારા કરતી
મારી મા પડી હતી.
મારા પિતા, નાસ્તિક, બુદ્ધિપ્રધાન,
દરેક શાપ ને આશીર્વાદ,
ચૂર્ણ, મિશ્રણ, મૂળ, ડાંખળાં અજમાવતા.
કરડાયલા અંગૂઠા પર
થોડું મીણ રેડી
એને દીવાસળી ચાંપી.
મારી માને ખોરાક ગણીને આરોગતી
જ્વાળા હું જોતો રહ્યો.
પૂજારીની જેમ ઝેરની આળપંપાળ કરતાં હોય તેમ
પિતાને મંત્રો ઉચ્ચારતા જોયા
વીસ કલાક બાદ
દર્દ ગયું.



મારી માએ બસ આટલું કહ્યું
ઈશ્વરનો પાડ માનો કે વીંછી મને જ કરડ્યો
ને મારાં છોકરાં બચી ગયાં.



□ મુરલી ઠાકુર

મિત્રો!
જીવતાં તો મેં તમને
ઘણું બધું કરવાનું -
કહ્યાં જ કર્યું છે...
ને તમે - એ બધું કર્યું!
મને તમારા પર શ્રદ્ધા છે -
મારા પર તો ન્હોતી - નથી
પણ આ અંતઘડીએ,
ઘણું બધું ન કરવાનું
કહું તો! -
મને નિરાશ નહીં કરો ને?

તમારે હવે - કશું ન કરીને જ
મને રીઝવવાનો છે.
મરતા માનવીને રીઝવવાનું
મહાપુણ્ય ગણાય છે.
તો - મિત્રો!
કહી દઉં - ?...
મારી અંતઘડીએ -
મારી આગળ - ઘીનો દીવો
ના પ્રગટાવશો.
હું મારી વાટ ખોળી લઈશ.

અને - મને -
નનામીમાં જકડીને બાંધશો નહીં;
બંધન તો મને -
કદીય ગમ્યાં નથી -
ને...
મારું મુખ...

દક્ષિણ તરફ નહીં -
પૂર્વ ભણી રાખજો -
મને ઊગતા સૂર્યને જોવાના
હજી કોડ છે.
ને -
ચિતા પર મૂકો ત્યારે - ત્યાં
મારી છાતી પર મસમોટાં
કાષ્ટ ના મૂકશો
મારા હૈયામાં તમ સર્વ
માટેનો સ્નેહ કચરાઈ જશે
ક્યાંક ! એ ભારથી,

ને - આંચ મૂકવા -
મારા કોઈ સ્વજનને
ન ઢૂંઢશો :
આડે હાથે કોઈપણ જરા
આંચ આપી દેજો -
આમેય હું ક્યાં બળ્યોઝળ્યો નથી !

ને
પછી : તમારે, મારી ચિતા આગળ
તપવાની જરૂર નથી.
અગ્નિ મારી સંભાળ રાખશે
વાયુ એને સાથ દેશે
મારી ભેળાં બિચારાં
કાષ્ટોની પણ રાખ
જોવા તમે ન રોકાશો -
ને - ચિતાનાં ફૂલ !
એને કોઈ વહેતા જળમાં
ન પધરાવશો -
માછલીઓ બિચારી -
એમને ગળામાં ક્યાંક ...

પણ જવાદો એ વાત
માછલીઓ તરતું - તરવરતું
ચપળ જીવ એ એવી
ભૂલ નહીં કરે -
કોઈનાં અસ્થિ ગળવાની.

ને ... આ બધી વાત :
મારી વિનતિની વાત :
પણ કોઈને -
કહેશો ના -
ના - ના ... ...



## જન્માંતર-સૌહૃદાની

[મૂળ સંસ્કૃત]
□ કવિ શુભાંક □ અનુવાદ : હ. ભાયાણી

'લક્ષ્મણ, આ મેઘમાળ
જાનકીવિરહે મને સંતાપે કરાળ,
મારાં મર્મ વીંધે કેવાં ક્રૂર કદંબપવન !' -
સાશંક, ઈર્ષ્યાળુ રાધા સુણી રહી કૃષ્ણ કેરાં
પૂર્વજન્મ વિરહનાં સ્વપન - વચન.

## તુલસી ક્યારીએ

[મૂળ પ્રાકૃત]
□ અનુવાદ : હ. ભાયાણી

વિલાયું રવિતેજ
ને વિકળ એક વિરહાતુરા
ધરે તુલસીક્યારીએ દીપક, આડી રાખી ગ્રીવા -
પિયુસ્મરણ ઊભર્યે ગળત અશ્રુથી રક્ષાવા.

અશબ્દ

નિઃશબ્દ
અવકાશ
મૌન
મહાકાશ
વાદળાં
વાદળી
ધોળાં
રૂના પોલ
ઝિંઝારો
ટૈડ ટૈડ
ટૈડ ટૈડ
શબ્દ
ફોરું
ફોરાંનું
ઘર
ઘરની
બારી
બારીએ
બિલાડી
કાળી
આંખો
સફેદ
નહોર
નાખે
નગીના
નાગીપૂગી
નાગણી
મૂછ જ
રખ
રખાકે
ધક્
મૂરખ
ઈશાશબ્દ

અશબ્દ

૫ ૧૧/'૯૩ રાધેશ્યામ શર્મા

પ્રકરણ ૨.

## માનવવૃક્ષ

બે બાબત માટે હું બંધાયેલો છું: કવિતા અને સમજૂતી. ઘણાં કાવ્યોની હું વાત કરીશ. પણ એક વાત યાદ રાખવી જ જોઈએ; કવિતાને સંપૂર્ણપણે ક્યારેય સમજાવી ન શકાય. એને **અનુભવી** શકાય અને એની વાતો કરવાનું ફળદાયી બની શકે. પરંતુ જો તે અનુભવી શકતા જ ન હો તો તે વિષે વાત પણ કરવી નિરર્થક. બને તેટલું સમજાવવા મારે પ્રયત્ન કરવો જ છે; પણ કવિતા વિષે કંઈક રહસ્યમયતા તો રહેવાની જ. એ જો ન હોય તો એનું કામણ પણ અલોપ થઈ જાય.

ચાલો, એક કાવ્ય જોઈએ. મારે મન એનો શો અર્થ છે તે તમને કહેવા હું પ્રયત્ન કરીશ. ન તો હું તમને સમજાવી શકું કે ન તો એ તમને ગમાડી શકું. હું તો તમને કાવ્ય વાંચવાનું માત્ર કહી શકું. મારી ટીકાઓ એની રહસ્યમયતા પર કદાચ પ્રકાશ ફેંકી શકે, પણ કાવ્યને **સમજાવી** તો ન જ શકે. સમજાવી નાખવા પૂરતું પણ જો એ રહસ્ય સમજાવી શકાય તો તો એ રહસ્ય જ શાનું?...અને તો પછી એ કાવ્ય નરી નિષ્ફળતા જ છે. હું તો જો કે માનું છું કે ગમે એટલીવાર તમે કાવ્ય વાંચો અને તે વિષે હું ગમે તેટલી વાતો કરું છતાંય તેનું રહસ્ય તો અણઊકલ્યું ને અણબોટયું જ રહેવાનું. આ કાવ્ય તમે કદાચ જાણતા જ હશો. જાણતા હશો પણ એને અન્વેષણાત્મક દૃષ્ટિએ ક્યારેય વાંચ્યું છે ખરું? શીર્ષક છે **'ઑન વેનલૉક એજ'** અને તેના કવિ—એ. ઈ. હાઉસમન.

વેનલૉક એજનું વન સંકટમાં છે;
એની વનરાઈને વાવાઝોડું ચકરાવે છે;
ઝંઝાવાત, કુમળા છોડને બેવડ વાળી દે છે,
અને સેવર્ન (નદી)ના થીજેલા બરફ પર પાંદડાંની પથારી પાથરી દે છે.

જ્યારે યુરિકૉન શહેરની હસ્તી હશે
ત્યારે પણ પર્વતની પડખેનાં વનોમાં આ વંટોળ આમ જ ફૂંકાયો હશે:
આ એ જ પુરાણો પવન અને એ જ કાળજૂનો ક્રોધ,
પણ ત્યારે તેણે જે ઝૂડી નાખ્યું એ બીજું જ વન.

આ તો મારા સમય પહેલાંની વાત, જ્યારે પેલો રોમન
ત્યાં સામે હિલોળતી ટેકરીઓ પર મીટ માંડી રહ્યો હશે:

આજના અંગ્રેજ ખેડૂને તપ્ત કરતું રકત,
એને દુભવતા વિચારો, આ બધું ત્યારે પણ હતું જ.

ત્યાં વનમાં જેમ હવાનાં હુલ્લડ, તેમ
રોમન સોંસરવી જીવનની ઝંઝા પણ પૂરજોશમાં;
માનવવૃક્ષને ક્યારેય જંપ ન'તો :
ત્યારે પેલો રોમન હતો, અત્યારે હું.

ઝંઝાવાત કુમળા છોડને ઢગલામોઢે બેવડ વાળી દે છે,
તે એટલો તો આકરો વીંઝાય છે કે થોડીવારમાં તો શમી જશે.
પેલો રોમન અને તેની યાતના આજે તો
યુરિકૉનને તળિયે ભસ્મીભૂત.

અહીં અંગત લાગણીની અભિવ્યકિત છે. કવિ કોઈ ઊંડી આફતના ઘેરાવામાં છે. અને આ ઊર્મિઓનું દબાણ એની લાગણીને છલકાવીને જ છોડે છે. છતાં અહીં એના મનનો મિજાજ પૂરો સંયમમાં છે. નસીબ અથવા માનવયાતનાની બેફામ નિંદામાં એ સરી પડતો નથી. પદ્યસ્વરૂપ સાદું ને નિયત છે, લય તોળેલો ને ધીમો છે. કાવ્યના આકાર ઉપરથી જે સામાન્ય મુદ્રા ઊપસે છે તેટલા પૂરતી આ તો વાત થઈ.

હાઉસમનના વિષયનિરૂપણમાં એક ચોક્કસ નાટયાત્મક તત્ત્વ છે. પોતાની માનસિક અવસ્થાને વધુ અસરકારક રીતે બતાવવા જાણે એ પોતાની જાતથી અળગો થઈ ઊભો રહેવા ન ઈચ્છતો હોય! પોતાની અને પોતાની ઊર્મિ વચ્ચે એ એક અંતર રાખે છે— સ્થળનું નહીં, પણ કાળનું અંતર. પહેલા શ્લોકમાં,[1] ચાર સ્પષ્ટ અને સુદૃઢ પંકિતઓમાં, એ પાનખરના આવેગથી ઉતરડાઈ ગયેલા શ્રોપશાયરના જંગલનું ચિત્ર દોરે છે. તરત જ બે હજાર વર્ષ પાછળ કૂદીને એ આ જ દૃશ્યને રોમન સમયના સંદર્ભમાં કલ્પે છે. તે દિવસોમાં ત્યાં દુર્ગમાં એક નગર હતું—યુરિકોનિયમ. ત્યાં રોમન લશ્કરી અફસરોની આણ વર્તતી. એ જમાનામાં પવન તો કદાચ આવો જ ભીષણ ફૂંકાતો હશે પણ જંગલ એનું એ નથી રહ્યું: એ કદાચ નાશ પામ્યું હશે, કપાઈ ગયું હશે અગર તો તેને સ્થાને કોઈ બીજું જ જંગલ અસ્તિત્વમાં આવ્યું હશે. અને આ તો વૃક્ષોની વાત થઈ; પણ પેલો રોમન જે આ જંગલ સામે ધારી ધારીને જોતો હતો અને એને

(૧) એક કાવ્યમાં ચોક્કસ સંખ્યાવાળા એકમને સામાન્ય રીતે પદ્ય-કડી (verse) તરીકે ઓળખાય; તો પણ હું તો અહીં સળંગ રીતે શ્લોક (stanza) શબ્દ વાપરીશ. પદ્ય (verse) શબ્દ બીજા અર્થમાં પણ વપરાતો હોવાથી અહીં તે વિશે અસ્પષ્ટતા ન રહે એ જ યોગ્ય છે.

સ્થાને આજે જે અંગ્રેજ એ જ વૃક્ષો સામે તાકી રહ્યો છે તે–રોમન અને અંગ્રેજ–બન્ને માનવસંબંધોથી અને માનવપરિબળોથી સંકળાયેલા છે.

'આજના અંગ્રેજ ખેડૂને તપ્ત કરતું રક્ત,
એને દુભવતા વિચારો- આ બધું ત્યારે પણ હતું જ.'

વર્ષો પહેલાંની જેની વ્યથા આજે પોતે અનુભવી શકે છે એવા રોમન સૈનિક સાથે આપણો કવિ આ પંક્તિઓમાં લોહીની સગાઈ અનુભવે છે.

જે લાગણીઓ અને આવેગો એક વાર પેલા રોમનને રંજાડતાં હતાં એ હવે આજે અંગ્રેજને વીતાડે છે. પણ એક અંતિમ વિચાર જે આ કવિના મનને થીજવી દે છે તે એ કે પોતે (કવિ) હજી જીવે છે અને સહન કર્યે જાય છે જ્યારે જે જીવની આપત્તીઓનો પોતે સહભાગી છે એ વ્યક્તિ આજે મૃત્યુ પામી છે. આ રીતે એ વાતનો નિર્દેશ કરે છે કે સમગ્ર માનવજાતની યાતનાઓમાં આપણે કંંક અંશે સહભાગી થઈ શકીએ અને 'માનવ વૃક્ષને કયારેય જંપ ન'તો' એ વિચારે કંઈક ધરપત પણ મેળવી શકીએ; છતાં પણ, સહન કરવા માટે તમે હજી જીવો છો એ હકીકત જ પેલા મૃતાત્માથી તમને જુદા તારવી લે છે.

આ કાવ્ય માટે–ખાસ કરીને તેની ભાષા અને પદ્યરચના માટે–ઘણું કહી શકાય તેમ છે; પણ તેનો વિચાર કરવા હમણાં અહીં ન થોભીએ. 'ઑન વેનલૉક એજ' નો મુખ્ય મુદ્દો એ છે કે આ કાવ્ય યાતનાની સર્વદેશીયતા વિષે છે, અને એ પરિસ્થિતિમાં જો કોઈ ધરપત પામવાની હોય તો તે માનવીય સ્થિતિ પર ધ્યાન કેન્દ્રિત કરવાથી મળે, અંગત યાતનાને અલગ તારવીને તેના ઉપર ધ્યાન કન્દ્રિત કરવાથી નહિ. હાઉસમનને મન આ અનુભવનો મુખ્ય સંકેત આ છે. તમને, ભાવકને, આવો જ અર્થ પ્રાપ્ત થાય છે ખરો?

હાઉસમનને મન આ કાવ્યનો જે અર્થ હોય બરાબર એવો જ અર્થ આપણે મન ન જ હોય. પોતાની મુંઝવણ ખરેખર શું હતી તે આપણને કહેવાયું નથી અને આ યાતનાનું એને જેટલું મક્કમ વળગણ હોય એટલું આપણને ન હોય એ દેખીતું છે. નહિતર એ આટલા આવેગથી લખી શકે જ નહિ. પણ એનો પ્રયત્ન આને વાગોળવાનો નથી, આનાથી દૂર ભાગવાનો છે, કાયમી માનવીય પરિસ્થિતિના સંદર્ભમાં આને જોવાનો પ્રયત્ન છે. કોઈ રોમન સૈનિક બરાબર આ જ જગ્યાએ એકવાર ઊભો રહી પોતાના ભાગ્યને દોષ દેતો હતો એ વિચારે કવિ પોતાનું હૈયું હળવું કરવા મથે છે. પણ યાતનામાંથી જેવી મુક્તિ મળે છે કે તરત જ એક બીજો વિચાર આવે છે કે પેલો રોમન તો મૃત્યુ પામ્યો છે અને પરિણામે આજદિન સુધી તેને યાતના

ભોગવવી નથી પડતી. અને આમ, પેલો મુકિતનો વિચાર કંઈક અંશે છેતરામણો નીવડે છે. આપણાંમાંના પ્રત્યેકે પોતાની યાતનાને એકલે હાથે વેઠયે જ છૂટકો. આમ છતાં, અવળવાણીમાં કહીએ તો, રોમન અને તેની યાતના બન્ને નાશ પામ્યા છે એવા અવ્યક્ત વિચારમાં જ વિશેષ આશ્વાસન રહ્યું છે. કારણ, મારો અંત અને મારી સાથે સાથે મારી યાતનાનો પણ અંત બહુ દૂર તો નથી જ. કાવ્યના અંતિમ સૂર વિષે આપણને દ્વિધા રહે છે– અતલ હતાશાનો ભાવ છે કે અંતિમ સમાધાનનો? શકયતાઓ તો બન્ને છે. આ કાવ્યની આબોહવા બાંધવા માટે એક કરતાં વધારે તત્ત્વો અહીં ભળ્યાં છે. આપણાં અંગત મનોભાવોની જેમ અહીં પણ હાશ અને હતાશા બન્ને સાથે સાથે છે. અફર એવો કોઈ સંકલ્પ અહીં નથી.

પોતાની યાતનાને પોતે પેલા રોમન સૈનિક સાથે વહેંચી છે અને યાતના ભોગવનાર પોતે પહેલો કે છેલ્લો નથી એ વિચારોથી હાઉસમન સાંત્વન પામે છે; અને આમ આપણી પોતાની પણ બેચેનીની પ્રકૃતિને ઓળખાવવા બદલ આપણે હાઉસમનનાં ઋણી છીએ. એક રીતે જોકે આ ઘેરી નિરાશાનું કાવ્ય છે (અને હાઉસમનની ઓળખ માટે આ શબ્દ પ્રચલિત છે), છતાં સમગ્રતયા આ કાવ્યની અસર ગ્લાનિમૂલક નથી: આપણે યાતના ભોગવનાર એકલા જ નથી એ જ્ઞાનનું આપણને અભિજ્ઞાન થાય છે: આપણા આબધડીના સંજોગોથી પર એવી ભૂમિકાનું આપણને દર્શન કરાવનાર સ્થળ અને કાળની બારીઓ હાઉસમન આપણે માટે ઉઘાડી આપે છે. આપણી સ્થિતિને એના સંદર્ભથી વિમુખ કરી તેને મનોમન વાગોળવાથી જ ગમગીની જન્મે છે. પોતાની વેદનાની દૂરની ને રળિયામણી પશ્ચાદભૂ તરીકે આપણે હાઉસનનના શ્રોપશાયરની ઝાંખી કરીએ છીએ; અને આધુનિક કાળમાંથી ઉપાડીને એ આપણને બે હજાર વર્ષ પૂર્વેના રોમન બ્રિટનમાં લઈ જાય છે. આ રીતે આપણી પોતાની વેદનાનાં વળગણને અખિલાઈનો સ્પર્શ મળતાં એ વધુ સહ્ય બને છે–કારણ કે, એ વધુ બુદ્ધિગમ્ય બને છે.

'માનવવૃક્ષને કયારેય જંપ ન'તો' એ વિધાન ખરેખર સાચું છે કે નહિ તે આપણે નિશ્ચિત રીતે નથી જાણતા. પણ નિશ્ચિત તો એ છે કે જયાં જયાં માણસજાત છે ત્યાં ત્યાં અંતરની આ અકળામણ મૂર્તતા પામે જ છે. પ્રાણના ખોવાયેલા આનંદને, તેની આદિ નિર્દોષતાને ફરી સ્થાપવા અને સુખની વૃદ્ધિ કરવા માટે સંતો અને સંમાર્જકોની સેનાઓ કામે વળગી છે: પણ એમનું કાર્ય સફળ થાય ત્યાં લગી– અને ટૂંકમાં થાય એવાં ચિહ્નોની ગેરહાજરીમાં– આપણને કનડતા બાહ્ય દબાણો અને આંતરિક ઘર્ષણોમાંથી આપણે રાહત તો મેળવવી જ રહી. કવિતાની શામક અને સ્થાપક શકિત માટે કવિતાના ઉજજવળ ભાવિમાં મેથ્યુ આર્નોલ્ડ માનતો. ગણનાપાત્ર માણસોને આવી પ્રતીતિ

થઈ હોય એવાં ચિહ્નો ભાગ્યેજ જોવાં મળે છે. પણ કવિતામાં આ સત્ત્વશીલતા હંમેશ રહી જ છે—જો આપણે એ પામવાની દરકાર કરીએ તો.

જેમ માનવીય પરિસ્થિતિ સદાકાળ ત્રસ્ત જ રહેશે એમ આપણે ચોક્કસ કહી ન શકીએ, તેમ કવિતાના ભાવિ માટે પણ આપણે કોઈ નિશ્ચિતતાથી વાત ન કરી શકીએ. પણ દુ:ખ આજ સુધી હમેશા હયાત છે એ વાત આપણે જાણીએ છીએ; અને એ જ રીતે આપણે એ પણ જાણીએ છીએ કે, આદિકાળથી માનવચેતનાના આવિર્ભાવ તરીકે અને ઊર્મિને આકારવાના કે તેમાંથી ઉગારવાના માધ્યમ તરીકે કવિતા અસ્તિત્વ ધરાવે છે. કવિતાના આકાર–પ્રકાર બદલાયા છે અને એનાં નિયોજન–પ્રયોજન પણ યુગે યુગે બદલાયાં છે. છતાં એકવાત તો ચોક્કસ:કવિતાનો પ્રાથમિક હેતુ તે ચમત્કારિકતા. સૌકાઓ પહેલાં પ્રાપ્ત થતી પરિસ્થિતિમાં દુનિયાનાં દુર્ગમ પ્રદેશોમાં આજે પણ વસતી આદિવાસી પ્રજાપરથી પણ આ વાતની સાક્ષી મળી રહેશે. ખાસ કરીને મનુષ્યજીવનનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેવી પાયાની હકીકતો સાથે સંકળાયેલા ચમત્કારિક ક્રિયાકાંડમાં, તંત્ર–મંત્ર સ્વરૂપે, શબ્દો તો અવશ્ય પ્રયોજાય જ છે. ઘણીવાર આમાં સંગીત અને નૃત્યનો પણ સંગાથ ખરો. મુખ્યત્વે આવી શારીરિક ક્રિયામાં અનિવાર્ય એવું બૌદ્ધિક તત્ત્વ આ શબ્દો પૂરું પાડે છે. આવી પ્રવૃત્તિ ઝાઝું કરીને સામૂહિક ભૂમિકા પર હતી. સમાજ જ્યારે પોતાના અસ્તિત્વની ચિંતામાં અટવાયો હોય ત્યારે તેના સર્વ ક્રિયાકાંડ સામૂહિક ભાવના અને સામૂહિક જરૂરિયાતો સાથે સંબદ્ધ હોય છે. 'ઑન વેનલૉક એજ' જેવા કાવ્યનું ત્યાં સ્થાન જ ન હોઈ શકે. પ્રાચીનકાળની સામૂહિકતાથી સંસ્કૃતિલબ્ધ વૈયક્તિકતાના રસ્તે પશ્ચિમનો માનવી કેટલો પંથ કાપી શક્યો છે તેનો નિર્દેશ આ કાવ્ય કરી જાય છે. એક પ્રજા જ્યારે પોતાના અસ્તિત્વ વિશે જ સચિંત હોય ત્યારે અંગત લાગણીઓના સેવન માટે તેને અવકાશ જ નથી હોતો. આદિ માનવના મંત્રો મોટે ભાગે પરંપરાગત હોય છે, જો કે તેમાં અવારનવાર થતા વધારાથી એનો જથ્થો સમૃદ્ધ થતો રહે. આ બધું લોકોની સામૂહિક સ્મૃતિમાં સંગ્રહાયેલું છે, અને વિદ્વાનો ને નૃવંશશાસ્ત્રીઓના અપવાદ સાથે, એ ક્યારેય શબ્દદેહ પામતું નથી. લગભગ આવી જ લોકકથાઓના સમૂહને અનામત જાળવી રાખનાર અને વારસામાં આપનાર શાળેય બાળકોનો સમાજ આજે પણ આપણી વચ્ચે છે. આમાંનું કેટલુંક ગવાય છે. કેટલુંય બોલાય છે. પણ આ બધું જ કોઈક ચમત્કારિક રીતે રમતગમત જેવી બીજી બાળજીવનસહજ પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલું છે.

મેં કહ્યું તેમ, પ્રાકૃત ક્રિયાકાંડ જેવી મુખ્યત્વે શારીરિક પ્રવૃત્તિમાં પણ કાવ્ય એક બૌદ્ધિક તત્ત્વ પૂરું પાડે છે. બાળકોનાં અને પ્રાકૃત પ્રજાનાં જોડકણાંમાં ખાસ કંઈ બૌદ્ધિકતા જેવું હોય એમ ન પણ લાગે. છતાં, જેમ શબ્દ ક્યારેય માત્ર ઘોંઘાટ નથી

હોતો– નવજાત શિશુની કિકિયારીમાં પણ અર્થ સમાયો છે– એમ આ જોડકણાંમાં પણ ક્યારેક બૌદ્ધિકતા હોય છે. 'બેસી જા' જેવા શબ્દો માત્ર પુનરુચ્ચારણથી કૂતરાને પણ તમે 'સમજાવી' શકો છો. અપેક્ષિત અનુભાવની પ્રક્રિયાથી(Process of Conditioningથી) અમુક મૌખિક આદેશોનું પાલન કરવા માટે તમે તેને તાલીમ આપી શકો. અમુક હદ સુધી આવી જાતના અપેક્ષિત અનુભાવ માટે કૂતરા ખાસ્સી સાનુકૂળતા ધરાવે છે. આપણે યથાર્થતયા તેને 'લગભગ માણસ' જેવો ગણીએ છીએ. પરંતુ બહુ જ ટૂંકા સમયગાળામાં સમજણશકિતની વાતમાં બાળક કૂતરાને ક્યાંય વટાવી જાય છે, અને બાળકની સરખામણીમાં ખાસ્સો પુખ્ત એવો કૂતરો તો સાવ બેવકૂફ લાગશે.

માનવવંશમાં ભાષાનાં સમજણ અને વિનિયોગ ઉછેરનાં અનિવાર્ય અંગ બની રહે છે. સાવ શરૂઆતથી જ શબ્દધ્વનિ, અને આગળ જતાં શબ્દો, બાળક માટે ચમત્કારરૂપ જ છે. માત્ર ભૌતિક અને શારીરિક ધ્યેયપ્રાપ્તિ માટે શબ્દોનો ઉપયોગ કરવાની આપણને એવી તો આદત પડી ગઈ છે કે શબ્દોની જાદુઈ ઉત્પત્તિની મૂળ વાત તો આપણે સાવ જ ભૂલી ગયાં છીએ. માત્ર ઉપયોગિતાના ધોરણે લખાયેલી માહિતીઓથી આપણું જીવન એવું ખરડાયેલું છે કે આપણી ભૌતિક–પરાયણ સંસ્કૃતિમાં ભાષાનો મૂળભૂત હેતુ તો સંસદીય ખરડાઓ અને વ્યાપારી દસ્તાવેજોની ભાષામાં જ પર્યાપ્ત છે એમ આપણે સમજી બેઠાં છીએ; અને ભાષાના વધુ મનોરમ વિનિયોગને આપણે બિનજરૂરી, ક્ષુલ્લક કે છેલબટાઉ ગણી નાખીએ છીએ. બાળકોમાં આવું નથી હોતું. પોતે જે કોઈ નવો શબ્દ શીખે તે બાળકને મન જાદુઈ ગુણો ધરાવનાર શબ્દ છે અને તેથી જે કોઈ પદાર્થને તે નામ આપે છે તે પદાર્થ પર પોતે પ્રભુત્વ મેળવ્યું એમ એ સમજે છે. એટલે જ કદાચ બાળકના સર્વપ્રથમ શબ્દો એના મા–બાપને ઓળખવાની સંજ્ઞારૂપ જ હોય છે. સૌથી પહેલી જરુરિયાત સલામતીની; બાળકને જેવો ખ્યાલ આવે કે અમુક એક અવાજ કરવાથી તે માબાપનું ધ્યાન દોરી શકે છે કે તરતજ એ ચોક્કસ અવાજ બાળક માટે કીમિયો બની જાય છે. ભૌતિક પ્રાપ્તિ માટે બાળકે પોતાના માબાપ પર પ્રભુત્વ મેળવવાનું હોય છે એ નિઃશંક; છતાં પણ બાળકના મનમાં ભૌતિક, આધ્યાત્મિક કે ઊર્મિલ વચ્ચે કોઈ ભેદ નથી. શારીરિક અસ્તિત્વની જરુરિયાત અને લાગણીની સુરક્ષિતતા વચ્ચે તેને મન કોઈ ભેદ નથી. તદુપરાંત, આનંદ વ્યકત કરવા માટે કરાયેલા અવાજમાં પણ બાળકને ચમત્કારિક ઉદ્ભવ ને મહિમાનાં દર્શન થાય છે. ફૂલ કે રમકડું, વહેતાં પાણી કે સૂર્યતેજમાં રહેલાં પાંદડાંને જોઈ બાળક જે ઉદ્‌ગાર કરે છે તે ઉદ્‌ગાર પોતાના હર્ષને સંક્રાન્ત કરવાની જરુરિયાતમાંથી ઉદ્ભવતો કાવ્યમય ઉદ્‌ગાર જ છે. સૌથી આદિમ કાવ્ય–અને તેની સરખામણીમાં આદિવાસી વર્ષાસ્તોત્રો તો કેટલાય શિષ્ટ લાગે–એવું સૌથી વધુમાં વધુ પ્રાકૃત કાવ્ય એટલે શિશુનો આનન્દચિત્કાર.

બધી કવિતાના ઉદ્‌ભવના મૂળમાં સંક્રાંતિની ઈચ્છા, અભિવ્યક્તિની ઈચ્છા કે ઊર્મિને વાચા આપવાની ઈચ્છા જ રહી હોય છે. બધી કવિતાને ભાવસંક્રાંતિ સાથે જ પનારો પડ્યો છે; પરંતુ વિશિષ્ટ રીતિથી 'કહી નાખવાથી' જ કામ નથી સરતું; જો કે આ માન્યતાથી પ્રેરાઈને ઘણાં કવિઓએ લખ્યાં કર્યું છે. કવિતા એટલે શબ્દોનો એક આકાર-વિશેષ કે જે પોતાની શક્તિથી—ચમત્કાર શક્તિથી—વાચકમાં કે શ્રોતામાં ચોક્કસ પ્રકારના પ્રતિભાવો ઉપસાવે; અને આ શક્તિ કવિતાની પ્રકૃતિ સાથે સદાય વણાયેલી જ છે. આનાં કરતાં કોઈ અન્યતર ભૂમિકા ઉપર કાવ્યો લખવાનાં અનેક પ્રયત્નો થયા છે, પણ એની ચર્ચા ક્યારેક પછીથી કરીશું. ચમત્કૃતિયુક્ત રચના—સૌષ્ઠવ અથવા શબ્દાકૃતિ જે માનવજીવનમાં શાશ્વતકાળથી ફરી ફરી ઉદ્‌ભવતી ભાવનાની કે બુદ્ધિની પરિસ્થિતિને વાચા આપી શકે એવી મનુષ્યની મૂળભૂત ઈચ્છા જ કવિતાની સર્વકાલીન અસરના મૂળમાં છે.

મનુષ્ય માટે ભાષાની અનિવાર્યતાની ચર્ચા તો બહુ ઝાઝો સમય માગી લે. ખરે જ એ અનિવાર્યતા એટલી સ્વયંસ્પષ્ટ છે કે આપણે સહજપણે એ ભૂલી જઈએ છીએ. પરંતુ અંતે તો, મનુષ્ય બોલતું પ્રાણી છે અને હંમેશ રહ્યું જ છે. એના જીવનનાં ગમે તેટલાં પાસાં શુદ્ધ ભૌતિક જ હોય તો પણ એ લાંબા સમય સુધી માત્ર ભૌતિક ભૂમિકા ઉપર જીવી નથી શકતો. ભાષાનો જેવો પ્રવેશ થયો કે મનુષ્ય મનનશીલ પ્રાણી બની જાય છે. 'ટૅબલ' શબ્દ અને 'ટૅબલ' પદાર્થ વચ્ચેનો ભેદ એવો છે કે એક કૂતરો સુદ્ધાં એ ભેદ ઝાંખો ઝાંખો પણ પામી તો જાય છે. પણ આ ભેદ અગાધ છે, અને જેવા આપણે 'ભૂખ' 'પ્રેમ' કે 'સંગીત' જેવા શબ્દો, જે ભૌતિક શબ્દોથી સંકેતવિશેષ ધરાવે છે એવા શબ્દો, વાપરતાં શીખ્યા કે આપણે પશુસમજથી પર એવી મુખ્યત્વે બુદ્ધિની ભૂમિકા પર આવી ચડીએ છીએ. ખુલ્લે ખુલ્લો ભૌતિક શબ્દ અને તેનાથી સંકેત પામતી ક્રિયા કે પદાર્થ—આ બંને વચ્ચે પણ ઘણો મોટો ભેદ છે. શબ્દના ઉપાદાનથી રચાયેલી કવિતા આથી જ મનુષ્યના આત્માની બૌદ્ધિક અભિવ્યક્તિ જ છે; અને જ્યાં સુધી બુદ્ધિને આપણે મનુષ્યથી નિમ્નતર ભૂમિકા પર લઈ જવા સુધી ખરડીએ નહિ ત્યાં સુધી કવિતાનાં સ્થાન અને સાર્થકતા રહેવાનાં જ. તમે પૂછશો કે જો આમજ હોય, તો પછી, અંગ્રેજીભાષી પ્રજાનો સિત્તેર ટકા કે તેથીય વધારે મોટો વર્ગ કવિતા વગર કેમ નિભાવી શકે? ટૂંકમાં, તેઓ નિભાવી શકતા નથી જ; માત્ર તેઓ આભાસી કવિતાથી ચલાવે છે. આ વિશે મારે કંઈક વિશેષ કહેવાનું છે, પણ તે પછીથી.

હું જેને સાચી કવિતા કહું છું તેનો ફરી એકવાર નિર્દેશ કર્યા પછી હું આ પ્રકરણ આટોપી લઉં. કારણ એજ છે કે લાંબા સમય સુધી અવેજીઓ ઉપર જીવવું એ નિરામય નથી અને આ પુસ્તકનો એક હેતુ તમને સાચા કાવ્યની પસંદગી કરવામાં ને

આભાસી કૃતિની અવગણના કરવામાં મદદરૂપ થવાનો છે. ઘણા કાળ પહેલાંના અને સમાજ સાથે સમભાવ પ્રદર્શિત કરતા અર્વાચીન અંગ્રેજી કવિનો અવાજ સાંભળવાથી આપણે આરંભ કર્યો હતો. તો હવે રોમન સમયના એક કવિના શબ્દો સાથે આપણે પ્રકરણ પૂરું કરીએ; આ રોમન કવિના શબ્દો હાઉસમનના પેલા મૃત સૈનિકે સંભવત: વાંચ્યા પણ હોય. જો કે આમ કરવાં જતાં પરદેશી ભાષા વાંચવી પડે; તેના કરતાં મારી ભાષાને જ વળગી રહેવાનું હું વધુ પસંદ કરું છું. ઉપરાંત, એ જમાનાની અંગ્રેજી કવિતા –થોડી કંઈક ઉગરી જવા પામી હોય તો પણ–આપણને એ કંઈ વિશેષ ગ્રાહ્ય હોય એવું નથી. લગભગ હાઉસમન જેવી જ ભાષા વાળી કોઈ કૃતિ શોધવી હશે તો આપણે રોમન કાળથી હજારેક વર્ષનો કૂદકો મારવો પડશે. મધ્યકાલીન યુગમાં માનવ વંશવેલા સોંસરવો જે પવન વીંઝાયો હતો એ જ પવનની આછી મર્મર સાંભળી શકાય એવો આ શ્લોક જુઓ:

> પશ્ચિમના પવન, તું ક્યારે ફૂંકાઈશ,
> જેથી ઝીણો ઝરમરિયો મેહ પૃથ્વી પર વરસી શકે?
> હે ભગવાન, મારી પ્રિયા મારા બાહુમાં હોત
> અને હું ફરીથી હોત મારી શૈયામાં!

આ શ્લોક ક્યારે કેટલાં સમય પૂર્વે રચાયો તેનો કોઈને ખ્યાલ નથી; સંભવત: આ કોઈ દીર્ઘકાળથી ભૂલાયેલા પારંપારિક કથાકાવ્યનો એકાદ અંશ હશે. એ કોઈ અભ્યાસી પાદરીને રુચિ ગયો હશે અને એમણે આ થોડીક પંક્તિઓ, એના ઢાળ સાથે, ઉતારી લીધી હશે. બ્રિટીશ સંગ્રહાલયમાં ચૌદમી સદીની કોઈ પ્રતમાં, માટે જ, તે ઉપલબ્ધ છે. આનું મૂળ જે હોય તે, પણ બેચેન માનવવૃક્ષમાં શ્વસતી માનવચેતનાને સ્પષ્ટ અને સચોટ રીતે વ્યક્ત કરતો આ હૈયે-વાગ્યો ઉદ્ગાર છે-આ શ્લોક. પ્રેમીઓ એકબીજાનાં વિયોગનું દુ:ખ અનુભવતાં જ્યારે બંધ થશે ત્યારે જ આવી કવિતાનું કોઈ મૂલ્ય નહિ રહે. આ પંક્તિઓનો મહિમા સંપૂર્ણ રીતે તો કોઈ સમજાવી ન શકે. છતાં, કોઈ પણ અર્વાચીન વાચક આ શબ્દનો જાદુ હૃદયથી પ્રમાણી શકશે અને પોતાના વિચારોને સ્પર્શીને ખળભળાવી મૂકનાર આ શબ્દોના પ્રભાવનો સ્વીકાર કરશે...જો આ વાચક વિચિત્ર અસંવેદનશીલતા અથવા અતીવ શિષ્ટતા ધરાવતો નહિ હોય તો!



દંતકથા □ દિનેશ દલાલ

## આર્કિટેક્ટ હવે સ્વર્ગમાં

ચર્ચ, મંદિર અને મસ્જિદને
સાગરતટે
બાજુ બાજુમાં એવા તો એણે કંડારી દીધા હતા
જાણે ત્રણ દોસ્તો
એકબીજાના ખભા પર હાથ મૂકીને ઊભા ન હોય!

કહેવાય છે કે આર્કિટેક્ટે
ઉતર - ચઢ ચડ-ઉતર પગથિયાઓની
એવી તો રચના કરી હતી કે
જો તમારે ઈશ્વર પાસે જવું હોય તો
ઈશુ અને અલ્લાહ પાસેથી જ પસાર થઈને જવાય,
અલ્લાહ આગળ જવું હોય તો
ઈશ્વર અને ઈશુ કનેથી જ નીકળાય
અને અલ્લાહ ને ઈશ્વર તરફનો રસ્તો ઓળંગીને જ
ઈશુ આગળ પહોંચાય.

લોકો સાગરતટે જતાં ત્યારે
'કમાલ-કરી-કમાલ કરી'
એમ કહીને આર્કિટેક્ટને નવાજતાં.

પણ આમાં ફાવી ગયા પેલા ત્રણ—
ઈશ્વર, ઈશુ અને અલ્લાહ
એવા તો ત્રણ એક થઈ ગયા કે,
વારાફરતી એકબીજાને ત્યાં જઈ
ત્રણ પત્તીની રમત 'બ્લાઈન્ડ' માં રમતા.

— રમત હજી પૂરી થઈ નથી.
□

··ગ્લાનિ·· □ આહમદ મકરાણી

ઊઠે પડાવો એટલે રસ્તા ઉદાસ છે;
શબ્દો વિખૂટા થૈ જતા પડઘા ઉદાસ છે.

વૃક્ષે લઘુ માળો હતો - ની યાદ સંઘરી;
શિશિરબળ્યાં પંખી તણા ટહુકા ઉદાસ છે.

આવાસમાંથી થૈ ગયું કોનું ગમન જુઓ,
છત, તોરણો, બારી અને પરદા ઉદાસ છે.

ભીનાશ માપી ટેરવે બંને નયન તણી;
ઓછાં નહીં, આઝાં નહીં, સરખાં ઉદાસ છે.

## એક કોલાજ □ હરીન્દ્ર દવે

જે અંદેશાનો ઉઠાવ્યા નથી
એ માટે પણ ઋણી હોઉં
ત્યારે
આજે સવાર
મારી વાંસની ઝૂંપડીની
તિરાડમાંથી પ્રવેશેલા સૂર્યકિરણ માટે
આભાર કેમ ન માનું?

□

મારી પ્રતીક્ષાની ક્ષણોમાં
જેને વસવા નિમંત્ર્યા છે
એ ભગવાન
એક એક યુગને પાંદડું બનાવી
કાળનો વડલો ઊભો કરી દેશે
એની કયાં ખબર હતી?

□

સંબંધો ઝાકળની જેમ ઊગે
ત્યાર એની ભીનાશ ન પણ અડકે
પણ ફટકિયા મોતીની જેમ ફૂટે
ત્યારે એની કરચ વાગ્યા વિના રહેતી નથી.
મને વાગે
એ માટે પાથરેલી
કરચો પરથી
હું હસતાં હસતાં પસાર થઈ જાઉં છું
અને
મારાં પગનાં તળિયાં પરની લોહીની ટશરો
લૂછતાં પૂછું છું–
માર્ગમાં વેરેલા કંકુમાં કાચની કણી રહી ગઈ હતી?

□

મારી પ્રાર્થનામાં
ઉચ્ચારાતા શાપના સોગંદ,

મારા શાપમાં
ક્યારેક પ્રાર્થનાનું વરદાન પણ છે.



કોલસાની ખાણ જેવો હું
—મને તળિયેથી ખોતરો:
મારી સંપત્તિ ખરેખરી, ત્યાં જેની પૂરે.
ક્યારેક
આ શ્યામ વૈભવની સૃષ્ટિને
હું રત્નનગરમાં ફેરવી શકીશ—
પછી ભલે એ માટે જન્મારો લાગે.



સારીયે સૃષ્ટિ નિદ્રાધીન છે:
નિખારેલા આકાશ
અને ભસતા રસ્તાઓ વચ્ચે
હું જાગું છું
—છતાં યોગી નથી!
કોઈ પણ ખુલ્લા દરવાજામાંથી
બહાર નીકળવા માથું અફળાય છે:
શિર પર ફૂટી નીકળે છે વેદનાનો જ્વાળામુખી.
ભીતર ઊકળે છે ધગધગતો લાવા
અને એને પ્રગટવા મુખ નથી ફાટતું.



બહાર નીકળું ત્યારે
આકાશ અને ક્ષિતિજની
વિશાળ દીવાલો વચ્ચે
ફરી એક વાર કારાવાસનો અનુભવ કરું છું
અને
અંદર જવાના દ્વાર હવે બંધ છે.



યાતનાનાં દ્વાર પર
નચિકેતાની જેમ ઊભેલો હું
ન જીવન માગું છું ન મૃત્યુ;
ન વરદાન માગું છું, ન શાપ;
ન ફૂલ માગું છું, ન કાંટા;
ન વાણી માગું છું, ન મૌન:

અને માગ્યા જ કરું છું.



□ અનુ. જયવંતી દવે
(સંસ્કૃત કવિતા)

પ્રિયા
જીવતી ન હોય
તો
જઈને શું?
અને જીવતી હોય
તો પણ શું?"
પથ પર ઊભા પથિક અધિક
આ વાત જ રહ્યો વિચારી:
જોઈ નભમાં મેઘ
વરસતી ઝરમર જળની ઝારી,
'જવા ન દીધો ઘેર:
ઘરનાં બંધ બારણાં બારી.'

## ત્રણ કાવ્યો ☐ લાભશંકર ઠાકર

૧.

કરચલીવાળાઓ
વાંકા વળી ગયેલા
ધ્રૂજતા હાંફતા અંધબહેરા
ખખડી ગયેલા વૃદ્ધ શબ્દોની
મરચક ફૂલો નીચેના બાંકડા પર
હવે શી જરૂર છે ?
ચૂપચાપ બેઠા બેઠા
દાંત વગરના જડબા વચ્ચે
મારી શકયતાઓને ચાવી રહેલા
આ વૃદ્ધ શબ્દોની હવે શી જરૂર છે?
સૂર્ય સામે તેઓ જોઈ શકતા નથી
સાત દાદર ચઢી શકતા નથી
મુઠ્ઠીઓને મજબૂત વાળી શકતા નથી
દુરિતને ખાળી શકતા નથી
ભેખડોને ઢાળી શકતા નથી.
નથી આકાશને અડવાની ઇચ્છા
નથી ધરતીને ખોતરવાની ઇચ્છા
બરછટ ચામડીની ચળને વલૂરતા
વર્તમાનમાં
તૂટેલી ખુરસી પર
તેઓ
હજીએ આમ કયાં સુધી બેસી રહેશે ?
નેત્ર વગરના, દાંત વગરના,
પ્રકાશ વગરના, ઇચ્છા વગરના
આ વૃદ્ધ શબ્દો પાસે
રુદ્ધ થઈને અવાચક હું ઊભો છું.

૨.

છાપાં, પુસ્તક, રેડિયો, પ્રવચનો,
શાળા, મઠો, આશ્રમો
ચર્ચા, વાદ, વિચાર આત્મકથની
પ્રેમાર્દ્ર ચાટુકિતઓ
તાજા પુષ્પ સમી ગણાય કવિતા, ત્યાં યે
નર્યા, શબ્દના કાચા
કેવળ ગર્ભપાત કરતી
ભાષા અમારી, અલમ્

૩.

ચબૂતરે બેસી ચણ ચણતાં
શબ્દપંખીની સ્મૃતિમાં દટાયેલું આકાશ.
ચૂપકીદી છે બહાર
અધરાત પછીના અંધારની.
ટેબલલૅમ્પના પ્રકાશની બખોલમાં
મારી વર્કશૉપ.
પડેપડને ખોતરીને
છોલી છોલીને
ખોલી ખોલીને
તપાસું છું—
ગોફણથી ઘવાઇને લથડીને લોચો થઇને
ધબ્ ધૂળમાં પછડાયેલા શબ્દ પાસે
બધું ધૂંધળું ધૂંધળું, અસ્પષ્ટ, બેબાકળું.

ખૂનખાર યુદ્ધને ચણતી ચણતી ચાંચ
આકાશવાણીને કોચે, ચીરે, ચૂંથી નાખે.
પણ પછી ?
ચમચીથી ઊંચકવું શેપ આયુપને
અને ચાના કપમાં હલાવવું, ઓગાળવું.
વર્કશૉપમાં ભયવિહ્વળ શબ્દો ચિત્કાર કરતા
અથડાય છે મારા મનની દીવાલો સાથે.
આ ધ્રૂજતી કલમ કોને બચાવશે ?

## A NIGHTMARE □ Ruchir Joshi

The air was smoky
like a phone-booth with a chain – smoker in it
for an hour.

The sun seemed dusty
like a spot-light unused for a year
being used again.
The sea was made of mud
It was oily like a 100 oil tankers had burst
on it
They had.
Strains of cloud
strangled the city
smoky, dusty, oily clouds
and I was glad
for I was watching
from heaven.
200 years after my death.



## ગઝલ □ કરસનદાસ લુહાર

આંખમાં લીલાશનો દરિયો ભરી લીધો હતો.
ને સીમાડો શ્વાસમાં મે સંઘરી લીધો હતો.

હું જ ખેતર, પંખીઓ ને દૂધમલિયો મોલ હું;
ચાડિયા શો મેં મને ઊભો કરી લીધો હતો.

પાંખ, પીંછાં કે નહોતી ચાંચ મિત્રો! તોય પણ;
મેં વિહંગ જેવું ઊડી ટહૂકો કરી લીધો હતો.

હોઠની વચ્ચે થીજેલા લીલવા અંધારને –
સૂર્ય કિરણોની સળીથી ચીતરી લીધો હતો.

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'ના ૭૭મા અંકની શ્રેષ્ઠ કવિતા અંગે નિર્ણય આપવાનું તમે સોંપેલું કાર્ય જે સહજતાથી સ્વીકાર્યું હતું એટલું જ મારા માટે એ કઠિન નીવડ્યું, કેમકે કલાકૃતિઓની તુલના અને સાંપ્રત કવિતાનું મૂલ્યાંકન એ બે મોટી બાબતો તેમાં સમાયેલી દેખાઈ. જુદા જુદા પ્રકારની કવિતાઓમાંથી માત્ર એકને જ ચૂંટવાનું કાર્ય આ અંકમાં હરીન્દ્ર દવેની કવિતામાં રજૂ થયેલ પ્રશ્ન જેટલું કપરું છે:

'ઓડેન પ્લેટોના પ્રેતને પૂછે છે:
"બે અશ્વો, બે માણસો કે એક ભૌમિતિક પ્રમેયનાં બે પરિણામોમાંથી કયાં ઉત્તમ એ તો હું કહી શકું,
પણ મને કહેશો, કે
એક અશ્વ એક માણસ કે એક ભૌમિતિક પરિણામમાંથી કયું સૌથી સુન્દર
એની સરખામણી કઈ રીતે કરવી?"

આવી તુલનાઓ કરવાનું અને તેના નિર્ણયો આપવાનું કાર્ય સહેલું કે સુખદ હોતું નથી.

વળી એક કૃતિને શ્રેષ્ઠ ગણવાથી અન્યને અવગણવાનું સૂચિત થતું હોય તો પણ આવું કાર્ય અણગમતું જ બને. કેમકે જીવંત કલાકૃતિઓ ભાવકને ઘણી વાર જુદી જુદી રીતે છતાં સમાનપણે પ્રભાવિત કરતી હોય છે. એમાંથી એકને જુદી તારવવાનું મુશ્કેલ બનતું હોય છે. એ રીતે મને હરીન્દ્ર દવેના 'ત્રણ સ્તોત્રો'માં વ્યક્ત થતો માનવીનો આત્મશોધક બૌદ્ધિક પ્રયત્ન ગમ્યો, ઉશનસ્‌ના 'થાય કે'માં પ્રકૃતિનાં તત્ત્વો સાથેની સ્પર્શક્ષમ આત્મીયતા ગમી, કમલ વોરાના 'ઊડતા પંખીને સ્વગતોક્તિ'માં અનુભવાતી અનુભૂતિની તીવ્રતા તેમ જ અંકનાં કેટલાંક ગીતો, ગઝલો પણ આસ્વાદ્ય લાગ્યાં. આમાંનાં કોઈને ય અવગણાય તેમ નથી જ. છતાં એક જ કાવ્યને પસંદ કરવાનું છે ત્યારે ભાવ, બાની અને લય દ્વારા મધ્ય- કાલીન વાતાવરણ ઊભું કરતું મકરંદ દવેનું કાવ્ય 'વણજ તિહારી' મને શ્રેષ્ઠ લાગ્યું છે. માનવમનને ઉપાલંભ આપતી કવિની ખુમારી તેમાં પ્રગટે છે અને વ્રજની છાંટવાળી ઘરાળુ બાનીમાં વહેતો લયપ્રવાહ ભાવોને આત્મસાત કરી લે છે:

'નજર પડે ત્યાં નગદ પાઈ તે હરદમ હેતકમાણી
સંગ સંગ આ ચલી રંગભર સુરતાની સાહેલી.'

વારંવાર વાંચવું ગમે તેવું કાવ્ય મને તે લાગ્યું છે.

અંકની કવિતાઓનું નિકટતાથી વાચન કરવાનું મળતાં સાંપ્રત કવિતાપ્રવાહના

એક પાણીશેરડે બેસીને તેની તાજગા, મધુરપ અને પ્રવાહિતાનો આસ્વાદ લેતો હોઉં એવો તૃપ્તિકર અનુભવ થયો. તે સાથે એમ પૂછવાનું મન પણ થયું કે આપણી કવિતા કૃતક ઊર્મિલતા, શબ્દખેલ અને શૈલીશોખ જેવી આળપંપાળમાંથી હજી પણ મુક્ત નહિ થાય?

ગંભીરસિંહ ગોહિલ

The Court ☐ ઉદયન પટવા

રાતે ઊંઘતા ઊંઘતા જાગી પડું છું,
હું તારે લીધે—
અને ઘણીયે વાર જાગતા જાગતા ઊંઘી જાઉં છુ
તારા સ્વપ્નોનાં ભાર વડે બિડાઈ જતી
મારી પલકોને લીધે.

જમતાં જમતાં કોળિયો છોડી,
હું, દોટ મૂકું છું કો'ક ફિલ્મ જોવા, અને
ભોંઠો પડીને બહાર આવું છું
ફિલ્મમાં તારું પાત્ર જ ન દેખાવાને લીધે.
કવિતા અને શાયરીઓનો ગજબ
શોખ ધરાવનાર હું
એમાં અશુદ્ધ ભાષા વાપરી બેસુ છું
હમેશનાં તારાં એ કસમયનાં અટ્ટહાસ્યને લીધે.

રસ્તે ચાલ્યો જતો હું—
આપણાં મિલનની વાતો યાદ કરી
હસું હસું થતો, ક્યારેક વિલાઈ જાઉં છું.
તારા ત્યાં મોજૂદ હોવાનાં એ—
ક્ષણિક આભાસને લીધે.
(અત્યાચાર! અત્યાચાર!!
બેશરમીની હદ હોય છે.—સેંકડો પડઘા)
ઑર્ડર! ઑર્ડર!!

...મી લોર્ડ! તમે જ ઇન્સાફ કરો.

આ તે કેવી છે!
એને તે સમય-કસમયનું ભાન છે કે નહીં?
એ તે નારી છે, કે ચિનગારી?
(હો,......હો,......ધમાલ, ઘોંઘાટ,
(......ખુરશીઓ ઊછળે છે)
ઑર્ડર! ઑર્ડર!!
—'આ કેસ હંમેશને માટે
મુલત્વી રાખવામાં આવે છે.'

## એરપોર્ટ □ હરકીશન કોટીચા

અહીં કોલાહલનું પૂર શાંતિને તાણી ગયું છે.

કોઈ ફેશન પરેડના તખતા પર આવી ચડયો હોઉં
તેવું લાગે છે.
પ્રસંગની રીતભાતના વાઘા મેં પણ પહેર્યા છે.
મારી ફ્લાઈટની જાહેરાતની વાટ જોતો
હું વાંચું છું
પુસ્તકમાં તાકવાનો ડોળ કરું છું.
'તમને કાવ્યમાં રસ છે?'
બાજુની ગુફ્તેગુ મારા કાન પર વિસામો લેવાનું પસંદ કરે છે.

□

મારી બંધ મુઠ્ઠીમાં સમાયો હું
ભીતર શું છે તે જાણતો નથી
ખાલી નહીં હોય તેવી મારી મુરાદ છે.
સામે, ઈલેક્ટ્રિક ઘડિયાળનો સેકંડ કાંટો ધીમે
પણ અવિરત ફર્યા કરે છે
મારી ફ્લાઈટ ઉપડવાને હવે બહુ વાર નથી.
મારી સાથેના અહીં સહુ આ જાણે છે.
અને હવે થનારી જાહેરાત સાંભળવા
કાન સરવા કરે છે.
હું બહેરો
પણ આસપાસનો અસ્પષ્ટ કોલાહલ
મને હજીય સંભળાય છે, સ્પષ્ટ!

□

શબ્દોનું ધુમ્મસ
મારા મનના ધુમ્મસને ઘેરું બનાવે છે.
રન વે પર બહારથી આવી ઊતરેલ
જમ્બો ચિચિયારી પાડી ઊભું રહે છે.
દોડધામ થાય છે;
આવનારાઓ આવે છે.

અને જનારાઓ
મુસાફરીની સૂચના સાંભળવા
ઉત્સુક છે.

□

...... અવાજ આવે છે
પેસેન્જર્સ! ફ્લાઈટ વન ઓ ફાઈવ
યોર અટેન્શન પ્લીઝ,
વ્યવસ્થિત ટોળામાં અવ્યવસ્થા વ્યાપી જાય છે.
હું સાંભળું છું
– મુસાફરી રદ થઈ છે.

## કૃપાથી તારી □ સુરેશ દલાલ

મને કેવા શબ્દો અકળ મળતા મૌન મહીંથી !
સ્વરોનાં પંખીથી હૃદયનભ આખુંય ટહુકે,
હવે ધીમે ધીમે સકળ પટ ખૂલે સમયનો,
કૃપાથી તારી, મા, જીવનસહ સંયોગ-રમણા !

રચાઈ છે મારી કુટિર કરુણાથી ભગવતી,
વસું છું એમાં હું તવ શરણના શાંત વનમાં,
અહો ! મ્હેકે કેવી કમળ કમળે તારી સુરભિ !
કૃપાથી તારી, મા, વમળ પણ થૈ જાય કમળ !

હવે તો મારો આ પગ ઊપડતાં પંથ પ્રકટે,
બધા આશીર્વાદો પથ પર ઊભા વૃક્ષ સરખા,
તમે મારી છાયા, મનભર વિસામો હૃદયનો,
હવે આ શ્વાસોમાં મલય રમતો રહે અભયનો!

કૃપાથી તારી, મા, દિવસ ઊગતો કાવ્ય થઈને,
તમારી ઇચ્છા એ ઉરની ધ્રુવપંકિત બની રહો!
('દક્ષિણા')

## મમ્મી અને ડેડીને □ અમિતા મોદી □ અનુ: ભાલ મલજી

આપણાં જન્મ પહેલાં આપણે હતાં એક,
પણ મળ્યાં ત્યારે હતાં અજાણ.
હવે, સ્મિતની આપ-લે પછી
આપણે છીએ નિ:શંક આપણા સહિયારા અસ્તિત્વથી.
સાગર તરંગ સમું છે આપણું જીવન,
ન જાણીએ એનું ઉદ્ભવસ્થાન, ન પ્રયાણ,
મોજા-સમ આપણે રચીએ
આપણી અલ્પજીવી આત્માનું શિલ્પ.
અને થાય જ્યારે સૂર્યાસ્ત
હશે ત્યારે સાગર શાંત અને નિશ્ચલ.

## પુનઃ પ્રતિજ્ઞા ☐ વિજયકુમાર દાસ ☐ અનુ. વર્ષા દાસ

[ઉડિયા કવિતા]

અનેક દિવસો પહેલા
સમયને ફૂલ માની
સ્નેહ કરવાનો અવકાશ હતો
ફૂલને અડો ના પાંદડાને અડો ના
વૃક્ષથી તો સમય લંબાઈને
શાખા–પ્રશાખા થયો
એને આઘાત કરો ના

એ દિવસ હતો
સમય સિગરેટમાં અટકી ગયેલો
અને એને ધુમાડો કરી
ઉડાવી દેતાં ડર લાગતો હતો
સમય સંભવતઃ
એક જ વિકલ્પ રંગમાં
ચૂપ પડયો હતો
એટલે રંગ જોઈને
મનમાં આંચકો લાગતો હતો

એ બધાં છતાં
મારી પ્રતિજ્ઞા એક અપાંગ સ્મૃતિની જેમ
પ્રવાહમાન નદીતીરે પડી રહી
જેટલી માછલીની આંખોમાં
સ્વપ્ન જોયાં
એક એક કરી બધાંને લઈ
સમય આગળ ચાલ્યો ગયો.
સૂર્યરથના એક ભાંગેલા ચક્રમાં
આસ્થા રાખી
સમુદ્ર–વેળુમાં રથને
ક્ષણ માટે રોકી રાખવાનું સ્વપ્ન
આજે સમય સરી ગયો ત્યારે
દેખીતા નિર્ભીતભાવે
ફૂલને સમય માની
અજસ્ર તોડીને ફેંકું છું ત્યારે
સમયને ધુમ્રકુંડાળામાં
ઉડાવું છું ત્યારે
બીજા બધા રંગોને
ખોટી પીંછીથી નષ્ટ કરું છું ત્યારે........

ફરી એક વાર પ્રતિજ્ઞાની જરૂર પડે છે–
કે ફૂલને ફરીથી પ્રેમ કરું
અંધકારને સ્મૃતિનો ભંડાર કરી
સૂર્યરથમાં ફરીથી સ્વપ્ન જોઉં
ચંદ્રભાગાની પ્રતિશ્રુતિ
મારી શય્યામાં નિજને નિઃશેષ કરી
સમયને રોકી દેશે
ફરી એ જ સમુદ્ર–વેળુમાં

* કોણાર્કનું સૂર્યમંદિર કેવી રીતે ભાંગ્યુ તેની અનેક દંતકથાઓમાંની એક આ પ્રમાણે છે : ચંદ્રભાગા સુંદર ઋષિકન્યા હતી. એ મરીચિકાનાં મૃગો સાથે સમુદ્રની રેતીમાં રમ્યા કરતી. એ વખતે સૂર્ય એમના રથમાં જતા હતા. ચંદ્રભાગાને જોઈને એ અટકી ગયા (સમય થંભી ગયો). એના રૂપથી વિમુગ્ધ થઈ એમણે એને પકડવાની કોશિશ કરી. ચંદ્રભાગાએ નિરુપાય બની સમુદ્રમાં કૂદીને આત્મહત્યા કરી. એના ઋષિ પિતાએ ક્રોધે ભરાઈ સૂર્યને શાપ આપ્યો કે એનું મંદિર ભાંગી જાય. અને એ સાથે જ એમાં તિરાડ પડી. સમુદ્રનો એ ભાગ ત્યારથી ચંદ્રભાગા કહેવાય છે. સવાર પડતાં પહેલાં સૂર્ય ત્યાં અટકી જાય છે. એ પછી એનાં પ્રથમ કિરણો પૃથ્વી પર ફેંકાય છે અને એ આગળ વધે છે.

☐ વિપિન પરીખ

'કાળી ધોળી રાતી ગાય'—એમ
બાળકને જ્યારે જોડકણું શીખવતો હોઉં
ત્યારે વિચાર આવે છે—
ગાયને જોયાને કેટલો વખત થયો હશે?
ગાય ફાઉન્ટનના રસ્તા પર કે બીચકેન્ડી પર ફરતી નથી.
ગાયને જોઈ હતી કેટલાંક વરસો પહેલાં—
પાંજરાપોળમાં—
સુકકી, રોગી, પાંચ પૈસાનું ધર્માદાનું ઘાસ ખાતી.
હા, કોઈક કોઈક વાર અચાનક એકાદ ગાય—રઢીખડી
કાલબાદેવીના સરિયામ રસ્તા પર ટ્રાફિકને રોકીને બેસે છે
અથવા
ફૂટપાથ પર દોડી જતા માણસોની સાથે સાથે ચાલવાની ચેષ્ટા કરે છે.
ત્યારે હું
એના પર ધીરેથી હાથ ફેરવી આંખ ઉપર લગાવી લઉં છું.
નાનો હતો ત્યારે મને શીખવવામાં આવ્યું હતું:
'ગાય એ તો માતા કહેવાય'.

સંચાર કરો સકલ કર્મે શાન્ત તોમાર છંદ
—ટાગોર

# કવિતા

વર્ષ ૭ : અંક : ૨, ડીસેમ્બર, ૧૯૭૩
સળંગ અંક : ૩૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ
દ્વૈમાસિક



---

સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

# વહ્યાં વર્ષો

વહ્યાં વેગે વર્ષો, જીવનજલ સાથે વહી ગયાં:
કદી મેલાં-ઘેલાં, કદીક નીતરાં, શાંત, ઊજળાં;
ધસ્યાં સ્રોતાકારે ગિરિ ઉપરથી ઘોર ખીણમાં,
વહ્યાં તો કો' કાળે વિપુલ નદશાં સૌમ્ય, ગભીરાં.

વહ્યાં વર્ષો તેમાં વિધવિધ દશાઓ અનુભવી,
રસીલી ઊર્મિઓ, વિષમ ઘટનાઓ ઉર ભરી;
મહેચ્છા, આશા કૈં વિફલિત બની ને કૈં ફળી,
વિષાદે, આનંદે જીવન-ઝરણી સંતત ભમી
પહાડો, મેદાનો, વન, રણપ્રદેશો ફરી વળી.

વસ્યાં'તાં હૈયે જે સ્વજન-સુહૃદો- તે પ્રિય ગયાં:
ચિતામાં પોઢાડ્યા કરુણ હૃદયે મેં સ્વજનને
નિહાળ્યા જ્વાળામાં ભસમ બનતા દેહ, દૃગોથી
વહેતાં વારિથી ભસમ ઢગ ઠારી વળી લીધાં
ઉરે આજે સંચ્યાં સ્મરણ-કુસુમો એ જતનથી.

૨૦ જૂન ૧૯૬૪

રમણી વકીલ

સંચાર કરો સકલ કર્મે શાન્ત તોમાર છંદ

—ટાગોર

વર્ષ ૭ : અંક : ૨, ડીસેમ્બર, ૧૯૭૩

સળંગ અંક : ૩૮

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

ક્ષ

દ્વૈમાસિક



---

સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોગા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરૂભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ પ્રેસ મુંબઈ-૧.

## વહ્યાં વર્ષો

વહ્યાં વેગે વર્ષો, જીવનજલ સાથે વહી ગયાં.
કદી મેલાં-ઘેલાં, કદીક નીતર્યાં, શાંત, ઊજળાં;
ધસ્યાં સ્રોતાકારે ગિરિ ઉપરથી ઘોર ખીણમાં,
વહ્યાં તો કો' કાળે વિપુલ નદશાં સૌમ્ય, ગભીરાં.

વહ્યાં વર્ષો તેમાં વિધવિધ દશાઓ અનુભવી,
રસીલી ઊર્મિઓ, વિષમ ઘટનાઓ ઉર ભરી;
મહેચ્છા, આશા કૈં વિફલિત બની ને કૈં ફળી,
વિષાદે, આનંદે જીવન-ઝરણી સંતત ભમી
પહાડો, મેદાનો, વન, રણપ્રદેશો ફરી વળી.

વસ્યાં'તાં હૈયે જે સ્વજન-સુહૃદો-તે પ્રિય ગયાં:
ચિતામાં પોઢાડ્યા કરુણ હૃદયે ને સ્વનયને
નિહાળ્યા જ્વાળામાં ભસમ બનતા દેહ, દૃગથી
વહેતાં વારિથી ભસમ ઢગ ઠારી વળી લીધાં
ઉરે આજે સંચ્યાં સ્મરણ-કુસુમો એ જતનથી.

૨૦ જૂન ૧૯૬૪ રમણ વકીલ.

KAVITA Regd. No. R.N. 16800/67

# TO MUMMY AND DADDY

We were one before our births,
But we met as strangers.
Now, after exchanging smiles,
We are certain of our destiny together.

Our life is like ocean waves,
Coming from nowhere and going nowhere,
Like waves we will build
A fleeting monument to our glory.

And when the sun sets,
The ocean will be calm and tranquil.

— Amita Modi
Sept: 1973.

# કવિતા

તંત્રી સુરેશ દલાલ

અંક ૩૯
ફેબ્રુઆરી ૧૯૭૪
એક રૂપિયો
જન્મભૂમિ પ્રકાશન

## એક ઇચ્છા □ કલાપી

પડ્યા જખમ સૌ સહ્યા, સહીશ હું હજુયે બહુ,
ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ;
અપાર પડશે અને જિગર હાય! આળું થયું,
કઠિન ન બનો છતાં હૃદય એ જ ઇચ્છું, પ્રભુ!

પડી વીજળી તે પડી સુખથી છો, બળું છું સુખે,
અનન્ત ભભુકા દહે, દહો, ગળું છું સુખે;
ન દાહ વસમો કદી, જિગર બૂમ ના પાડતું,
કઠિન બનજો નહીં હૃદય એ જ ઇચ્છું, પ્રભુ!

બહુ ય રસ છે મને હૃદય છે હજુ તો, અહો!
અરે! હૃદય જો ગયું રસ ગયો પછી તો બધો;
ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતું,
કઠિન ન બનો કદી હૃદય એ જ ઇચ્છું, પ્રભુ!

## મંદિરમાંથી કાઢી મૂક્યા પછી ☐ રમેશ પારેખ

અભયમુદ્રાથી હવામાં વહેતી ધજા
હવામાં રંગોળી પૂરતો ઘંટડીનો અવાજ
છાતીમાં મંદિરનો સુંવાળો સ્પર્શ
હથેળીમાં પગે લાગ્યાનો હૂંમો
ધૂપ અને ઝાલરની સુગંધ
પાંપણમાં આરતી જેવાં ઝોલાં
એવું કશું હવે નથી.

મંદિરથી ક્યાંક છેવાડો અને એકલો
મંદિરમાંથી કાઢી મૂક્યા જેવો સાષ્ટાંગ બેઠો રહું.

ધજા પણ ઠિંગો બતાવે
અને કશાકના અભાવથી દૂભાઈને
હું મારાં ટેરવાંને બચબચ ધાવું

૦

નદી ચાલી જતી હોય બિલોરી.
કાંઠે બેઠા હોઈએ.
પગ બોળ્યા હોય.
તળિયાંને કૂણું કૂણું પાણી પંપાળતું હોય.
આંખમાં ઊંચે ઊડતાં પંખીનાં ગલગલિયાં થતાં હોય.
પંખીની પાછળ દોડાદોડી કરતું ઝાડ
પોતાના છાંયડા પાસે થાક ખાતું ઊભું હોય.
... ... ... ...
સોંપો પડી જાય.
એકલું એકલું લાગવા માંડે.
ધ્રાસ્કો પડે.
ભૂલા પડયાનાં ઝળઝળિયાં આવી જાય.
બીકભર્યું અંધારું વાઘની જેમ ઘૂરકે.
ખમીસનું બટનેય બંધ ન થાય અને રડી પડાય.
બસ...

અને ત્યારે ઝાડ પાછળથી મા દોડી આવે……
બકી ભરી લ્યે
છાતીમાં સંતાડી દે
તમે હીબકતાં હીબકતાં
માને ખભે માથું ઢાળીને ઊંઘી જાવ.

o

ઉનાળુ નદીની જેમ
દિવસોદિવસ
મા
સ્મૃતિમાં ક્ષીણ થતી જાય.
સન્નાટો વીંઝાય.
દુકાળની ધાસ્તીથી આંખ દોડી જાય
નકશામાંની નદી સુધી
અથવા
ભીંતે લટકતી પીળી પડતી જતી એક છબી તરફ.

o

મંદિર ખંડેર બની જાય.
એકાદ ખૂણોખાંચરો
આરતી કે ધૂપની કે પગે લાગ્યાની ગંધને વળગી રહ્યો હોય
એકા ઢેફા પર
ઝાલરના અવાજનું જાળું લટકતું હોય.
હોય તો આંધળી આંખ જેવું આકાશ
આપણા પગે લાગ્યાનું એકમાત્ર સાક્ષી હોય (કદાચ)
કેડથી વળેલા ડોસા જેવી સમાનતાના ખભે
આપણે બચકીતાનું ચીંથરું બની પડયા હોઈએ.

o

મંદિર ક્યાં કાઢી મૂક્યાનું યાદ ન હોય.
ટેરવાંને ધાવવાની તનને થઈ આવતી ઝાલર રણકયા જેવી
લાગણી પાસે તનારી લકવાગ્રસ્ત જીભ ખોડાઈ હોય
એવાના

કવિતા

કોઈ થપ્પડ જેવી મા સમાણી બબ્બે કટકા ગાળ દે,
તે ય કેવી વ્હાલીકુંજાર લાગે.

એવી રીતે ય જરી ચપટીમાં મા સાંભરે
(એવી રીતે ય મંદિરનું અવાવરુ નગારું કોઈ વગાડે)

પણ અહીં બધું શિષ્ટ છે.
અહીં કોઈ ગાળાગાળી કરતું નથી.
ગાળ બોલવી એ
બજાર વચ્ચે
ઊભા ઊભા મૂતરતાં પકડાઈ જવા જેટલી
શરમની બાબત છે.

o

મંદિરમાંથી કાઢી મૂક્યા જેવા તમારા પગમાં
ઝાલર રણક્યાના સાક્ષીની શોધનો રઝળાટ હોય
ત્યારે તમને તૂટેલી ચૂંસણી જડે.

... ...

મને રસ્તામાંથી તૂટેલી ચૂંસણી જડી.
એને વળગીને હું ધ્રૂસ્કે ધ્રૂસ્કે રોયો.

o

ફૂટપાથ પર
જ્યોતિષીની ચકલી પાસે પરબીડિયું ઉપડાવ્યું.
રૂંવાડે રૂંવાડે મંદિર વિશે નમાયાપણાની પીડા.
ચકલી 'તમને લૉટરી લાગવાના નસીબવંત યોગ છે'
એવું પરબિડિયું ખેંચી આપે
ઝાડ પર બેઠેલો કાગડો તમારા માથે ચરક ખંખેરતો ઊડે...
ચકલીવાળો જ્યોતિષી ખીસિયાણું હસે ને હાથ લંબાવે.

o

ગલૂડિયાને ધવરાવતી કૂતરીને જોઈ
હમણાં ને હમણાં તેનું ગલૂડિયું બની જવાની હઠ કરી બેસીએ
તો ય આપણને કોણ મનાવે?

o

રસ્તામાં A to Z સ્ટોર આવે
આંખમાંથી વંટોળિયો પસાર થઈને સ્ટોરના પગથિયે ભટકાય.
અટકેલા પગને તમ્મર ચડી જાય.
તમારા ડોળા તમારી ખાલી હથેળીમાં પછડાય
અને છતાં ય
પછી તમારે આગળ વધવું પડે...
o
અંતે રાત્રે પ્રાર્થના કરો છો કે,
માનું એકાદું સપનું આવે.
નાના હતા ત્યારે હાલરડાંની તમને ટેવ
હવે ઊંઘની ટીકડીઓની આદત છે. ...
ટીકડીમાંથી તમને ઊંઘ મળે.
ક્યારેક સપનું ય જડે.
મા ક્યારે ય જડતી નથી.
o
એકવાર ચોરીને પ્રસાદ ખાતાં પકડાયો.
મા કહે : તું સેતાન છે (ઘંટડી જેવું હસતાં હસતાં)
મેં ચાળા પાડયા : તું સેતાન છે... (અને ઘંટડી જેવું હસી પડી)
અને જુઓ, તમારી જેમ જ, હું આજે સાચો પડયો છું
(ઘંટડી જેવું હસી શકો તો હસો ...)
o
હૉસ્પિટલના પગથિયે
કોઈ સગર્ભા છોકરીને
તમે
મંદિરમાંથી કાઢી મુકાયા જેવી નજરે જોઈ રહો છો.
તમારું કમલકોમળ ગર્ભાસન
મારી પેઠે
તમને પણ સાંભરી આવે છે.
ત્યારે જ ચાલતાં ચાલતાં રસ્તો ઠેસની જેમ વાગે ...
(ખમ્મા, ભાઈ ... ખમ્મા ...)
o

મંદિરમાંથી કાઢી મુકાયા જેવી આંગળી
શબ્દકોશમાં ગઈ
અને મા શબ્દ પાસે થંભી.
હવે ??
આ શબ્દકોશનો છેલ્લો અક્ષર કયો હશે? કેવો હશે?
હે આંગળી, હવે તું ક્યાં જઈશ?
○
અને તમે
અનાથાલયના દરવાજા પાસે પછડાવ.
દરવાજે લાગલો પ્રશ્ન કરે
કે બોલ, તું અંદર છે કે બહાર?
તો શો જવાબ આપશો?
○
હું માના ગર્ભમાંથી જન્મ્યો એકવાર
હવે મા મારા લોહીમાંથી જન્મે છે વારંવાર,
મૃત.
(રન્નાદે, મારું વાંઝિયામેણું ટાળ, રન્નાદે ...)
○
તો તો મંદિરના ઓટલે રમવા ન જાઉં.
તારી છીંકણીની ડાબલીમાં સંતાઈ જાઉં.
તું બેઠી બેઠી ચપટી સૂંઘે ને સૂંઘાઈ જાઉં.
છીંક ખાય ને છીંકાઈ જાઉં.
ને હું તો ભુસાંગ દઈને પડું મા, તારા ખોળામાં ...
○
મંદિરમાં તો હતી મેઘધનુષી સ્તનપરેડ.
ટટાર લિસ્સાં ને કઠણ સ્તનોની.
અને
મને દૂધ ન મળ્યું તેની
જીવતી ચામડી ઊતરડી લેતી શરમ ...
સ્તનકપટમાં
હું હાર્યો.

રૂંવાડે રૂંવાડે, ત્રમત્રમે છે પરાજયના વાઢ
તારાં સ્તન માટે વલવલું છું
તારાં સ્તન ઢીલાં અને લબડતાં ભલે હોય,
જૂઠાં નથી.
મા, તું કાલાંઘેલાં સ્તનપૂર્વક હસે, ડારો દે, બકી ભરે,
હવે એ જ જોઈએ.
મંદિરમાં તો હતી સ્તનપરેડ.
મંદિરના જંતરડામાંથી મારે હવે ખેંચાવું નથી.

મા,
મને સ્તનપૂર્વક માફ કરી દે.
મને સ્તનપૂર્વક સંતાડી દે ...



## રાત ☐ ઉશનસ્

ઘરથી નીકળી પડતો ખ્હોળો પથરાતો રે દ્હાડો,
જાય ઓળંગી પતંગિયું ઘરવાડો, ખ્હાડની આડો;

જાય બધું ઓ જાય ... એકની પાછળ બીજું તાંતે,
સૌ પાછું વળી જાય થાક્યું ને પાક્યું પડતી રાતે;

દિન મોટું મેદાન ઊખળતું, પગથી ખેડી ખેડી,
રાતલડી તો સાપ-ભોણમાં પાછી ફરતી કેડી.

દિન તો કોઈ માળા તૂટી, દડડડ વિખર્યાં મોતી,
રાત બધી યે કીડિયાસરના મણકા પાછી પ્રોતી;

દિન દડૂલો દડિયો, મનની કોઈક વાગી ગેડી,
પંખાળો હય ઊડયો સ્વારની વાગી જાણે એડી;

રાત પડે ને થાકયોપાકયો દિન ઘરમાંહીં પ્રવેશે
લથડ-પથડતા પાછે પગલે લઘરાવઘરા વેશે;

દિનને દોદશ દેશ દીધ: ને રાતને દીધી મેડી,
ટમટમતે દીવે સગડીની વ્હાલપ લેતી તેડી.

## પરી ☐ પૉલ વાલેરી

અનુ. : રાધેશ્યામ શર્મા

વણજોયેલી વણજાણેલી
પવન પર ચઢી આવતી
જીવંત અને મૃત
સુરભિ છું હું!

વણજોયેલ વણજાણેલ
અવસર કે પ્રતિભા?
ભાગ્યે જ આવે છે
અને કાર્ય પૂરું થાય છે!
વણસમજેલું વણવાંચેલું?
ઉત્કૃષ્ટ ચિત્તો માટે નિર્મયેલી
ભૂલો કેટલી કેવી!

વણજોયેલ વણજાણેલ
સમય
પોશાકના બે સળ વચ્ચેની
ખુલ્લી છાતીનો.

## પ્રકરણ ૩

## કવિતા અને આભાસી કવિતા

રાણી અલિઝાબેથના શાસનકાળ દરમિયાન ઇંગ્લંડમાં બે પ્રકારની કવિતા સહઅસ્તિત્વ ધરાવતી – લોકકવિતા અને કુલિન કવિતા. લોકકવિતા મહદ્અંશે લોકપ્રિય સંગીતને વરેલી હતી અને ગીતસ્વરૂપે જ હતી. બ્રિટિશ ટાપુઓના દુર્ગમ ભાગોમાં, ખાસ કરીને તો આધુનિક નગરસંસ્કૃતિ પગપેસારો કરવામાં પાછળ પડી ગઈ છે એવા ભાગોમાં, આવા પ્રકારની લોકકવિતા સૈકાઓ સુધી અસ્તિત્વમાં રહી છે અને લોકગીતના સ્વરૂપે હજી પણ હેમખેમ છે. અમેરિકાના ભીતર પ્રદેશોમાં તો બ્રિટન કરતાં પણ વધુ ચિંગી હાલતમાં આ લોકગીતનું શુદ્ધ સ્વરૂપ જળવાઈ રહ્યું છે.

પણ જેને આપણે આજે કવિતા તરીકે સ્વીકારીએ છીએ તે કવિતાનું સ્વરૂપ શિષ્ટ પ્રણાલિકામાંથી વિકસ્યું છે. આગાઉના પ્રકરણમાં ચર્ચયેલું હાઉસમનનું 'ઑન વેનલૉક' એ જ આ પ્રકારની કવિતાનું જ ઉદાહરણ છે.

પંદરમી સદીના અંતભાગમાં મુદ્રણકળાના પ્રવેશ પછી શિક્ષિત સ્ત્રી-પુરુષોમાં કવિતાનું લેખન અને વાચન એક ફૅશન બની ગયાં. જોકે આ પ્રથા એટલી જલદી તો ન પ્રસરી પણ અલિઝાબેથના શાસનકાળને અંતે આ પ્રથા ચુસ્તપણે સ્થાપિત થઈ ગઈ હતી. વિવિધ લેખકોના કાવ્યસમુચ્ચયો પ્રચલિત થયા અને શિષ્ટ સમાજમાં વંચાવા લાગ્યા. આવા સમુચ્ચયોમાં, બીજા અનેક સાથે, સર થોમસ વૉટ અને અર્લ ઑફ સરે જેવા ટ્યૂડર ઉમરાવોનાં કાવ્ય સાથે પ્રસિદ્ધ થયેલ 'ટોટલ્સ મિસ્‌સલેની (1557)', સૌથી વધુ ખ્યાતિ પામ્યો. પોતાની જાતને નખશિખ સજ્જન ગણાવવા ઇચ્છતો પ્રત્યેક જુવાન ઉમરાવ પોતાની પ્રિયતમાની પ્રશસ્તિરૂપે કે જેની તે સ્તુતિ કરવા ઇચ્છતો હોય એવા અમીર માટે એકાદબે સૉનેટ તો જરૂર લખી કાઢતો. અરે, હેન્રી આઠમો ને અલિઝાબેથ સુધ્ધાં અનેક રાજા ને રાણીઓ પણ સ્વરબદ્ધ કરાવવા માટે શબ્દાવલિ રચતાં. ઘોડાની રેસમાં જવું જેમ આજે સજ્જનો ને સન્નારીઓનાં જીવનમાં એક અનિવાર્ય અંગ છે તેમ તે વખતે કવિતા લખવા-વાંચવા માટે હતું.

આ કાળ દરમિયાન લખાયેલ કવિતા બધી જ સારી હતી એમ નહીં. આમાંની મોટાભાગની તો ચીલાચાલુ ને બજારુ હતી પરંતુ કસબની દૃષ્ટિએ તેનું ધોરણ ઠીકઠીક સહ્ય હતું. પણ સોળમી સદીના છેલ્લા દસકામાં તો આ કવિતા, તેના ઉત્કૃષ્ટ સ્વરૂપે, લ્યૂટ-વાદકો ને નાટ્યકારોના હાથે અને શેઈક્સપિયરના સૉનેટોમાં ઊર્મિકવિતાના શિખરે પહોંચી.

સહેજ વિમાસણ થશે કે કવિતાનો આ જુવાળ દરબારશાહી કેમ હતો? કારણ માત્ર એટલું જ કે માત્ર ધનિકો પાસે જ શિક્ષણ મેળવવાનાં સમય અને સાધન હતાં. એ પણ ખરું કે અમીર-ઉમરાવો જ કવિઓના આશ્રયદાતા હતા. આ સદીના અંતભાગમાં વેપાર-વાણિજ્ય વિકસ્યાં ત્યાં સુધી તો જાગીરદારો પાસે જ ધન હતું અને આ જાગીરદારો એટલે ઇલકાબધારી ઉમરાવો. સદીના અંતભાગમાં, ગરીબ બાળકોનાં શિક્ષણ માટે વિકાસ પામેલી શાળાઓથી શિક્ષિતવર્ગ માટેનું ફલક માત્ર શ્રીમંતાઈ પૂરતું જ ન રહેતાં, વધુ વ્યાપક બન્યું. સદીને અંતે, શેઇક્સપિયર સુધ્ધાં અનેક નાટ્યકારો વેપારીવર્ગમાંથી ઉભર્યા. અંગ્રેજ શ્રીમંતાઈનો એ સદા સદ્ગુણ રહ્યો છે કે બીજા વર્ગની વ્યક્તિઓને પોતામાં સમાવીને હમેશાં પોતે બલવત્તર અને વધુ પ્રાણવાન બની છે. પરિણામે, અંગ્રેજી સાહિત્યિક પ્રણાલિ, લોકપ્રણાલિથી ભિન્ન રીતે, તત્ત્વત: શ્રીમંત જ રહી છે. ગામડાના વેપારીનો દીકરો શેઇક્સપિયર, પોતાની પ્રતિભાના બળે, ઉમરાવોનો આશ્રય અને આદર પામ્યો. અને છેવટે આ પ્રતિભાએ જ તેને પોતાને જાગીરદારી ખુમારી આપી.

શેઇક્સપિયરનો આખો ય ફાલ ઊગી નીકળ્યો કંઈક અંશે લોકપ્રિય નાટકમાંથી અને કંઈક અંશે શિષ્ટ કવિતામાંથી. આ જ એની શક્તિ. આકર્ષકતા અને લાક્ષણિકતામાં તે રાષ્ટ્રીયતા પામી. સત્તરમી સદીમાં સામાજિક તકોના વિસ્તાર સાથે, ને ખાસ કરીને આંતરવિગ્રહ બાદ વ્યાપારી વર્ગે હાંસલ કરેલા લાભો સાથે, કવિતાની લાક્ષણિકતા નરી શ્રીમંતપરાયણ ન રહી; પરંતુ કાવ્યોએ પોતે પોતાનો મૂળ મિજાજ જારી રાખ્યો. લખનાર પોતે શ્રીમંતવર્ગનો ન હોવા છતાં, સત્તરમી સદીની કવિતામાં મધ્યમવર્ગી કવિતાનાં લક્ષણો તારવવાં શક્ય નથી. એ લક્ષણો મોડે મોડે આવ્યાં. હેન્રી આઠમાના શાસન દરમિયાન ઉમરાવ સર થોમસ વૉટે લખેલાં કાવ્યો અંગત લાગણીનાં ઊર્મિકાવ્યો હતાં અને એનું પોત ઇટાલિયન આદર્શ પર નિર્ભર હતું. એકસો વર્ષ પછી અને ત્યારબાદ લખાયેલી કવિતા પર હજી પણ પેલી વૉટની ઊર્મિલતાની મુદ્રા સ્પષ્ટ હતી, જોકે હવે પહેલાના ઠાઠમાઠ રહ્યા ન હતા. રાણી અલિઝાબેથના શાસનના પ્રારંભથી તે રાણી વિક્ટોરિયાના શાસનકાળના અંત સુધી ઇન્ગ્લંડ અને અમેરિકામાં બીજી અનેક પ્રકારની કવિતા રચાઈ; પણ વૉટે વાવેલાં અંગત ઊર્મિલતાનાં લક્ષણો વળગી જ રહ્યાં અને હજી પણ તે પરવર્યાં તો નથી જ. સભાન રીતે જે સર્વપ્રથમ લોકશાહી કવિ છે તે વૉલ્ટ વિટમનની કવિતામાં પણ આ અંગત ઊર્મિલતાના સૂર સાંભળી શકાય છે. પોતે અમેરિકાના અંતરનો અવાજ હોવાનો વૉલ્ટ વિટમન દાવો ક્યારેક કરાવે છે એ ખરું; પણ આજે એ વંચાય છે તે માત્ર એની રાષ્ટ્રીય પ્રેમની કંઈક ઘોંઘાટિયા ઉદ્ઘોષણાને લીધે જ નહીં. એનાં વધુ સ્વસ્થ અને અંગત કાવ્યો કેટલાંય ભાવકો વધુ પસંદ કરે છે.

હું મુદ્દો એ ઉપસાવવા માગું છું કે અહીં જે વિષે લખી રહ્યો છું એ કવિતા વ્યક્તિના વિકાસ સાથે પરંપરાથી સંકળાયેલી છે. સર થૉમસ વૉટ અને અર્લ ઑફ સર્રેના દિવસોમાં પોતાની અંગત સંવેદનક્ષમતા વિકસાવવા માટે તો માત્ર ધનિક જાગીરદારો પાસે જ સમય હતો. ચૌદમી સદીમાં ચૉસરની સિદ્ધિ આશ્ચર્યજનક હોવા છતાં વૉટની આત્મીય અભિવ્યક્તિ ચૉસરમાં નથી; અને એનું સંબોધન પોતાના આશ્રય સમી રાજસભા પ્રત્યે સવિશેષ છે. મારા મંતવ્યને વધુ સ્પષ્ટ કરવા આપણે જરા થોભીએ અને વૉટની એક કૃતિ વાંચીએ :

ક્યારેય, કોઈપણ વસ્તુએ આવું દુ:ખ મને આપ્યું નથી,
કે આટલો ક્ષુબ્ધ મને કોઈએ કર્યો નથી,
કે જેવો કર્યો મને મારી પ્રિયતમાની ફરિયાદે :
ભોગ લાગ્યા, એણે મને પ્રેમ જ કાં કર્યો.
ધિક્ એ ઘડી !

દયાજનક મુદ્રાથી એ નિસાસો નાખી બોલી :
'અરેરે, મારી વ્યથા તો એ છે કે
જે મને ચાહતો નથી એના ઉપર મેં
કેટલી લાપર્વાઈથી મારી દોલત ન્યોચ્છાવર કરી ને પ્રેમ કર્યો?
ધિક્ એ ઘડી !

'જ્યારે મને કોઈ વાત વ્યથિત ન કરતી
એ સ્થિતિ વધારે સારી ન હતી?
પણ હવે, ભારે હૈયે ફરિયાદ કરવી
ને ઉગારો ક્યાંય નહીં !
ધિક્ એ ઘડી !

'મારી નિરાંતની રાતો ને આનંદના દિવસો
જ્યારથી મેં પ્રેમ કર્યો ત્યારથી
છિનવાઈ ગયાં : બધું જ નાશ પામતું હોય છે,
છતાં આ ફગાવી શકાતું નથી મારાથી.
ધિક્ એ ઘડી !'

તે હાથ મસળી મસળી રડી,
એનાં આંસુ મારી ડોકે પડયાં;

મુખ આડું કરીને તેણે વહેવાં જ દીધાં;
બોલાયું તો એનાથી ભાગ્યે જ કશુંક.
ધિક્ એ ઘડી!

તેના દુઃખે મને એવો તો રંઝાડ્યો
કે શાંતિ તો મને રહી જ નહીં,
પણ તેને ધ્રૂસકાં ભરતી ને કણસતી જોઈ
હું મારા નસીબને વધુ ને વધુ શાપતો ગયો:
ધિક્ એ ઘડી!

ત્યાર પછીની અનુગામી સદીઓમાં આ કાવ્ય જેવી અનેકાનેક કૃતિઓ રચાઈ—એવી માન્યતામાં કે પ્રણયી સ્ત્રી-પુરુષોનાં અંગત હર્ષ-શોક કવિતા માટે યોગ્ય વસ્તુ છે. કાવ્યનાં વસ્તુ તરીકે અલબત્ત, આ એક જ વિષય છે એમ નહીં; પણ સદીઓ સુધી આ વિષય કવિઓ માટે સતત રસમય બની શક્યો છે.

હું કવિતાનો ઇતિહાસ નથી લખતો; પણ કવિતા 'શું છે'ની ચર્ચા કરવા માટે કવિતા 'શું હતી' એ વિષે થોડું જાણી લેવું આવશ્યક છે. ભાષા સિવાય વૉટની કૃતિઓમાં સોળમી સદીની લાક્ષણિકતા જેવું કશુંય નથી. એની લાગણીઓ 'આધુનિક' છે, અને બીજા શબ્દોમાં કહીએ તો, માનવીય છે. જો કોઈ એમ પ્રતિપાદન કરે કે આપણે કવિતા વગર નભાવી લઈ શકીએ—તો એ ખરેખર તો એમ કહે છે કે અંગત ઊર્મિઓને સંસ્કાર્યા વગર આપણે નભાવી લઈ શકીએ. આમ જ હોય તો મને લાગે છે કે જીવનના અત્યંત દરિદ્રીકરણની પ્રક્રિયાનો આપણે મુકાબલો કરવો પડશે. અંગત લાગણીને સંસ્કારવા માટે અને આપણી વ્યક્તિમત્તાને સમૃદ્ધ કરવા માટે આપણી સૌ પાસે આજે એટલો સમય તો છે જ, જેટલો સમય સોળમી સદીના રાણી અલિઝાબેથના ઉમરાવને હતો. આ વ્યક્તિમત્તા કોઈ અજાબ ચીજ છે; અને જો આપણે સમાજવાદી રાજ્યના આદર્શની વેદી પર તેનો વધ કરીએ તો એનો અર્થ એ થયો કે આપણે કીડીની સંસ્કૃતિના આદર્શને ઝંખીએ છીએ. વિકસિત મુખરિતતા ધરાવતા મનુષ્યો જ્યાં જ્યાં પોતાની જિન્દગી આકંઠ જીવે છે ત્યાં ત્યાં કવિતા છે; અને આ કવિતા વ્યક્તિત્વના સંમાર્જન સાથે નક્કરપણે જોડાયેલી છે. સહેજ સ્થૂળ રીતે કહીએ તો જો આપણે સ્ત્રી કે પુરુષ છીએ એમ માનતા હોઈએ તો, જો આપણે 'સુખના સગડ શોધવામાં' માનતા હોઈએ તો અને સુખનો અર્થ વ્યક્તિગત સુખ—કોઈ બુદ્ધિહીન પશુસહજ સંતોષ કે જંતુજીવી યાંત્રિકતા નહીં—તો એનો અર્થ એમ થયો કે આપણે કવિતાના આદર્શમાં માનીએ છીએ. છતાં પણ, સિત્તેર ટકાની વ્યક્તિઓ જે

કવિતા વગર નિભાવી લઈ શકે છે તે એટલે અંશે વધુ દરિદ્ર છે એમ કહેતાં પહેલાં, મારી માન્યતા પ્રમાણે, આપણે કંઈક વિચાર કરવો જોઈએ. એ લોકો પાસે એવી ઘણી ચીજો છે જે સર થોમસ વૉટ પાસે ન હતી. રેડિયો, સિનેમા, લોકપ્રિય સામયિક, દૈનિક અખબાર, ટેલિવિઝન. ટેલિવિઝનના પડદાના હજારો પ્રેક્ષકો ધંધાદારી ચીજવસ્તુની આકર્ષક જાહેરાતોથી કલાકો સુધી બહેકી રહે છે. ચળકતા સામયિકનાં જાહેરખબરનાં પાનાં વિવશ કરી મૂકે એવી અને ચબરાકીભરી સામગ્રીથી ભરપૂર નથી હોતાં? તદુપરાંત, મોટા ભાગની જાહેરખબરો ભાષાની સાચી સૂઝ ને કસબથી યોજવામાં પણ આવે છે. આપણા જમાનાના સૌથી સાચા ને શ્રેષ્ઠ કવિઓમાંનો એક એવો સ્કૉટલૅંડમાં જન્મેલ નૉર્મન કૅમરૉન આજીવિકા માટે જાહેરખબરો જ લખી આપતો. માનસિક લિજ્જત પૂરી પાડનારા જાહેરખબરોના લેખકની અસર ઠીક ઠીક પ્રમાણમાં હોય છે જ એવું સ્વીકારવામાં હું પોતે પણ પાછો નહીં પડું.

ર્‌હોડ્‌ઝ ને ક્રીટનાં શહેરથી, એલેક્ઝાન્દ્રિયા ને હૈફાથી, પેલ્‌-ઑપ્‌-પેનેસસ ને પિરે-આસ્‌ની સહેલગાહ તમે કરો છો ત્યારે ફેનીશ્યન શાહ-સોદાગરો ને ઇજિપ્તના વહાણોના માર્ગે તમે આગળ વધો છો. ટ્રોયની રાણી હૅલનનું પેરિસ (હોમરનું પાત્ર) જે જળમાર્ગે હરણ કરી ગયો તે જળમાં તમે સહેલગાહ માણશો. પુરાણકથાથી આચ્છાદિત ને સમશીતોષ્ણ મેડિટરે-નિયનના જે માર્ગે તમને દોરવામાં આવે છે તે માર્ગમાં અસંસ્કૃત (બિન-ગ્રીક) વિશ્વની સાત અજાયબીઓ ઠેકઠેકાણે તમને દેખા દેશે.

તમારી સામે જ ઊછળતી ને ઝૂકતી નાનકડી નૌકાઓના શઢો તેજસ્વી સૂર્યથી ઝળહળે છે. ઓલિમ્પસની ભવ્ય છાયામાં તમે નાંગરો ત્યારે દેવોના ડુંગરો તમારી ઉપર ઝૂકી રહ્યા હશે. ને આ ઓલિમ્પસની ઝાંખી, તમે બિયર પીતાં પીતાં કે તાજી સૅલડ કે આહ્‌લાદક ખાણું ખાતાં ખાતાં સલૂનની બારીમાંથી સૌપ્રથમ કરી શકશો. ઓડિસિયસ, પેલી સોનેરી રૂંવાટી, પાર્થેનૉનનું મંદિર, યુગોસ્લાવિયાનો રંગીન દરિયાકાંઠો, બૉસ્ફૉરસ ને આલ્બેનિયા, ગેલીલીની પવિત્ર પર્વતમાળા, આશ્ચર્યમૂઢ કરનાર પિરામિડો ને અકળ સ્ફિન્‌ક્સ, નોસસ્‌ની ભુલભુલામણીઓ – જે આ સર્વોત્કૃષ્ટ વિહારમાર્ગે આવે છે એવી અજાયબીઓ ઉપરાઉપરી બીજે ક્યાંય પણ હશે?

ક્રિયારત આ જગતની રોજિંદી ચહલપહલમાંથી છટકવાનો આ સિવાય બીજો કયો વધુ સારો માર્ગ હોઈ શકે? આશાયેશથી તમે સફર કર્યે જાવ... હૅલનને પેરિસ ખરેખર ગમતો'તો? દેખાવડા યુવાનો ને રમણીય કુંવારિકાઓ

ખરેખર માઈનોટૉરને 'બલિ તરીકે હોમાયેલાં? યુનિકૉર્નસ્નું અસ્તિત્વ ખરેખર હતું? વાસણ માંજવાની ને ઑફિસની શતરંજની જડ દુનિયામાંથી ઉગારનાર દિવસો... આ પ્રત્યેક દિવસ કેવો યાદગાર બનશે? દેવો જ્યારે શૂરાપૂરા હતા ને ધર્મયોદ્ધાઓની જ્યારે આણ વર્તતી એવા અનંત પુરાણા દિવસોની સફરેથી તમે પાછા સરકી આવો.

મૂર્છિત કલ્પનાને આ જાહેરખબર સંક્ષોભ પહોંચાડીને જાગવા-જોવાના અજંપાને પાનો ચડાવે તે ચોક્કસ; ગળે એ સલૂકાઈથી ઊતરી જાય ને કાનમાં કામણ કરી જાય. એના શ્વાસેશ્વાસે રોમાન્સ છે. તદ્‌વિદ્ આની હાંસી ઉડાવે પણ એ વલણ કામિયાબ નથી. કારણ, લાખો એવા છે જે આનાથી સહેજે અંજાઈ જાય – જેઓ અપૂર્વ એવી નખશિખ કવિતાનું પુસ્તક ભલે ન ખોલે છતાં આમાં આળોટે; જેમની કલ્પના દેખીતી રીતે જ સંતોષપૂર્વક આનાથી પુષ્ટ થાય. હાંસી ઉડાવીને આનો તિરસ્કાર કરવા કરતાં હું તો 'હાથીનો માગ' આપી દઈ 'આ પણ કવિતાનો એક પ્રકાર છે– આભાસી કવિતા છે' એ સ્વીકારવાનું વધુ પસંદ કરું. આભાસી પદાર્થ પર નભેલી લોકશ્રી અંતે ક્ષીણ થઈ જાય છે. આ પ્રકારની નકલી કવિતાની આ જ તો રામાયણ છે. કારગત નીવડતી જાહેરખબર અને સામાન્ય કવિતા વચ્ચેનો ભેદ તો એ છે કે જાહેરખબરનો મૂળ અયોગ્ય હેતુ છે તમને ન ખપતી કોઈ વસ્તુ પહેરાવી દેવાનો. કોઈ અનધિકારીને (જાણે કે આભાસી કવિતાનો) ખજાનો અપાવવો એ જ એનું લક્ષ્ય છે. ભાવાત્મક અનુભવની દૃષ્ટિએ લેખકે કે માલિકે જરાય ઘસારો વેઠવો નથી પડતો; આટલું જાણે ઓછું હોય એમ આ પ્રવૃત્તિ ઉપરથી પાછી સાચા સાહિત્ય ઉપર કીડાની જેમ પરોપજીવીપણે નભે છે. શુદ્ધ કવિતાની જીવનદાયિત્વ શક્તિ વગર આ પ્રવૃત્તિ કરમાઈ જશે ને નાશ પામશે. દેખીતી રીતે જ જે અધમ લાગે છે તે આપણો સાચો શત્રુ નથી; પરંતુ, તજજ્ઞ જ ભેદ પારખી શકે એટલી હદ સુધી આબેહૂબ લાગે એવી ભ્રામક વસ્તુ એ જ આપણો ખરો દુશ્મન.

જાહેરખબર જોકે સરખામણીમાં કવિતાની પામર શોક્ય છે. એવાં ય ઘણાં છે જે પ્રકોપપૂર્ણ પ્રતિપાદન કરે છે કે તેઓ આ તફાવત સરળતાથી પારખી શકે છે, અને છતાં શુદ્ધ કવિતાનો તેમને કોઈ ખપ નથી. ચાલુ ગીતો ને સંગીતાત્મક પ્રહસનોમાં આવતાં 'ઊર્મિગીતો'નું વળી શું છે? ખેર, આ પણ કવિતાનો જ પ્રકાર છે; એનાં ઉત્તમ ઉદાહરણો સલૂકાઈ ને સફાઈભર્યાં હોય છે., જ્યારે એની અધમ કક્ષાઓ એ ક્લિષ્ટ અનુકરણિયા ને ગલીમાંથી ઊભરાતા પ્રવાહોમાં તરત જ ભૂંસાઈ જતી કક્ષાનાં હોય છે. છતાં ય, અતિ લોકપ્રિય ગીતો અનેક વર્ષો સુધી ટકી શક્યાં છે અને આપણા જમાનામાં

તો એ સૌ લોકસ્મૃતિમાં જળવાયેલાં છે. સહેલાઈથી છેદ ન ઉડાડી શકાય એવી આ લોકપ્રિય કલા છે. અને છતાં શુદ્ધ કવિતાની જેમ પરિતૃપ્તિ આપી શકે એવી એ સત્ત્વશીલ નથી.

આમ તો હોય છે ટૂંકી વાર્તા ને નવલકથા પણ. 'ધ કેચર ઈન ધ રાય' જેવી જે. ડી. સાલિંજરની કુમારાવસ્થાની હૃદયસ્પર્શી કથામાં ગરકાવ થઈ જવાય એમ હોય ત્યારે કવિતા વાંચવી જ શા માટે? આ વાંચનાર કે વિલ્યમ ફૉકનર, ગ્રેહામ ગ્રીન અથવા કાર્સન મેક્કલર્સ જેવાની નવલકથાઓ જેવું વાંચનાર કોઈ પણ વ્યક્તિને અભણ કે લખાયેલા શબ્દ પ્રત્યે ઉદાસીન ન જ કહી શકાય. ખરું, આ બધામાં કવિનો કોઈ અંશ છે જ – ચૉસર, સ્પેન્સર, બ્રાઉનીંગ કે ફ્રોસ્ટ જેવામાં નવલકથાકારના અથવા છેવટે વાર્તાકારના કોઈક અંશો છે તેમ જ. કવિતા અને કથાસાહિત્ય વચ્ચેના સંબંધોની ચર્ચા લાંબી છે છતાં એટલી ફળદાયી નથી. પણ કથાસાહિત્યના ગુણો સૌ કોઈ સ્વીકારશે; એનું પ્રતિપાદન અનાવશ્યક છે. આપણો વિષય છે કવિતાના હાર્દ ને હેતુ. કવિતા પાસે એવું કશું ય છે જે કથાસાહિત્ય પાસે ન હોય? વર્જિનિયા વુલ્ફની આધુનિક અંગ્રેજી નવલકથાકારની 'ટુ ધ લાઈટ હાઉસ' જેવી સુપ્રસિદ્ધ નવલમાંથી જુઓ આ ફકરો:

> ઘર ત્યજાયેલું હતું; ઘર ઉજ્જડ હતું. ચેતન ચાલી ગયા પછી સુક્કાં, ખારાં કણોથી ભરાવા માટે રેતીના ઢગલા પર તરછોડાયા કોઈ છીપલાની જેમ એ ઘર ત્યજાયેલું હતું. દીર્ઘ રાત્રિ જાણે તંબૂ તાણીને બેઠી'તી; ક્ષુલ્લક ગર્વ, કાટકોરિયા વૃત્તિ, ભીનાશવાળા શ્વાસોચ્છ્વાસ અને અણઘડપણાંનો જાણે વિજય થયો હતો. લોઢી કટાયેલી ને ચટાઈ સડેલી હતી. દેડકાંઓ અંદર ઘૂસી આવ્યા હતા. મંથર ગતિએ, નિર્હેતુક, ઝૂલતી શાલ આમતેમ ફરકતી હતી. ભંડકિયાની લાદીમાંથી થોર ફણગ્યો હતો. દીવાનખંડમાં ચકલાંઓએ માળા બાંધ્યા હતાં; ભોંય તણખલાંથી પથરાયેલી હતી; ટોપલામોઢે પ્લાસ્ટર ખરતું હતું; છતની વળીઓ ઉઘાડી પડી ગઈ હતી; દીવાલ પર જડેલી લાકડાની ફળી પાછળ ઉંદરડાઓ કરડી ખાવા માટે આ કે તે વસ્તુઓ તાણી ગયા હતા. કોશેટાના આછા પડદાને તોડીફોડીને સાધારણ પતંગિયાંઓ ઊભરાતાં હતાં ને બારીના કાચ પર પોતાના જીવનને અફાળતાં હતાં.*

---

*નોંધ: ગોવર્ધનરામ, મુનશી, ધૂમકેતુ, દર્શક, પન્નાલાલ અને સુરેશ જોષીની કૃતિઓમાંથી આવા ગદ્યખંડો આપણી ભાષામાંથી પણ મળ્યા વિના નહીં રહે.

કવિતા પાસે એવું શું છે જે આમાં નથી?—એમ તમે પૂછી શકો. ક્લાન્ત કલ્પનાને કઢંગી રીતે સ્પર્શે એવી આ જાહેરખબર નથી. અંગત રીતે અનુભવેલું અને અવલોકેલું આ સધ્ધર, કલ્પનાશીલ લખાણ છે – પ્રેરક છતાં નક્કર. બાહ્ય આકારને બાદ કરતાં આ એક કાવ્ય જ છે. કોઈ કદાચ કહેશે, "આ કાવ્ય નથી જ; નથી એમાં પ્રાસ કે નથી એમાં છંદ" પણ આવો વાંધોવચકો, મારા મતે, નભે નહીં. સ્વીકાર્યું કે મોટાભાગની કવિતા કોઈક પ્રકારની નિયત પ્રાસયુક્ત પદ્યરચના હોય છે. પણ પદ્ય પોતે કંઈ કવિતા નથી. એ વિષે પછી નિરાંતે જોઈશું. હમણાં તો આ જુઓ:

**જીવનથી ભર્યો ભર્યો, સંયુક્ત, મૂર્ત, અમેરિકાના ત્યાસીમે વર્ષે ચાલીસીએ પહોંચેલ હું, એક સદી કે અનેક સદી પછીના કોઈક હજી ય અજાત તને શોધું છું. જ્યારે તું આની લિપિ ઉકેલશે ત્યારે દેખીતો હું અગોચર હોઈશ. હવે તું; ભર્યોભર્યો, પ્રત્યક્ષ, મારી કવિતાનો સાક્ષાત્કાર કરતો, મને શોધતો, તને મારો સંગાથ હોત અને હું તારો દોસ્ત થયો હોત તો તું કેવો સુખી હોત એવા તરંગે રાચતો; અસ્તુ, જાણે કે હું તારી સાથે જ હોઉં (એવી ઝાઝી ધરપત ન રાખતો કે હું તારી સાથે અત્યારે પણ નથી).**

વર્જિનિયા વુલ્ફના એક ગદ્યખંડને મેં હમણાં ટાંકયો તેના કરતાં આ લેશમાત્ર જુદું નથી એમ જોતાંવેંત તો લાગે. હકીકતમાં તો આ વૉલ્ટ વિટમનનું એક સંઘેડા-ઉતાર કાવ્ય છે. તમને ભરમાવવા માટે જ આ ગદ્યખંડરૂપે છાપ્યું છે. વિટમનના 'લીવ્ઝ ઑફ ગ્રાસ'માં આ રીતે છપાયું છે:

**જીવનથી ભર્યોભર્યો, સંયુક્ત, મૂર્ત,**
**અમેરિકાને ત્યાંસીમે વર્ષે ચાલીસીયે પહોંચેલ**
**હું,**
**એક સદી કે અનેક સદી પછીના કોઈક હજીય અજાત તને શોધું છું.**
**જ્યારે તું આની લિપિ ઉકેલશે ત્યારે દેખીતો હું અગોચર હોઈશ.**
**હવે તું**
**ભર્યોભર્યો, પ્રત્યક્ષ, મારી કવિતાનો સાક્ષાત્કાર કરતો, મને શોધતો,**
**તને મારો સંગાથ હોત અને હું તારો દોસ્ત થયો હોત તો તું કેવો સુખી હોત**
**એવા તરંગે રાચતો;**
**અસ્તુ, જાણે કે હું તારી સાથે જ હોઉં! (એવી ઝાઝી ધરપત ન રાખતો કે હું તારી સાથે અત્યારે પણ નથી).**

પ્રામાણિકપણે તમારે એટલું તો કબૂલવું જ પડશે કે પ્રાસહીન ને નાનીમોટી પંક્તિઓમાં આ જે રીતે છપાયું છે તેમાં એવો કોઈ ખાસ દેખીતો ભેદ નથી પડતો. છતાં તેમાં આસમાન-જમીનનો ભેદ છે. વર્જિનિયા વુલ્ફનો એ ગદ્યખંડ નવલકથામાં ઊગી નીકળેલું એક કાવ્ય જ છે. પહેલાં બનેલા ને પછીથી બનવાના પ્રસંગો વચ્ચેના સમયગાળાને સાંકળવા માટેનું આ એક ઊર્મિલ ઝોકું જ છે અને એ જ એની કલામય સાર્થકતા છે. આપણા જમાનાનાં ગદ્યલખાણોમાં ઠીકઠીક પ્રમાણમાં સારી ને નઠારી કવિતા ઘૂસી ગઈ છે: ખાસ કરીને કથાસાહિત્યમાં આમ બન્યું છે, જોકે, જીવનકથામાં ને પ્રવાસનાં પુસ્તકોમાં પણ ખરું. કહેવું હોય તો, આ સેળભેળવાળી પાતળી કવિતા છે: મીમાંસકના શબ્દોમાં, પર્યાયરૂપ નહીં પણ ઠીંગરાયેલી કવિતા છે. કવિત્વમય ગદ્યના ખંડો ગદ્ય લખાણોમાં ગમે ત્યાં ફૂટી નીકળે આથી ગદ્યકૃતિ સમૃદ્ધ થાય છે કે નહીં એ વિવાદનો વિષય છે. પણ એક વાત તો નિશ્ચિત છે કે, કવિતાના પર્યાપ્ત પર્યાય તરીકે એ નભી શકે નહીં. ચૉસરના સમયમાં કથાસાહિત્ય ન હતું એટલે કથાકારોએ ગદ્યને પદ્યમાં જ ઉતારવું પડતું. આપણા સમયમાં કવિતા એટલી દુર્લભ અને આર્થિક રીતે અનુત્પાદક બની ગઈ છે કે ગદ્યલખાણોમાં પદ્યાત્મક લખાણો ઘૂસી જાય છે. મારો પોતાનો મત તો એવો કે બન્ને જુદાં એટલાં સારાં.

પહેલાં ગદ્ય તરીકે અને પછી અછાંદસ પદ્ય તરીકે મેં ટાંકેલું ઉપર્યુક્ત કાવ્ય વર્જિનિયા વુલ્ફના ગદ્યખંડ કરતાં લક્ષણમાં અને પ્રયોજનમાં તદ્દન ભિન્ન છે. કલ્પનાશીલ અનુભવનું એ પૂર્ણ વિધાન છે, અંગત શ્રદ્ધાની સ્થાપના છે. ઉપરછલ્લી રીતે તો એ વર્જિનિયા વુલ્ફના ગદ્યખંડ કરતાં પણ ઓછું કાવ્યમય છે. છતાંય એ છે તો કાવ્ય જ. વ્હિટમન કે બીજા કોઈપણ કવિઓ જે કંઈ લખ્યું છે તેથી પર એવું આનું આગવું મૂલ્ય છે. એનું મૂલ્ય એમાં જ પર્યાપ્ત છે. એનાં લખાણોને સમગ્રતયા અવલોકતાં વ્હિટમનના લખાણોનો મહિમા વધી જાય છે એ સાચું. છતાં ય આનો પ્રત્યેક અંશ તત્કાલીન કવિતા કે સર્વકાલીન કવિતામાં એક અનન્ય ફાળો આપી જાય છે.

તો, આ પ્રકરણમાં જે કહેવાયું છે તેનો સારાંશ. મોટા ભાગના માણસો કવિતા વાંચ્યા વિના જીવે છે એનો અર્થ એવો નહીં કે કવિતાનું કોઈ સ્થાન નથી. એથી આવળું, રુચિકર વાચનસામગ્રીરૂપે ને લોકપ્રિય ગીતોરૂપે આભાસી કવિતા માટેની લોકોની માંગ એટલું તો બતાવે છે કે કોઈક પ્રકારની કવિતા આવશ્યક છે. ઉપરાંત, નવલકથા કે બીજાં ગદ્ય લખાણોમાં છદ્મવેશે આવતી કવિતા વિપુલ પ્રમાણમાં હસ્તી ધરાવે છે. માટે આપણે જે કંઈ કરવાનું રહે છે તે એ કે ગદ્ય અને પદ્યના મૂળગત ભેદો શોધવા પ્રયત્ન કરવો; અને એ રીતે કવિતાના સાચા મર્મને પામવો.

☐ વિપિન પરીખ

તમે જ્યારે તમારા બાળકને ટાઈ પહેરાવી મિશન સ્કૂલમાં મૂકવા જતા હો
ત્યારે આટલું યાદ રાખજો :
ફાઉન્ટનના બસ સ્ટોપ પર એક નાનું બાળક
રોજ સાંજે પોતાના અંગ મરોડી થાકેલા યાત્રિકોને રીઝવવા પ્રયત્ન કરે છે.
પછી પોતાની મેલી ચાદર થોડાક લાચાર સિક્કા સહીત સમેટી
આગળના બસ-સ્ટોપ પર ચાલી જાય છે.

તમે જ્યારે તમારા આલીશાન ફ્લૅટને
જર્મન મૅગેઝીનમાં જોઈ જોઈ 'ડૅકોરેટ' કરતા હો
ત્યારે આટલું ભૂલી નહીં જતા કે–
હજારો માણસો ફૂટપાથને પોતાનું ઘર બનાવી
મકાન બહાર સૂઈ રહ્યા છે.
ઘરને શણગારવું એમને પણ ગમે, પણ–
શણગારી શકાય એવી કોઈ ભીંત
એમની પાસે હોતી નથી.

તમે જ્યારે કીમતી વસ્ત્રો પરિધાન કરી રાત્રે
કૅબેરેમાં મશગૂલ હો ત્યારે એકાદ ક્ષણ પણ
આટલું યાદ નહીં રાખો ?–
બોરીબંદર પર મહાપાલિકાના જાહેર રસ્તા પર ભરબપોરે
એક અર્ધનગ્ન સ્ત્રી રોજ પાગલની જેમ આંટા મારે છે.
ચીંથરાથી છુપાવેલા એના દેહ ઉપર કોઈ નજર સુધ્ધાં ફેંકતું નથી.

હવાફેરને બહાને શહેરથી ત્રાસી તમે માથેરાન જતા હો
ત્યારે તમારી મીની ટ્રેનની સાથે સાથે થોડાક આતુર ચહેરાઓ દોડશે.
ફૂલ વેચવાને બહાને એ લોકો તમારી પાસે થોડીક અપેક્ષા રાખશે.
એમની ગતિ પાટા પરથી ઊતરી ન પડે માટે–
તમને એ ફૂલ ન ગમતાં હોય તો પણ,–
ખરીદી લેજો.

## આજનો દિવસ મરી ગયો છે! ☐ સુરેશ દલાલ

દિવસનો અગ્નિસંસ્કાર કરીને
પાછો ફર્યો છું રાતે, ઘરે!

આજનો દિવસ મરી જવાનો છે
એની ખબર સવારના પહોરમાં જ
પડી ગઈ'તી.

એને તરત જ
ઓફિસમાં દાખલ કર્યો' તો.

લંચ-અવર્સમાં કંઈક આશા પણ હતી
પણ આખરે સાંજે
ઑફિસના ટેબલ પર જ એ ઢળી પડ્યો.

આજનો દિવસ મરી ગયો છે!

દિવસ મરી ગયો છે એની જાણ
બધાંને નથી કરી.
ઉઠમણું કે સાદડી નથી રાખી.
રડવાનું બંધ છે.
સૂતક પાળવું પડે એવા અંગત
સ્વજનો પણ ક્યાં છે?



આખો દેશ બજેટમાં ડૂબી ગયો છે!
ડૂબવા માટે દેશને પ્રત્યેક દિવસે
કંઈક ને કંઈક જોઈએ છે:
બજેટ … …
ક્રિકેટ … … કંઈક પણ …!

રાતનું રણ
પાર કરવા માટે
દિવસની વાત પૂરતી થઈ પડશે?

દિવસની વાત શું કરશું?
માત્ર એક જ …
કે દિવસની સ્થિતિ ગંભીર હતી!
સાંજ પછી તો
એની સ્થિતિ એકદમ કથળી ગઈ
માત્ર થોડોક શ્વાસ ચાલતો' તો …
દીવો કર્યો.
મુખમાં ગંગાજળ મૂકવાનું તો
સૂઝ્યું નહિ.
બધું જ ખોટું પડવા માંડ્યું,
આંખની કીકીઓ તો ન હલે કે ચલે
જાણે કે ખીલા!
પણ માંદગી કે મૃત્યુની વાતથી
રાત વીતતી નથી –
–વધારે ભયાનક બને છે!

રાતના કાળા રણમાં
હું સાવ એકલો છું.
મને મારો ભય લાગે
એટલો બધો એકલો
આધાર લઈ શકું
એવો સ્મૃતિનો સ્તંભ પણ ક્યાં?
અંધકારની કાળી રેતીના સૂસવાટા
સંભળાયા કરે છે.
કેટલીક પરિચિત આંખો
હિંસક પશુની જેમ
તાક્યા કરે છે.
રણ નહીં, –

આ ભયાનક વન છે!
સૂકાં પાંદડાંનો અવાજ પણ
ભયને નિર્વસ્ત્ર કરી મૂકે છે!
કોઈક ગુફામાં
તાપણું કરતાં હાડપિંજરો
કૂંડાળામાં બેઠાં છે.
ઊભાં થાય છે ત્યારે
વનને ચીરી નાખે
એવી
કિકિયારીઓ પાડે છે.
એમના ગળામાં
શિયાળની ખોપરીઓની
માળા છે.
ફૉર્ટનો બધો જ વિસ્તાર
શિયાળને સોંપી દેવો
એવું
પશુઓ હમણાં હમણાં
ખૂબ જ ગંભીરતાથી
વિચારી રહ્યા છે!
સિંહ કે હાથી જેવા
રાજવી પશુઓ વિચારતાં જ નથી.
હવે તો માત્ર
શિયાળ જ વિચાર કરે છે!
□
તમે છાપામાં સમાચાર વાંચ્યા?
ફાગણ સુદ પૂનમની રાતે
આંબાની ડાળ પરથી
કોકિલે પડતું મૂક્યું.
જો એમ ન કર્યું હોત
તો
શિયાળ અને ઘુવડે
પંચમસૂરને પીંખી નાખ્યો હોત!

ફાગણ સુદ પૂનમની રાત...
કોકિલનું શબ ...

શબ અને સ્મશાન અને
અગ્નિસંસ્કાર અને ઉઠમણું
અને દિલાસાના શબ્દો
—આ બધાંથી હવે હું કંટાળી ગયો છું!
ભયભીત કંટાળો
અજગરની જેમ વીંટળાયો છે!

બરફ જેવી મીણબત્તી પર
પતંગિયું પોઢી ગયું છે!
પતંગિયાની સ્મશાનયાત્રામાં
હવે તો
ફૂલો પણ જતાં નથી.

હાડપિંજર
સ્મશાનમાં કપડાં સૂકવે છે.
સ્મશાનની બહાર ફૂટપાથ પાસે
આડી ઊતરવા માટે
બિલાડી તાકી રહી છે.
બિલાડીના નહોરમાં પેસી ગયેલો કળિયુગ
અંધારાને નખોરિયાં ભરે છે.
દરિયામાં હોડી ડૂબી ગઈ છે
અને ફૂલેલાં શબ
તર્યાં કરે છે.
દરિયાને હોડી તરે
કે શબ ડૂબે
એની સાથે
કશી લેવાદેવા નથી.
રાતનો દરિયો ઘૂઘવ્યા કરે છે.

આપણે આનંદમાં હોઈએ
તો આનંદમાં
અને આપણે શોકમાં હોઈએ
તો શોકમાં
આપણે દરિયા ઉપર આપણી લાગણીને
હોડીની જેમ તરતી મૂકીએ છીએ.
દરિયો તો શબ પર
સફેદ ચાદર પણ ઓઢાડતો નથી.

ઘુવડની આંખમાં
આવતી કાલની ચિતા ગોઠવાઈ ગઈ છે!
હવે આવતી કાલ
જન્મે અને મરે એટલી જ વાર!
ફરીપાછું રાતનું રણ.
અંધકારની કાળી રેતીના સુસવાટા
હિંસક પશુની આંખો
......ભયાનક વન
કિકિયારી પાડતાં હાડપિંજરો
રાતનો દરિયો
ડૂબેલી હોડી
ફૂલેલાં શબ
અને પળેપળની સ્મશાનયાત્રા!

ગરુડની સ્મશાનયાત્રાના ફોટાઓ
છાપાંમાં છપાશે.
પણ,
પતંગિયાની સ્મશાનયાત્રામાં
ફૂલો પણ જતાં નથી!

'અસ્તિત્વ'માંથી]

☐ રાજેન્દ્રસિંહ રાયજાદા

હજી અંધારું છે
મારી ચામડીના છિદ્રોમાં જામી ગયેલી
શિયાળાની ઠંડીને
સગડીમાં ભડકતો અગ્નિ
દૂર કરી શકતો નથી.
ઠરડાયેલા હાથને
કંઈક ગરમાવાની લાગણી થાય છે
ત્યારે
સાથળમાં કંઈક થરથરતું રહે છે.
અચાનક–
એક કાગડો માળામાંથી બહાર ઊડીને
સગડીના અગ્નિમાં
પોતાનું માથું ખોસી દે છે.
કાગડાના લોહીમાં રહેલી
મારા માંસની ગંધ નાકમાં જાય છે
અને નસોમાંથી
ડરી ગયેલી થરથરાટી ફાટી જાય છે.
હજી હું કંઈ પણ વિચારું તે પહેલાં–
શેરીમાંથી પૂરપાટ દોડતો આવી
ઘરની પારદર્શક કાચની બારીમાંથી કૂદીને
પ્રકાશ
મારી સામે
ઓશરીનાં આડો ઊભો રહી જાય છે.
–ને
આખા શરીરમાં
ફૂલોની કોમળતા નીચોવેલી હૂંફ
પ્રસરી જાય છે.
હવે તો
આથમણી દિશામાં
કાગડાના શબને અંધારું ઢસરડી ગયું
ને ના લિસોટા પણ પવને ભૂંસી નાખ્યા છે

## ....નથી □ હરીન્દ્ર દવે

ગમે છે એટલો નૂરો હવે મિજાજ નથી,
હું જેવો જોઈએ એવો ઉદાસ આજ નથી.

કશું ગમે ત્યાં, કશું ના ગમે ત્યાં તારું નામ,
ફકીરને હવે બીજું તો કામકાજ નથી.

અમારે આમ તો એકાંતનો જ વૈભવ છે,
વ્યથાનો શોર વધે ને કોઈ અવાજ નથી.

થઈને ઠાવકા એને સ્વમાન કહી બેઠા.
ગરૂર ઓઢ્યો છે માથે, આ બીજો તાજ નથી.

જરાક ટેરવાં અડક્યાં ત્યાં ઝણઝણ્યાં છો તમે
અમારે સૂર નથી, છંદ નથી, સાજ નથી.



## પ્રક્રિયા □ જગદીશ જોષી

મારા શબ્દોને વાટ વળી જતાં મેં જોયા છે,
મારા શબ્દોને ક્યાંક ઢળી જતાં મેં જોયા છે.

કોઈવાર પંખી થઈ ઝૂલે એ ડાળીઓ
ને કોઈવાર પાંજરે અવાક્:
કોઈવાર એટલું એ બોલ્યા કરે કે
મને લાગે લવારાનો થાક.

મારા શબ્દોને હાય! બળી જતાં મેં જોયા છે,
જરા, છૂટા પડી ને,—મળી જતાં મેં જોયા છે.

કોઈ આવે છે શબ્દ: મને ચીંધે છે પંથ:
કોઈ આવે નહીં: ને મને ચીંધે અનંત:
મારા શબ્દોને સાવ ટળી જતાં મેં જોયા છે,
ખરતાં ફૂલોને ફળી જતાં મેં જોયા છે.

## હું □ આહમદ મકરાણી

હું જ ઘર ને હું જ એમાં બંધ છું:
હું કમળ ને હું પ્રસરતી ગંધ છું.
હું અશ્રુના આયને જોયા કરું:
ઓળખું ના હું જ એવું બિંબ છું!
હાથ લંબાના રહે છે સાહના
હું ત્રિભેટે છૂટતો સંબંધ છું.
દેવહૂમા શાપમાં જન્મ્યા કરું.
'છે' - 'નથી' - નો હું ઋણાનુબંધ છું.



## રહું □ ભગવતીકુમાર શર્મા

[ગઝલ]

હું શિખરથી ઊતરી કણમાં રહું;
જન્મજન્માંતર ત્યજી ક્ષણમાં રહું.

હું વિખેરાઉં છું ચારે કોરથી;
એ અસંભવ છે કે સમજણમાં રહું.

હું સમેટાઈ ગયો ચોપાસથી;
માત્ર લીલાછમ કોઈ તૃણમાં રહું.

રાહ જોવાની હવે ક્યાં શક્યતા?
જ્યાં નથી મૃગજળ હું એ રણમાં રહું.

નીડ છોડીને લીલેરા ઘાસનો
હું ચિતાનાં સૂકાં ઈંધણમાં રહું.

શ્વાસમાં ધુમ્મસ અભાવોનાં ઊઠે;
તું કહે તો કોઈ કારણમાં રહું,

ઓરડે અવસર પછીની રિક્તતા;
બારસાખે હું ય તોરણમાં રહું.

## મારા જમાનાના માણસ ☐ યશવંત ત્રિવેદી

કમાલ કરી છે તેં દોસ્ત!
ઊભાં ઊભાં ઝૂલતાં વૃક્ષોની આરપાર
તું ફર્નિચર જોઈ શકે છે!
આંગળીની વીંટી ફેંકે તો
ખણણણણન્ ઠનઠની ઊઠે
એવી તું પાણીની નક્કર સપાટી બનાવી શકે છે!
નેતરની સોટીની જેમ સડાક દઈને
વાળી નાખી શકે છે સત્યોને!
તું તો ગજબનો ખેલાડી છે, ભાઈ ભેદીલાલ!
સાત સાત રંગોને
તારી આંખોના કાચમાં ઢીમ કરીને બેઠો છે!
ને હવે ત્રિપાર્શ્વ કાચની જેમ મૂંગોમૂંગો નરકનરક
દુનિયાને જોયા કરે છે, મહંમદ શેલ!

માણસને કવરમાં બંધ કરીને
તેં પોઠિયા અને ચકલીઓ-પાસે
એનાં ભવિષ્ય ભખાવરાવ્યાં છે, ભાગ્યભાખંડી!
ને ચંદ્રના દોડતા હરણિયાને ગળે
એમ તો તેં વાવટા બાંધી આલ્યા છે, મારા ભૌ!

પણ દોસ્તીમાંથી ચોરેલા
તારા હાથની મુદ્રાની નેગેટિવ છે મારી પાસે!
હું જીવીશ ત્યાં સુધી તો, જા ...
નહિ દેખાડું વીસમી સદીના લોકોને!
પણ એકવીસમી સદીના લોકો
તને હાઈપોના દ્રાવણમાં નાખીને જોશે ત્યારે કહેશે
કે હાય રામ!
એને તો સંવેદનાની આંખો જ નહોતી!!

## करिष्ये वचनं तव ☐

☐ હર કીશન કોટીચા

મારે માર્ગ નથી કાઢવો
નથી જ કાઢવો

ઠંડાગાર
થીજેલાં રસ્તાઓની ચુપકીદી
પરોઢે ધ્રૂજતાં જોઈ લીધી

સૂમસામ;
બંધ દરવાજો આવતીકાલનો

ઘંટડી રણકાવીને
પેલી પાર રહેલાંને
શું હશે
એવો પ્રાસંગ આપવો નથી મારે
અને
ઇશ્વરના દિવ્ય ચક્ષુઓ વડે
લાલ-ધોળી લાકડીના ટેકે
ઝંઝા થઈ વહેની યમુનાનું
ખોળિયું ચીરી
ઓ દેવ!

મારે માર્ગ –

## મારા જમાનાના માણસ ☐ યશવંત ત્રિવેદી

કમાલ કરી છે તેં દોસ્ત!
ઊભાં ઊભાં ઝૂલતાં વૃક્ષોની આરપાર
તું ફર્નિચર જોઈ શકે છે!
આંગળીની વીંટી ફેંકે તો
ખણણણણન્ ઠનઠની ઊઠે
એવી તું પાણીની નક્કર સપાટી બનાવી શકે છે!
નેતરની સોટીની જેમ સડાક દઈને
વાળી નાખી શકે છે સત્યોને!
તું તો ગજબનો ખેલાડી છે, ભાઈ ભેદીલાલ!
સાત સાત રંગોને
તારી આંખોના કાચમાં ઢીમ કરીને બેઠો છે!
ને હવે ત્રિપાર્શ્વ કાચની જેમ મૂંગોમૂંગોમરકમરક
દુનિયાને જોયા કરે છે, મહંનદ શેલ!

માણસને કવરમાં બંધ કરીને
તેં પોઠિયા અને ચકલીઓ પાસે
એનાં ભવિષ્ય ભખાવરાવ્યાં છે, ભાગ્યભાખંડી!
ને ચંદ્રના દોડતા હરણિયાને ગળે
એમ તો તેં વાવટા બાંધી આવ્યા છે, મારા ભૈ!

પણ દોસ્તીમાંથી ચોરેલા
તારા હાથની મુદ્રાની નેગેટિવ છે મારી પાસે!
હું જીવીશ ત્યાં સુધી તો, જા ...
નહિ દેખાડું વીસમી સદીના લોકોને!
પણ એકવીસમી સદીના લોકો
તને હાઈપોના દ્રાવણમાં નાખીને જોશે ત્યારે કહેશે
કે હાય રામ!
એને તો સંવેદનાની આંખો જ નહોતી!!

## करिष्ये वचनं तव ☐

☐ હર કીશન કોટીયા

મારે માર્ગ નથી કાઢવો
નથી જ કાઢવો

ઠંડાગાર
થીજેલાં રસ્તાઓની ચુપકીદી
પરોઢે ધ્રૂજતાં જોઈ લીધી

સૂમસામ;
બંધ દરવાજો આવતીકાલનો

ઘંટડી રણકાવીને
પેલી પાર રહેલાંને
શું હશે
એવો ધ્રાસકો આપવો નથી મારે
આને
ધુવડના દિવ્ય ચક્ષુઓ વડે
લાલ-ધોળી લાકડીના ટેકે
ઝંઝા થઈ વહેની યમુનાનું
ખોળિયું ચીરી
ઓ દેવ!

મારે માર્ગ –



હિમાંશુ વ્હોરા

शिशिरऋतूंना जपण्याचा प्रश्न
सुरक्षित राहू शकतो।
नळहत्तांवरून इथे गोठीरकी
पानगळीचा कोमल वारा?
भराळ फेकण्याच्या शर्यतीत थकलेले घोडे
कुरण राकून भटकतात।
पाहता पाहता, चार दोन माणसे; संध्याकाळच्या
ढगांना खांद्यावर घेऊन
दूर निघून जातात।
फुलांच्या जागा माहीत असूनही
रस्त्यावरून हटत नाही;
कोणाच्या आदेशाची वाट पाहत
उभे आहे झाड?
पाऊस हुकलेली माझ्या मनोरथांची
रक्तमयी लहर।
छोटेसे दुःख घेऊन मी नीट उभा
राहू शकेन असे शोधतोय
शहर।

ग्रेस

પ્રિય ભાઈ શ્રી સુરેશ દલાલ,

તમારી સૂચના પ્રમાણે, 'કવિતા'ના ૩૮મા અંકમાં પ્રકટ થયેલાં કાવ્યોમાં ઉત્તમ કયું, એ વિશે મારો નિર્ણય એ થાય છે કે એ અંકની વિવિધ રીતે કાવ્યતત્ત્વનો આસ્વાદ કરાવતી કાવ્યસામગ્રીમાં શ્રી જયન્ત પાઠકનું 'પ્રેમ અને મૃત્યુ' એ કાવ્ય ઉત્તમ છે.

રામપ્રસાદ પ્રે. બક્ષી

નોંધ: 'કવિતા-૩૭'થી રૂપિયા એકાવનનો ઉત્તમ કૃતિનો પુરસ્કાર 'કવિતા' તરફથી આપવામાં આવે છે.

□ ગ્રેસ

[મરાઠી કવિતા]

શિશિરમુદ્રાના જતનનો પ્રશ્ન
સુરક્ષિત રહી શકે છે.
હથેળીમાંથી સિસોટી સરી કે
પાનખરનો કોમળ પવન?

ભાલા ફેંકવાની શરતમાં થાકેલા ઘોડાઓ
હરિયાળી છોડીને ભટકે છે.
જૂના જૂના બે-ચાર માણસો; સંધ્યાકાળનાં
વાદળોને ખભા પર લઈને
દૂર નીકળી જાય છે.

ફૂલોની જગાની ખબર લેવા છતાં પણ
રસ્તા પરથી ખસતું નથી;
કોના આદેશની વાટ જોતું
ઊભું છે ઝાડ?

વરસાદ ગુમાવ્યા જેવી મારા મનોગતની
રક્તમયી લહર;
નાનકડું દુ:ખ લઈને હું સ્વસ્થ ઊભો
રહી શકું એવું શોધું છું.
શહેર

પવનની ઉતાવળ □ ભાનુપ્રસાદ પંડ્યા

મારે હવે ઊપડવું જોઈએ—
હથેળીમાં ફૂલ લઈને એકલાં
ઘણુ ઘણુ ફરે છે સોડમદે,
પતંગિયાની પાંખનું
પટોળું પહેરીને ઊભાં ઊભાં
મલકે છે પ્રભાતકુંવરી.
પર્ણોની સિતાર હજી પડી સાવ ચૂપ?
ગતિહીન દિસે પેલા દેવળનાં
ધ્વજ અને ધૂપ?
પાલવમાં ઢાંકી રાખ્યું
ચલાવી લેવાય કેમ
છકોછક નીતરતું રાતુંચોળ રૂપ?
રસ્તામાં ગંધને
ભમરા ગમાડતા જતા છે,
જળનાં છોરુ રમાડતાં જતાં છે,
વગડાની વાટે ક્યાંક
બેસી પડી છે ઓલી ધૂળની ટોળી
એને બાવડું ઝાલીને બેઠી કરવી છે—
અડસઠ તીરથ ભેગી કરવી છે!

## વૈતરણીના કાંઠે ઊગેલું એક નાળિયેર ☐ પ્રબોધ જોશી

એક દી મને ફીણાળા ઘોડાઓની એકલતા પલાણવાનું મન થયું. રેતીમાં ઊગી નીકળેલા શઢો જેવા બાંકડાઓ પર બેસીને નૂતક પરથી તાકી રહેવાની, વાતો કરવાની આદત પડીગઈ અને મારા પેટ ઉપર માણસો ચાલી નીકળ્યા. દરિયો ખૂંદી વળ્યો મારા દોસ્તો. નાળિયેર એક છીપનું ભીતર હતું હવે.

સાત સાગરની પેલે પાર—
પરવાળાના ટાપુ પર માણસો જેવાં વૃક્ષો ઊગ્યાં
પછી બુઠ્ઠાં બુઠ્ઠાં ફળ આવ્યાં.
અને એક ઊંચા વૃક્ષની ટોચે
વલ્કલ પહેરીને
હું વનવાસ ભોગવતો રહ્યો આજ સુધી.
મારી અંદર પુનર્જન્મની વૈતરણી વહેતી હતી,
કહિ ભગવાન મગરમચ્છ સૂતા હતા
પ્રલયનો ભય સતાવ્યા કરતો હતો મને.
એક પછી એક શ્લોક
ભગવાનનાં મોંમાંથી ચોરાતો જતો હતો.
હું નિર્મમ નજરે
ભગવાન વેદની છેડતી થતી જોઈ રહ્યો હતો.
હવે મેં એ બધાં દશ્યો ખંખેરી નાખ્યાં છે
હવે તો હું ગેસના ફુગ્ગા પગે બાંધીને
ઊંચે ઊડતા માણસ જેવો
થોડેક ઊંચે ખોડાયું છતાં દિવાદાંડીથી નીચો રહું
ત્યાંથી પછી છીપલાંની સભા ભરી
એમને સંબોધતો હોઉં છું.
માછલીઓ મારી સભામાં નથી આવતી
કારણકે તેઓ જીવંત છે.
મને જીવંત માણસો ગમતાં નથી.
માછલી માર્સીણે જેવી નથી.

## વૈતરણીના કાંઠે ઊગેલું એક નાળિયેર ☐ પ્રબોધ જોશી

એક દી મને ફીણાળા ઘોડાઓની એકલતા પલાણવાનું મન થયું. રેતીમાં ઊગી નીકળેલા શઢો જેવા બાંકડાઓ પર બેસીને નૂતક પરથી તાકી રહેવાની, વાતો કરવાની આદત પડીગઈ અને મારા પેટ ઉપર માણસો ચાલી નીકળ્યા. દરિયો ખૂંદી વળ્યો મારા દોસ્તો. નાળિયેર એક છીપનું ભીતર હતું હવે.

સાત સાગરની પેલે પાર—
પરવાળાના ટાપુ પર માણસો જેવાં વૃક્ષો ઊગ્યાં
પછી બુઠ્ઠાં બુઠ્ઠાં ફળ આવ્યાં.
અને એક ઊંચા વૃક્ષની ટોચે
વલ્કલ પહેરીને
હું વનવાસ ભોગવતો રહ્યો આજ સુધી.
મારી અંદર પુનર્જન્મની વૈતરણી વહેતી હતી,
કાંઠે ભગવાન મગરમચ્છ સૂતા હતા
પ્રલયનો ભય સતાવ્યા કરતો હતો મને.
એક પછી એક શ્લોક
ભગવાનનાં મોંમાંથી ચોરાતો જતો હતો.
હું નિર્મમ નજરે
ભગવાન વેદની છેડતી થતી જોઈ રહ્યો હતો.
હવે મેં એ બધાં દશ્યો ખંખેરી નાખ્યાં છે
હવે તો હું ગેસના ફુગ્ગા પગે બાંધીને
ઊંચે ઊડતા માણસ જેવો
થોડેક ઊંચે પ્હોંચું છતાં દિવાદાંડીથી નીચો રહું
ત્યાંથી પછી છીપલાંની સભા ભરી
એમને સંબોધતો હોઉં છું.
માછલીઓ મારી સભામાં નથી આવતી
કારણકે તેઓ જીવંત છે.
મને જીવંત માણસો ગમતાં નથી.
માછલી માસીએ જેવી નથી.

હું જીવંત નથી.
હું નાળિયેરનું ખખડતું પાણી છું
માછલીના શ્વાસોથી ઉત્પન્ન થતા તરંગો નથી.
બુદ્બુદાનો જન્મ હજુ થયો નથી કે થશે.
સાંજે વૃક્ષની ટોચ ઉપરથી કશુંક નીચે ઊતરતું હોય છે
હું ફરવા જાઉં છું
ખાસ્સો દોઢેક માઈલ,
પે......લી માછણો કપડાં સૂકવતી હોય છે ત્યાં લગી.
દરિયા-કિનારે મારી આગળ પડેલાં
પગલાં જોઈ શકતો નથી.
પાછળ પડેલાં પગલાં
જોવામાં સમય બધો ખરચી નાખું છું;
એટલે ફીણવાળા ઘોડાઓની એકલતા
પલાળવાનો સમય મને ભાગ્યે જ મળતો હોય છે.
હવે મને વાયુ થયો છે.
ખારા-ખાટા ઓડકાર આવે છે.
ધોળું ધોળું ફીણ મારા ઓફ-ખડકો પર અથડાય છે.
મારું પાણી બહાર આવી જવા મથે છે:
મેં મારી અંદર પાણી એટલે રાખ્યું છે કે
લોકો મને ફોડે......
ના, છો ને લોકો ફોડયા કરે એમનું
હું મારું પાણી જવા દઉં?
મારા પાણીમાં ઊગ્યા જળઘોડા
મને ગયા ભવનાં રૂંછાં કરડે છે.
મરડાય છે, આમળાય છે મારા શ્વાસ.
તમરાંના અવાજ નજીક આવતા ભાળું છું
શ્વાસ તળે ચોંટેલી જીભ
વિષ્ણુના માથા ઉપર લબકારા મારે છે.
મારે કહી દેવું જોઈએ કે—
લક્ષ્મીજીએ મારા પગ તળાંસ્યા નથી.

**કવિતા**

એમનો સ્પર્શ આ હાથોમાં લબકારા લે છે.
હવે સવાર ક્યારે પડશે?
લક્ષ્મીજીને મારા હાથમાંથી મુક્ત થવું છે.
રે.........રે રામ!
મારા પેટમાં ખારા પાણીનો દરિયો ઘૂઘવે
કૃષ્ણે ભૂખનું અક્ષયપાત્ર આપ્યું લાગે છે!
રૂંછાંઓ શેવાળની જેમ—
મારા પેટમાં તરફડયાં કરે છે.
અને શેવાળ તો માછલીઓનો ખોરાક
હું માછલીઓનો ખોરાક છું
માછલીઓ માણસોનો ખોરાક છે
માણસો માણસોનો ખોરાક છે.
હું માણસ નથી
હું નાળિયેર છું
હું વૈતરણીના કાંઠે—
ઊગેલાં ચોર્યાસી લાખ નાળિયેરોમાંનું એક...



□ પન્ના નાયક

દિન આખો
સૂર્ય મને બોલાવતો રહ્યો
પણ
મેં પસંદ કર્યું
પડદા ઢાળેલા
અંધારિયા ઓરડામાં ઘોરવાનું.
ઢળતી સાંજે આભાસ થયો કે
કોઈ અંદર આવવા મથે છે.
ઊઠીને દરવાજો ખોલ્યો—
જોયું
બહાર પડ્યું પડ્યું ચીમળાઈ રહેલું
બાંધેલું ફૂલનું પડીકું.

## મહાભિનિષ્ક્રમણ □

□ રમેશ આચાર્ય

ફિલ્મો હું જોતો નથી
એમ નથી,
પણ એમાં આવતી ઘટના
વહેલી કે મોડી
મારા જીવનમાં
બની ગઈ હોય છે!
મિત્ર પીઠ પાછળ
ખંજર હુલાવે
એમાં કશું નવું નથી.
ગરીબીને કારણે જ
પ્રિયાએ સ્વીકાર ન કર્યો હોય
એવો 'હીરો' એકલો જ નથી હોતો.
શક્ય છે કે તેણે
પૈસાના અભાવે
અભ્યાસ અધૂરો છોડ્યો હોય,
મજૂરી કરી હોય,
અને માની સેવા પણ કરી હોય.
શું બુદ્ધે એકલાએ જ
મહાભિનિષ્ક્રમણ કર્યું છે?
પત્ની અને બાળકને છોડી
મેં પણ કેટલીય વાર
મહાભિનિષ્ક્રયમણ કર્યું જ છે.
ફેર માત્ર એટલો કે
બુદ્ધ ખરેખર નીકળી શક્યા
જ્યારે હું
ફળિયા સુધી પહોંચી
પેશાબ કરી
પાછો સૂઈ ગયો છું!

## હત્યા □ પ્રિયકાન્ત મણિયાર

પ્રખર સૂર્યને પી
તલાવમાં છલકતાં જલની જેમ છાયાને ઝુલાવતુ
પૃથ્વી પર ફળ લઈ લચતું,
ડાળી ડાળીના હાથથી આકાશને અડી જતું,
લીલાં લીલાં પ્રત્યેક પર્ણથી જાણે સહસ્ર રસનાથી મંત્ર બોલતુ
હમણાં સુધી હતું પણ એમને
ઝડપથી જનારને એ આડું આવતું હતુ
રસ્તો પહોળો કરવા ધારદાર અવિચારી કુહાડાઓ આવ્યા
(છેદ કર્યા સિવાય એમની પાસે બાજુનો બીજો કોઈ રસ્તો જ ન હતો!)
સૂર્ય જોઈ રહ્યો અને એ તો છેદાઈ ગયું અદશ્ય રક્તથી ઊભરાતું.
છ ટાયરના—જેમાં હવાને પાષાણ કરી દીધી છે તે નોતિંગ ટ્રક પર
સહુએ ચડાવી દીધું! અગાઉ કાપેલા લાકડાના ટેકાથી.
જોકે, એને પોતાને કાષ્ઠવત્ થતા હજી કેટલી વાર
વધ થયેલું એ કેટલું કરુણ-ભવ્ય લાગે છે!
કસાઈઓએ જાણે હાથી કાપી—વ્હેરી નાખ્યો ન હોય-
આ-આ આ એનો પડયો વનમાં ડોલતો દેહ
કેસરીની કટિનો કડાકો બોલાવનારી પ્રબલ સૂંઢ,
ઝીણું ઝીણું સઘળું જોતી ફાટી ગયેલી આંખો
આષાઢનો પ્રમત્ત ગજરાજ—રસ્સી બાંધેલો હમણાં જાણે ઊભો થઈ જશે
ઝડપથી ટ્રક જઈ રહી છે અડધી ઈંટોના ભઠ્ઠાના અગ્નિ માટે
અડધી સૉ-મિલના તીક્ષ્ણ દાંતો માટે
પ્રત્યેક ઋતુમાં આવનારી વસંત આવશે ત્યારે
ધરિત્રીની એ શૂન્યતા—એ ખાડો
શો ઉત્તર આપશે?
અતીતના એકેએક વહી ગયેલા વૃક્ષને પણ
ભવિતવ્યની વસંત જાણતી હોય છે

## અપેક્ષા □ ચિલિપન થાનકી

મૌન વનમાં શબ્દનો કેડો મળે—
તો મને એકાન્તનો છેડો મળે.
જડ બની છે કાષ્ઠવત્ સંવેદના,
છે અપેક્ષા: માત્ર સંઘેડો મળે.

□ પ્રકાશ દવે

હું ખભા ઉપર
મૃત્યુનો ભાર લઈ ફરતો હતો.
કેટલાયે ચહેરાઓ મેં જોયા
પણ એ મૃત હતા કે ચેતનવંતા
તે હું ત્યારે જ કહી શકું
જ્યારે
પેલું મૃત્યુ
ખભા પરથી ઊતરી,
મારા અસ્તિત્વ પર પોતાની પકડ જમાવે.



□ હરીશ મીનાશ્રુ

ઓરડો પીગળી ગયો ને છત રહી;
ઝૂમ્મરોમાં ઝુરવાની લત રહી.
સૂર્ય કેરા શહેરમાં આવી વસ્યો;
અંધ છું: અંધારની સોબત રહી.
કાચની કીકી સમું દર્પણ મળ્યું;
ને સપાટી ધુમ્મસોમાં રત રહી.
શૂન્ય સંકોરી સૂવાનું રાતભર–
રિક્તતાઓ: ઈસ ને પાંગત રહી.



અજવાળું □ રમેશ જાની

અજવાળાનો ધ્વન્યાર્થ
એટલે જ
અંધારું.

બહારના તારોડિયા અજવાસને તેડીને
બારીમાંથી અંદર ધસી આવેલી
દુનિયા
દીવો ઝબકાવતાં જ
પાછી બહાર ધકેલાઈ ગઈ.

એમાં ક્યાંક ઊગેલાં
વૃક્ષોનાં રાતાંચોળ ફૂલોની
ઓળખાણનાં શીમળાદીવા
હજીયે આંખોની મેડીમાં
ઝળહળી રહ્યાં છે,
પણ
એટલે જ તો

બહારનું કશું દેખાતું નથી.
ફૂલને અંગઅંગ
ફૂટતા રંગનો અવાજ
ધરતી ગળી ગઈ છે,
કોણ જાણે કયા પરશુરામના શાપે !
મારી જ આંખોમાં અટકી રહેલા
અદીઠ આંસુમાં
તોળાઈ રહેલા બ્રહ્માંડોના અવકાશને
મેં
મારી એક-એક પળમાં ચકરાતા
ચોર્યાસી લાખ જન્મ અને મૃત્યુના
ફેરામાં
બંધ પાંપણે જોયા કર્યો છે.
હવે
બારી-બારણાં ઊઘાડું છું
તો
સૂરજનું તેજ
મેંદીને ઝળાંઝળાં કરી
આંધળીભીત કરી દે છે.

## બ્રૅતોંના પીધેલ: ખલાસીની શેખી ☐ મૅક્સ જેકૉબ ☐ અનુ.: રાધેશ્યામ શર્મા

એ હું જ, હું જ છું મુસા. પવિત્ર ભૂમિ પર પધારો તમે.
યાત્રા માટે કશાં નાણાં કાઢવાના નહીં. આવો, કેમકે આ
તમારા લાભમાં છે. રાતા સમુંદરના સર્વ બુગદાંને મારા
ટાંકણાથી હું ભેદી વીંધી નાખવાનો છું.

હું જ એ, સેમ્સન જ છું હું. કેશ-સુશોભનકારોનો હું
કદરદાન ઘરાક છું. મારે તો કુંવારા જ રહેવું
જોઈતું હતું. મારી ઘરવાળી મારા સત્યાનાશનું કારણ બની.
એ ઘરકામમાં જોતરાતી ત્યારે દારૂડિયાની નકલ કરવા સિવાય
મારી પાસે કરવા જેવું રહેતું જ શું? હું મહાન રાજવી સોલોમન છું.
એલેક્ઝાંડર સાથે બાખડી પડ્યો હું ત્યારે કરોડો અને
અબજોથીય અધિક સૈનિકનો પુરવઠો મારે પૂરો પાડવો પડેલો.
જ્યાં મારી ચોરીનો માલ પડેલો ત્યાં ગ્રીક લોકો ભોંયરામાં
ઊતર્યા કે સઘળું સોનું રખ્ખામાં પલટાઈ ગયું.

પણ ખમો ... ઈસુ ખ્રિસ્ત પ્રભુ છે. અને એ હું જ છું! ...
હું જ છું! ...ખરું કહું છું તમારી આગળ. મારું સ્મિત
દેવદૂત જેવું મીઠડું છે, કહેશો તો તમારા સ્મિત સાથે
અદલાબદલી કરી લઈશ.

હું પ્રભુ છું! મારી ઘોષણાને ધ્યાનપૂર્વક સાંભળી લો:
સ્વર્ગે આવવા તમને હું નોતરું છું.

## ગઝલ ☐ દિલીપ મોદી

ડાળીઓમાં પાંગરે છે દૂરતા,
શુષ્ક પર્ણો થૈ ખરે છે દૂરતા.

કીડી ભટકે ખાલીપાના સૂર્યમાં,
દૃશ્યમાં બસ તરવરે છે દૂરતા.

શૂન્યતા થીજી ગઈ મૂઠી સુધી,
ને હથેળીમાં ઝરે છે દૂરતા.

ચોતરફ઼ ઝાકળ ઉદાસી ઓગળે,
શબ્દના દરિયે તરે છે દૂરતા.

ઓ સ્મરણના પંખી! છૂટો શ્વાસથી,
સ્વપ્નના રણમાં ચરે છે દૂરતા.

## હશે કોઈ ☐ હનીફ઼ 'સાહિલ'

આટલામાં ચરણ હશે કોઈ,
શોધીએ ચાલ રણ હશે કોઈ

એની સામે ન આપ જોઈ શકાય,
આંખ પર આવરણ હશે કોઈ.

સાવ ઠાલા ન હોય ભણકારા,
સાન ન સાન પણ હશે કોઈ.

શક્યતાના કમાડ ખોલી જુઓ,
એમાં એકાદિ ક્ષણ હશે કોઈ.

સ્વપ્નમાં રેતી આવ્યાનું સ્મરણ,
શોધીએ ચાલ રણ હશે કોઈ.

### શિશુ □ વ્લેડીમીર હોલન

**અનુ.: હર્ષિદા પંડિત**

[ઝેકોસ્લોવેકિયન કવિતા]

રેલવેના પાટે કાન માંડીને એક બાળક
ટ્રેનને સાંભળે છે,
બ્રહ્માંડના સંગીતમાં ખોવાયેલા એને
ટ્રેન આવે છે કે જાય છે
એની લેશમાત્ર પણ પડી નથી...
પણ તમે હમેશાં કોઈને ઝંખતા'તા,
કોઈથી છૂટા પડતા'તા,
તમે તમને પામ્યા નહોતા ત્યાં લગી અને
હવે તો ક્યાંય પણ નહીં.



### જોવાજોવામાં ફેર

□ મૂ. લે.: **યાનિસ રિટ્સોસ**
□ અનુ.: **નીતા રામૈયા**

[ગ્રીક કવિતા]

ગુલાબી કેસરિયો સૂરજ ડૂબ્યો
ઊંડો નીલવર્ણો સાગર
દૂર એક નાવ –
એક કાળું, ઊછળતું ટપકું. કોઈક
ઊઠ્યો ને બોલી પડ્યો "નાવ! નાવ!"
કાફેમાં ખુરશી છોડી બીજાં જોવા લાગ્યા.
એક નાવ હતી જરૂર, પણ બૂમ પાડનાર માણસ
જાણે ગુનેગાર હોય તેમ બધાંની
જંગલી નજર નીચે
માથું નીચું ઢાળીને ગણગણ્યો:
"મેં તમને જૂઠું કહ્યું'તું."

### ક્યાં જશે? □ આહમદ મકરાણી

રેખ હાથેથી બિચારી ક્યાં જશે?
ચાતરી ચીલા સવારી ક્યાં જશે?

થાંભલી પર મોર ચીતરું યાદના
'છે' તણી સૂની અટારી ક્યાં જશે?

નાગ સંબંધો તણા ડોલે નહીં
આ મહુવર ને મદારી ક્યાં જશે?

સાચવી શકતો નથી કંઈ પળો
તો પછી આ કાળ-ડાળી ક્યાં જશે?



### પ્રત્યુત્તર □ ગુણવંત શાહ

મેં પૂર્વને પૂછ્યું:
પશ્ચિમ કઈ તરફ?
જવાબ મળ્યો:
હું પૂર્વ છું એની જ ખબર નથી.

મેં ટેકરીને પૂછ્યું:
તારી ઊંચાઈ કેટલી?
જવાબ મળ્યો:
મારાય વાઈટલ સ્ટેટિસ્ટિક્સ!

મેં નદીને પૂછ્યું:
તું ક્યારની વહે?
નદી વહેતી રહી
અને
પવને કહ્યું:
સદીઓને પૂછો.

## સલીમ પીરાડિના ☐ અનુ.: જયા મહેતા

મેં તને કાચનાં બારણામાંથી રડતી જોઈ
મા!
ટૂંટિયું વાળીને ખુરશીમાં પડેલી
એકલી
તારા દર્દ સાથે, અસહ્ય,
તારો ધીમો ડૂસકાટ
નીચેના ઘોર અંધકારભર્યા
રસ્તા પર ટપકતો,
પ્રત્યેક એકલવાયા
સડક પરના દીવાની પડખે સરકે છે;
પછી ઊંચે ઊઠતો પહોંચે છે
વલખાં મારતો
નિદ્રાવશ શહેરની ઉપર
અને દીવાલ ન મળતા, હજી યે શોધે છે
આધાર
ગૂંગળાયેલા અવકાશના ધબકતા અંધકારમાં
ત્યાં,
વિખેરાઈ જવા માટે
જંગલી તારા-કણોમાં ભળી ગયા વગર.
તું તારી ખુરશીમાં, હું આ તરફ
કાચના બારણાની,
આપણે એકબીજાથી જોજનો દૂર
મા,
જ્યાં સહાય
એ કેવળ ત્રિ-અક્ષરી શબ્દ છે.

## મૃત્યુકાવ્ય ☐ પ્રકાશ ભટ્ટ

અચાનક અચાનક
હું બની જઈશ ભૂતકાળ!

આ બધાય દશ્યોનું વિમોચન કરી નાખે
એવું તેજ
પ્રગટશે મારી કીકીઓમાં
'ને
ચંદ્ર, તારા, નક્ષત્રલોક
તમામેતમામને ભરી દેતું ગીત
રેલાશે મારા કંઠમાં,
ફીણ ફીણ થઈ જશે
દરિયો અવાજનો!

પથ્થરોને બોલકા બનાવી મૂકે,
આકાશને
તારસપ્તકના તાર માફક કંપાવી શકે
એવું પ્રખર – પ્રબળ મૌન
હાંસલ થઈ જશે મને
'ને અચાનક અચાનક
હું બની જઈશ ભૂતકાળ!

## કહી રાખું છું ☐ અજિત દત્ત

☐ અનુવાદ : ચન્દ્રકાન્ત મહેતા

[બંગાળી કવિતા]

તને કહી રાખું છું.
જો એની આંખમાં તેજ ન રહે,
તો આકાશમાંથી ઝરતા અજસ્ર પ્રવાહમાંથી
એક અંજલિ પ્રકાશ ઝીલી
તું એના મોઢા પર, એની આંખો પર,
છંટકાવ કરજે
જેથી એના મુખની બાલ્યરેખા પર જામેલી
લાંબા કાળની મલિનતા
ને એની આંખોમાં જામી ગયેલો અંધકાર
બધું ધોવાઈ જાય, ભૂંસાઈ જાય.
વળી તને કહું છું કે,
તું તે દિવસે મધ્યાહ્નસૂર્યના અગ્નિકુંડમાંથી
એના આખા દેહ પર એનો છંટકાવ કરજે
જેથી એના દેહની દીપાવલિ
દિવસ આથમતા નક્ષત્રલોકની તેજમાલામાં
ભળી જઈને એકરૂપ બની જાય.
તને આ વાત કરું છું
કારણ એને તારી પાસેથી જ
તેજ માટે ખોળો પાથર્યો હતો.
પણ તારા આંખની ઉજ્જવળતાને કારણે
તું એની તરફ દૃષ્ટિપાત કરતાં ભૂલી ગયો હતો.

☐ અરવિંદ ભટ્ટ

એ કાંઈ પંખીના હાથની વાત નથી
કે ગમે ત્યારે ગમે ત્યાં
ગમે તે પીછું ખેરવી શકે.

પાંખ માટે ભાર બની જાય
ત્યારે તે પીછું ખરી જાય છે.

ક્યું પીછું ક્યાં ખર્યું
તેની યાદ પંખી રાખતું નથી.

એવું પીછું તો કોઈક જ હશે
જે માળામાં ખર્યું હોય.

☐

## માતા ☐ વ્લેડીમીર હોલન

અનુ. : હર્ષિદા પંડિત

તમે કદી તમારી માને
તમારે માટે
પથારી પાથરતી જોઈ છે ખરી?
કેવી રીતે તે ચાદરને ખેંચે છે,
સીધી કરે છે,
સુંવાળી સુંવાળી બનાવીને ખોસે છે
કે જેથી તમને
એની એકાદ કરચલી પણ ખૂંચે નહીં.
એના શ્વાસ,
હાથ અને હથેળીની ગતિ
બધું વ્હાલું વ્હાલું લાગે છે.
જાણે હજી યે હાથ પરસીપોલીસમાંની
વિગતની આગ ઠારતા ન હોય
અને અબઘડીએ જ
દૂર ચીનના દરિયાકાંઠાના કે
અજાણ્યા સાગરના અનાગત
તોફાનને શાંત પાડી
પંપાળતા ન હોય !

## હેપી ન્યૂ યર ☐ દિનેશ દલાલ

હમેશની જેમ એ ફૂલો લઈને
એના ત્રણ ભૂલકાઓની કબર પાસે જઈ ઊભો.
શૂન્ય આંખો દશ્યોથી ઊભરાવા લાગી:
ક્રિસ્ટમસની એ બર્ફીલી પણ મસ્ત સવાર ...

દૂર ગગનચૂંબી ચર્ચમાંથી આવતો મધુર ઘંટનાદ ...

ભૂલકાઓ સાથે રસ્તામાં હસતા-રમતા ચર્ચ તરફ જવું ...
ચારે જણા ઘૂંટણિયે ...
ફાધરના મૃદુ શબ્દો,
"... in due time Christ died for ungodly ...
હે ઈશુ, અમને માફ કર ...
Peace on earth...Amen ... ...

ધડામ્ ... ધુમ્ ... ધુમ્ ... ધડામ્ ... ધમ્ ... ધમ્ ...
માતા મરિયમની રંગબેરંગી કાચવાળી બારીના ફૂરચા ...

ધગધગતા ગોળાઓની રમઝટ ...
ઝુમ્મરના હવામાં બાચોડિયાં ...

ફાધરના છૂટા પડી ગયેલા હાથમાં બાઈબલના નરફડતાં પાનાં ...
ઘંટનો મરણિયો કુદકો ...

બેન્ચોનું અગ્નિસ્નાન ...
ધૂંધવાયેલી મીણબત્તીઓના મોં પરથી ઊડી ગયેલું તેજ ...
ચારે દીવાલોનું મિલન ...
ચર્ચ ધરાને શરણ ...
ત્રણ શિશુ ઈશુને ચરણ ...

○

આજે કોણજાણે ક્યાંથી આવીને
પીળા પીળા પતંગિયાઓની પલટન ક્રોસની કતાર પર આરામ કરતી હતી!
ક્રોસને જાણે ફૂલ ખીલ્યાં હતાં!
"ચાલો હું નહીં હોઉં ત્યારે આ પતંગિયાઓ તો આવીને અહીં બેસશે!
ત્રણે એવા તો પતંગિયા પાછળ પાગલ હતા!"

ને એમ ને એમ ફૂલો સાથે પાછો ફર્યો.
લટાર પર નીકળેલા લેફ્ટનન્ટે જીપમાંથી જ કહ્યું.
"ગુડ મોર્નિંગ અંકલ. અરે તમારા દેશમાં કેટલાં સુંદર ફૂલો થાય છે!"
"હા, ભાઈ, અમારે ત્યાં સુંદર ફૂલો થાય છે. તેમ જ સુંદર ક્રોસ પણ ઊગે છે!
અમારા દેશની માટી જ કંઈ ઓર છે. લો આ ફૂલ."
"અરે આ તો નવા વરસની ભેટ! થેંક્યું અંકલ. ગુડ બાય ... હેપી ન્યૂ યર ટુ યુ ...."

## JEALOUSY □ Cesare Pavese □ Margaret Crosland

The old man has the land by day, and by night
a woman of his own-she was his till yesterday.
Taking her pleased him like laying bare the earth,
he would gaze at her lying in the dark
and waiting, She'd smile with her eyes closed.

Tonight the old man sits by the edge
of his field, but doesn't fence or stretch out his hand
to pull up a weed. Between the furrows he turns
over a stray thought. The earth shows
when someone has touched it and broken it up,
Shows it even in the dark. But no living woman
retains the shadow of a man's embrace.
The old man knows the woman only smiles
with closed eyes, waiting, lying on her back,
and knows all at once that over the youthful body
moves the embrace of another memory.
The old man can't see the field any more in the dark.
He goes down on his knees, grasping the earth
as though it were a woman and knew how to speak.
But the woman who lies in the dark doesn't speak.
The woman lying with closed eyes in the dark neither speaks
nor smiles tonight, from her tight mouth
to her pale shoulder. Her body shows
at last the embrace of a man the only one
that could mark her, and took her smile away.



## મારી પ્રિય:કવિતા ☐ મારુતી શાનબાગ ☐ અનુ.: દીપક મહેતા

સેઝારે પાવેઝનાં ઘણાંખરાં કાવ્યોમાં કથનનું તત્ત્વ હોય છે. તેમનું 'જેલસી' કાવ્ય પણ આવા સીધાસાદા કથનના તત્ત્વને લીધે ધ્યાન ખેંચે છે. એક વૃદ્ધ માણસની વેદનાને આ કાવ્યમાં વાચા આપવામાં આવી છે. પણ આ કાવ્યની લાક્ષણિકતા એ છે કે તેમાં આ વેદનાને અને તેની સાથેના સંકુલ ભાવસમૂહને વસ્તુનિષ્ઠ હકીકતોના નિરૂપણ દ્વારા વ્યક્ત કરવામાં આવેલ છે.

કાવ્યનો આરંભ આ પંક્તિ સાથે થાય છે:

The old man has the land by day and by night a woman

અહીં કવિ એક વૃદ્ધ પુરુષના જીવનની વાત કરે છે અને તેના જીવનની સીધીસાદી આયોજનાની તાસીર રજૂ કરે છે. day અને night એ બે શબ્દો જ તેના સમગ્ર જીવનનો ખ્યાલ આપી દે છે, અને પંક્તિમાં વપરાયેલો વર્તમાનકાળ તેના જીવનની ચક્રાકાર ગતિનું સાતત્ય સૂચવે છે. એ દિવસ અને રાત્રીનું દ્વૈત છે, તો સાથે સાથે આનંદના એકત્વની લાગણી પણ છે, કેમ કે:

Taking her pleased him like laying bare the earth

અહીં સ્ત્રી અને ખેતર એકમેકના પર્યાયરૂપ બની રહે છે, પણ જીવનના આવા સરળ લય પર કઠોર આઘાત થાય છે. આ પરિવર્તનનું અણધાર્યાપણું અને એ પરિવર્તનને લીધે તેના જીવનમાં ઊભો થતો શૂન્યાવકાશ આ પંક્તિ સચોટતાથી વ્યક્ત કરે છે – She was his till yeasterday. પહેલી પંક્તિમાંના વર્તમાનકાળ પછી આ પંક્તિમાં વપરાયેલો ભૂતકાળ તેની જીવનવ્યવસ્થામાં આવી પડેલ અણધાર્યા આઘાતને સાક્ષાત કરે છે, એટલું જ નહીં-આ પંક્તિ પછીની પંક્તિમાં ફરી વર્તમાનકાળમાં જ તેના આનંદનું વર્ણન કરવામાં આવ્યું છે તેથી એ આઘાતની ચોટ વધુ તીવ્ર બને છે.

કાવ્યનો એ પછીનો ખંડ લાગણીઓનો ઝંઝાવાત અને તેને પરિણામે પુરુષને થતી વ્યગ્રતાને એકાગ્ર કરે છે. એટલે એમાં tonight કેન્દ્રમાં આવે છે. રોજિંદી ઘટમાળમાં આવેલા પરિવર્તનનું સૂચન નીચેની પંક્તિઓમાં થાય છે:

Tonight the old man sits by the edge of his field, but doesn't fence, or stretch out to pull up a weed. Between the furrows he turns over a stray thought.

સ્ત્રી અને ખેતર એકબીજાના પર્યાયરૂપ છે તે અગાઉ સૂચવેલું છે જ એટલે fence, strech out to the hand furrows વગેરે મિથુનક્રિયાનાં પ્રતીકો બની રહે

છે. પણ આજે આનંદ માણવાને બદલે તે પુરુષ tunrs over a stray thought.

પણ સ્ત્રી અને ધરતી વચ્ચે સાધર્મ્ય છે તો વૈધર્મ્ય પણ છે: ધરતીને કોઈએ હાથ અડાડયો હોય, કોઈએ તેને ભગ્નાવરણ કરી હોય, તો તે દેખાઈ આવે છે. The earth shows when someone has touched it and broken it up. જ્યારે સ્ત્રી તો કોઈ પણ પુરુષના આલિંગનનો પડછાયો સુદ્ધાં સંઘરતી નથી. No. living woman retain the shadow of a man's embrace. પરિવર્તનની કોઈ જ બાહ્ય નિશાનીઓ દેખાતી નથી, છતાં પેલા વૃદ્ધ પુરુષને શંકા છે કે આજની રાતે બંધ આંખે હસતી આ સ્ત્રી ગઈ કાલે જે હતી તેની તે તો નથી જ. આથી જ –

and knows all at once that over the youthful body/ moves the embrace of another memory. બીજા કોઈક પુરુષના આલિંગનની સ્મૃતિનો સાપ સ્ત્રીના શરીરમાં સળવળી રહ્યો છે એ વાતને તે પામી જાય છે – ક્ષણ માત્રમાં જ. બીજાના હાથના સ્પર્શને ધરતી જે રીતે વ્યકત કરે છે તે રીતે સ્ત્રીનો યૌવનભર્યો દેહ વ્યકત કરતો નથી છતાં પુરુષ ખાતરીપૂર્વક જાણી જાય છે કે સ્ત્રીના દેહને બીજા કોઈકની સ્મૃતિ આલિંગન આપી રહી છે અને એ રીતે ફરી સ્ત્રી અને ધરતી વચ્ચેનું સાધર્મ્ય વ્યકત થાય છે. અંધારાને લીધે, પોતે જે ધરતી પર બેઠો છે તેને જોવાનું વૃદ્ધ પુરુષ માટે અશકય બની જાય છે. આ હકીકત દ્વારા તેની તથા સ્ત્રીની વચ્ચે વધતું જતું ભાવનાત્મક અંતર સૂચવાયું છે.

He goes down on his knees grasping the earth/as though it were a woman and knew how to speak. એ પંક્તિમાંના he goes down on his knees શબ્દો વડે ફરી મિથુનક્રિયાનું સૂચન થયેલું છે.

આ ખંડની શરૂઆતમાં દર્શાવ્યું હતું કે પુરુષ સ્ત્રી સાથેનો સમાગમ ટાળી રહ્યો છે. પણ હવે ફરી પોતે તેને તે ઝંખી રહ્યો છે. graspings the earth as though were a woman. પણ ધરતી તેની કાકલૂદીઓનો જવાબ આપી શકે તેમ નથી. ખંડના અંતમાં કવિ કહે છે –But the woman who lies in the dark dosen't speak. બન્ને વચ્ચેના 'કોમ્યુનિકેશન'નો સદંતર નાશ થયો છે. ભૂતકાળમાં જે પ્રતિભાવ મળતો તે તો સ્ત્રીના સ્મિત વડે સૂચવાતો જ્યારે આજે તો no smiles tonight, from her tight mouth to her pale shoulder. આ શબ્દોમાંનું વર્ણન મૈથુનક્રિયા વખતની સ્ત્રીની ઉત્સાહ-

શૂન્યતા સૂચવે છે. સ્ત્રીના હોઠ સખત રીતે બિડાયેલા છે, પુરુષના ચુંબનનો કોઈ પ્રતિભાવ તે વ્યક્ત કરતા નથી. તેમ જ તેના બાહુઓ પણ પુરુષની પ્રેમચેષ્ટાઓનો પ્રત્યુત્તર વાળતા નથી. સ્ત્રીના શરીરની આ જડતા પોતે જ બીજા કોઈ પુરુષ સાથેના તેના સંબંધનું ચિહ્ન બની રહે છે. જે પુરુષના આલિંગને આ સ્ત્રીના સ્મિતને પોતાની પાસેથી ખૂંચવી લીધું છે તે પુરુષની આ વૃદ્ધ પુરુષને ઈર્ષા આવે છે, બીજા પાસે એક વસ્તુ હોય, અને પોતાની પાસે તે ન હોય ત્યારે માણસમાં ઈર્ષાનો ભાવ જાગે છે. વૃદ્ધ પુરુષને ઈર્ષા આવે છે તે પેલા બીજા પુરુષની નહીં, પણ કોઈ અન્ય પુરુષના આલિંગનની. પોતે આલિંગન વડે સ્ત્રીના સ્મિતને ટકાવી શકતો નથી કે પ્રગટાવી શકતો નથી એ હકીકતથી પુરુષને વ્યથા થાય છે. પોતાની આ અશક્તિ તેનામાં કંઈક મહત્ત્વનું ખૂટતું હોવાની ચાડી ખાય છે. તેની આ અશક્તિને લીધે પુરુષના જીવનની સમગ્ર આયોજના ખળભળી ઊઠી છે એટલું જ નહીં, પણ તે એકાકી અને પોતાની જાતથી પણ જાણે કે અજાણ્યો બની ગયો છે.

વસ્તુનિષ્ઠ વિગતોના આલેખન દ્વારા આખું કાવ્ય ધીમે ધીમે જે રીતે ઊઘડતું આવે છે તે આ કાવ્યની એક વિશિષ્ટતા છે. આ કાવ્યની આ લાક્ષણિકતાને લીધે જ કદાચ હું તેના પ્રત્યે આકર્ષાયો. કથનાત્મક દૃશ્ય એકાદ ટૂંકી વાર્તાની જેમ અભિવ્યક્ત થવું જોઈએ, અને છતાં સાથોસાથ તેની કાવ્યાત્મકતા પણ જળવાઈ રહેવી જોઈએ. સેઝારે પાવેઝનાં ઘણાં બધાં કાવ્યો વાંચ્યાં પછી મેં મારી પસંદગી આ કાવ્ય પર ઉતારી, કારણ તેમાં કથનાત્મક કાવ્યનું કાઠું કઈ રીતે ઘડાય છે તે જાણવા અને જોવા મળે છે. વસ્તુનિષ્ઠ વિગતોના આલેખનને લીધે અહીં એક બાજુ કાવ્ય અમૂર્ત બની જતાં અટક્યું છે તો બીજી બાજુ સંકુલ સ્વરૂપના ભાવને પણ તે વશ કરી શક્યું છે, અને એ રીતે કથનાત્મક કાવ્યની આવશ્યકતાઓને તે સંતોષી શક્યું છે.*

---

* કન્નડભાષી મારુતી શાનભાગ કે. જે. સોમૈયા કૉલેજમાં તત્ત્વજ્ઞાન વિભાગ સાથે સંકળાયેલા છે.

મૃત્યુ □ વિપિન પરીખ

ફૂલોની પાંદડીમાં મને ઇન્દ્રધનુ દેખાતું બંધ થશે ત્યારે મારું શું થશે?
શું થશે મારું જ્યારે પ્રથમ વર્ષાના શીતલ સ્પર્શે
મારી ત્વચા ઉપરથી કોઈ ગીત નહીં ફૂટે?

□ જતિન દાસ □ અનુ.: વર્ષા દાસ

બહારથી ભીતર નજર કરતાં
ભીતરની વસ્તુઓ મારી આંખોમાં હરિયાળી બને છે.
બહારના ખીચોખીચ ભરાવાએ
આકાશમાં કાણાં પાડી દીધાં છે.

પરિચિતો-વિસરાયેલા ચહેરાઓએ મારા ઓરડામાં મૂળ નાખ્યાં છે.
અનુત્તર પત્રો મારા ગળામાં ઘનીભૂત થઈ ગયા છે.
શબ્દો અને નામો મારી દીવાલો પર
મારા માથાની છત પર થીજી ગયાં છે
વજનદાર, ઝળૂંબતાં વાદળોની જેમ.

હવે મારે જાણવું જોઈએ
મારું મસ્તક મારી પહોળી કાંધો પર ભારથી લટકે છે.
મારી દાઢી શિક્ષાની પ્રતીક્ષામાં તલપે છે
પણ મારો ઢાંકપિછોડો કરતો અપરાધ
હજી પણ બડબડે છે, પેલા રસ્તાના કૂતરા માટે
જે અજાણ્યાની ગાડી નીચે ચગદાઈ ગયું.

આ પ્રસંગને માટે
મારી પાસે આજ સુધી કોઈ ખુલાસો નથી.

મારા ભવિષ્યના પડછાયા
મારા અકર્મણ્યને આવરી લેશે.
પછી ક્યા બહાને હું
ટોપલીમાંથી પત્રને ઊંચકીશ.

દીવાલ મને કોરો વાંચી જાય છે.

જિજ્ઞાસા □ શિલ્પિન થાનકી

ઢાળ આવ્યે હું હવે ઢળતો નથી.
ને વળાંકે પણ કદી વળતો નથી.
દોષ મારો, કે પછી આ કાચનો?–
આઈનામાં હું મને મળતો નથી!
ક્ષીણ હું, કે પુષ્ટ કોલાહલ થયો?–
હું જ મારો શબ્દ સાંભળતો નથી!
આવરણ એકે નથી મુજ દેહ પર,
હું હવામાં કેમ ઓગળતો નથી?

## સંસ્કૃત કવિતા ☐ અનુ.: જશવંતી દવે

પહેલાં પ્રિયતમા સંગે
રાત્રે થઈ તિરસ્કૃત
એથી શું માનિની નિદ્રા
રીસાઈ છે વિયોગીથી ?

## બંગલાદેશ ☐ અમિતા મોદી ☐ અનુ.: ભાલ મલજી

નાતાલના એકધારાપણાથી વાજ આવી ગઈ છું.
નૂતનવર્ષ જેવું કાંઈ નથી, છે માત્ર આવતી કાલ.
સુશોભનો, રૂપેરી તોરણો, રંગીન બત્તીઓ
પ્લાસ્ટિક જીવનના જાણે પડછાયા.

કલ્પિત હાસ્ય, સંગીત, ઘંટારવ

અસંખ્ય સમૂહગાનથી થાય ઘોંઘાટમાં ઉમેરો
કોઈ ફેશનપરેડ માટે ભેગા થયેલાઓ દિવસની
પ્રાર્થના ગણગણતા હોય
ત્યારે ઈશ્વર એક ખૂણામાં મૌન ધરી ઊભો છે.
મીણબત્તીમાંથી ઝરતાં આંસુ લૂછે કોણ?

પરંતુ દૂરના એક દેશમાંથી સંભળાય છે
બચવાના આક્રંદ અને ગોળીઓનો અવાજ.
પૃથ્વીને ભાર લાગે છે તે કેવળ
પાપનો અને રક્તપાતનો
જ્યાં સાચું જીવન દાનમાં સમાય છે
અને ઈશ્વર વસે છે જનતાની જોડે.

જ્યાં નવું જીવન પાંગરે ત્યાં હોય નૂતનવર્ષ
જ્યાં એક રાષ્ટ્ર સોણલા સારું ઝઝૂમે
અને સપનાને આકાર સાંપડે,

જ્યાં નાતાલની ભેટ રૂપે આવે ખુદ મુકિત.

## ☐ પન્ના નાયક

હું કંઈ નથી
હું કોઈ નથી
હું કંઈ જ નહોતી.

પ્રગાઢ અસર વિનાની
બાહ્ય અને આંતરિક શૂન્યતામાં
ક્યાંલગ રાચવું ?
તળિયા વિનાના ડબ્બામાં
શું સંગ્રહી શકાય ?

છતાં ય
મેં તો નીચે કોઈ ઝીલનારું છે એમ સમજી
મારી સઘળી ક્ષણોના સૂરને ભેગા કર્યા
એક દિવસ જોઉં તો
મારી કૂખમાં
ઘૂઘવાટા કરતું કાવ્ય.

□ અરુણ પારેખ

ઘણીવાર મને એમ થાય કે સાંજ ઢળી ગઈ હોય, પવન વીંઝાતો હોય, ટેબલ-લેમ્પના અજવાળે હું કોઈ ગહન વિષયનું પુસ્તક વાંચતો હોઉં ને તું મારા રૂમમાં આવી ચડે. હાથમાંથી પુસ્તક ઝૂંટવી લે, ટેબલ પર બે હાથ ટેકવીને, નીચે ઝૂકીને મારી આંખોમાં આંખો પરોવીને પૂછી બેસે કે 'તારું મને ચાહવું એટલે શું?' અને હું બારી બહાર મન મૂકીને વરસતા આકાશ તરફ આંગળી ચીંધી દઉં.



પંડિતરાજ જગન્નાથ ▣ અનુ.: જયવંતી દવે

વાણી નિર્મળ ને સુધા મધુરથી આદેશ જે તેં દીધો
ના તેને સ્મરું સ્વપ્નમાં પણ ખરો ગર્વિષ્ઠ ને નિર્લજ્જ
આવા છેક જ પાપીને પણ પ્રભુ માને છે તું આત્મીય
ના કો નાથ દયાનિધિ તુજ સમો, મારા સમો મત્ત કે.

ફલશ્રુતિ □ હર્ષા શાહ

શિયાળાની સવારે
હું મારી એકલતાના અગ્નિથી સળગું છું.
પૂર્વ દિશાનો સૂરજ વધુ તેજીલો બને છે.
સાગરની લહેરીઓ સળવળી ઊઠે છે.
ઝાકળનાં કમળો આ અગ્નિને સુંવાળપ આપવા પ્રયત્ન કરે છે
પણ તે વરાળ બની ઊડી જાય છે.
કહેવાય છે કે
આગથી આગ બૂઝે
તેથી હું મારી એકલતાના અગ્નિની શાખે
ત્વચાને તાપણે બેસું છું.
ત્યારે મને થાય છે કે
આદમ અને ઈવે ચાખેલાં સફરજનને
માણસે ફળ માનીને ક્યાં સુધી ભોગવવું પડશે?

## જૂનુંપુરાણું ખેલાઘર ☐ કમલા દાસ ☐ સંજય ઠાકુર

તારા પ્રેમની પ્રલંબ ગ્રીષ્મમાં
ચલ્કીને પાળવાની ને તેને ઝાલી રાખવાની તેં યોજના ઘડી
જેથી તે અધૂરી મોસમને અને વછોડાયેલા માળાઓને જ નહીં, પણ
ઊડવાની તલસન જેવા પોતાના મૂળ સ્વભાવને અને
આકાશના અનંત માર્ગોને પણ ભૂલી જાય.
હજી એકાદ વધારે પુરુષને ઓળખવા ખાતર હું તારી પાસે ન'તી આવી,
પણ હું શું હતી તે શીખવા ને શીખતાં શીખતાં વિકસવા હું આવી'તી તારી પાસે
પણ તેં પઢાવેલો પ્રત્યેક પાઠ તારા જ વિષે હતો. તું ખુશખુશાલ
હતો–મારા શરીરની દાદથી, તેમી ઓશોહલાથી, તેને કોઠે પડી ગયેલી
છીંછરી ચહલપહલથી.
મારા મોઢામાં તારી લાળ ઝમ્યા કરી, મારે ખૂણે–ખાંચરે–
મારે રૂંવે રૂંવે – તેં તારી જાત રેડી દીધી.

મારી ક્ષુદ્ર વાસનાને તારા કટુમધુર સ્રાવથી તેં લીંપી દીધી, તું મને પરણેતર કહેતો
તારી ચામાં સેકેરીન નાખવાનું ને બરાબર ટાંણે વિટામિન ધરવાનું
મને શીખવવામાં આવ્યું હતું. તારા આસુરી અહમ સામે ઝૂકી પડી
મેં જાદૂઈ રોટલો ખાધો ને હું વામણી બની ગઈ.
સંકલ્પ ને સારાસાર બન્ને હું ગુમાવી બેઠી અને તારા સૌ પ્રશ્નોના
મોં-માથા વિનાના જવાબો જ લવી ગઈ. વૈશાખ
વેરાઈ જવા માંડે છે. પાનખરના બરછટ-વાયરા અને
બળતાં પાંદડાંનો ધૂમાડો મને યાદ આવે છે. તારો ઓરડો
હમેશાં નકલી અજવાળે બળે છે ને તારી બારીઓ સદાની
બંધ—એરકન્ડીશનર પણ ઝાઝું કામિયાબ નથી,
તારા શ્વાસની પૌરુષી વાસ એટલી બધી ફેલાયેલી છે કે વાઝમાં કાપેલાં
ફૂલો પણ ઇન્સાનના પરસેવે ગંધાવાં લાગ્યાં છે. હવે કોઈ
રંગ નથી, રાગ નથી, ગીત નથી, નાચ નથી, મારું મન તો છે
બધા ઓલવાયેલા દીવાવાળું જૂનુંપુરાણું ખેલાઘર. બળિયા આદમીનો કસબ તો
કાયમ એનો એ જ, જીવલેણ માત્રામાં એ પોતાના પ્રેમની આળપંપાળ કરે છે.
કારણ, પ્રેમ તો પાણીની પાળે ઊભેલો નાર્સિસસ છે, પોતાના જ એકલવાયા ચહેરાની
ભૂતાવળથી ઘેરાયેલો અને છતાં આખરે
એ પ્રેમે એક મંઝિલ, એક નિર્મળ સંપૂર્ણ મુક્તિ શોધવી જ રહી અને એણે
કચ્ચરકચ્ચર કરવા માટે
અરીસાઓને
અને
જળને ભૂંસી નાખવા માટે
આર્દ્ર રાતને
કૃત નિશ્ચયી કરવાં જ પડશે.

## ઘર ☐ પન્ના નાયક

આ એક ઓરડાનું ઘર
શૂન્યાવકાશ જેનો ભરચક એકલતાથી:
ન ખૂલી શકતાં – ચોમાસું ગયા પછીય અડી રહેલાં બે બારણાંઓ,
કટાઈ ગયેલા સળિયાવાળી વાંકી થઈ ગયેલી બારી,
વિસ્તારમાં ન હલી શકતી ભીંત,
આમ તો ક્યાં ઊંચો છે પણ ન ઓળંગી શકાતો ઉંબરો,
પડું પડું થતી પણ ક્યારેય ના અધ્ધર ઊંચકાતી એની છત.
મારા ઠીંગુ રૂપનું કારણ એ જ; એ જ મને એની હથેલીથી દબાવે છે,
પાણી ઊતરેલા કબાટમાં કહોવાય છે,
પડી પડી અતીતની પોથીઓ;
જૂનું મધ શરીરને સારું – શીશીનું ઢાંકણું ઊઘડતું નથી.
ટીપુંય ટેરવે અડ્યું નથી.
ઓશિકું ઊભરાય છે ઉજાગરાથી
પથારીના ત્રણ ભાગ: અતીત – વર્તમાન – ભવિષ્ય
અંતે તો એક જ
રોજ ઉકેલું છું – હું સૂઈ શકતી નથી – સંકેલું છું.
બહાર તો ઘણી કલબલ છે
કોલાહલ છે
કેવી સાકર જેવી સ્વાદિષ્ટ લાગે છે ક્યારેક તો એ:
આકાશમાંથી આવે છે આંગણામાં સૂર્ય ને ચન્દ્ર
લખોટી રમતાં કિશોરો, પણ એકેયને 'આમ આવો'
એમ હું બોલાવી શકતી નથી.
તારકોનું આખું બાલમંદિર છૂટે છે પણ એમાંથી એકેય
મારે ઘેર ભૂલું ય પડતું નથી.
પ્રત્યેક સ્ટેશને ઊભી રહેતી, પ્રત્યેક સ્ટેશને પહોંચતી ટ્રેનનો
હવે હું છુટ્ટો પડી ગયેલો – યાર્ડમાં કાઢી નાખેલો
ડબ્બો થઈ ગઈ છું.
ક્યાં ગયા એના સહુ યાત્રિકો ?
પૈડાં છે તોય સ્ટેશનની નજીક જ પડ્યો છે ડબ્બો

ત્યાં જ ઊપડતી ટ્રેનની વ્હીસલ વાગે છે
અને મારાથી ઊંચુંનીચું થઈ જવાય છે.
વળગણી ઉપરનો મારો લીલો કમખો —
રમકડાના પોપટનું કાપડનું લીલું પેટ ફાટી ગયું છે
તેમાંથી લાકડાનો વ્હેર નીકળી પડ્યો — તે
તે અને પેલો સુકાતો લીલો કમખો મારા મનમાં ભેગાં થઈ જાય છે.
સરોવરમાં સ્નાન ક્યારેય નથી કર્યું
કેવી વસ્ત્રરહિત ઝંખના,
સમુદ્રના હજાર હજાર હાથ મને આલિંગવા ઉભરાય છે
પણ હું તો અહીં છું; મારા ઘરમાં!



અભાવ □ ગુણવંત શાહ

ખાંડ?
સાડાચાર રૂપિયે કિલો.
ઘઉં?
ત્રણ રૂપિયે કિલો.
તેલ?
સાડાઆઠ રૂપિયે કિલો.

બધી ચીજોના ભાવ વધતા રહે ત્યારે
હું ભગવાનને
એક જ વિનંતિ કરું છું:
પ્રભુ!
મારો જીગરી દોસ્ત
વરસને વચલે દહાડે
પોતાના નાનકાને મુંબઈ બતાવવા આવે,
ત્યારે
મને એવું કદી ન થાઓ
કે
'એ હવે ક્યારે જશે?'

ઓહ એન્જિલા! □ યશવંત ત્રિવેદી

મીણબત્તીની જેમ
તું મારી સંમુખ ઊભી છે!
તારાં સ્તનો પર વાંચું છું
રિલ્કેના હસ્તાક્ષરોમાં લખેલી કવિતાઓ!
ને સાંભળી રહ્યો છું ભાષામાં
તારા અને રિલ્કેના બીડેલા હોઠ વચ્ચે
તું કેટલાક શબ્દોને ગોઠવતી હો ત્યારે
ટાવરના ટંકારને ચાંચમાં ઉપાડીને
ઊડી જતાં પંખીની નિરર્થકતાને.

હે ચિરકુમારી!
તું કેટલાં બધાં કવિસ્વપ્નોને
તારી ઋતુઓમાં ઢાંકીને બેઠી છે!

ક્યારેક
સાધ્વીઓનાં વસ્ત્રો પહેરીને
શોકાંતિકાઓ ગાતી હશે —
— ત્યારે હું ફરીને જન્મ લઈશ!

આપણી વાણી પીપળપાન: પોઢયા જાણે શ્રી ભગવાન!

વર્ષ ૭: અંક : ૩, ફેબ્રુઆરી, ૧૯૭૪

સળંગ અંક: ૩૯

# કવિતા

મુખપૃષ્ઠ: અશ્વિન મહેતા : શ્રાવણ ગુરવ

સજાવટ : દિનેશ દલાલ

[ દ્વૈમાસિક ]



સૂચનાઓ: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરૂભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

અમાસનાં અંધારાંમાં
હું તરવા ઊતર્યો;
ધોળે દિવસે –
કાચ જેવા સરિતાજળમાં
તરતાં ભોળું આવડતું,
પણ અહીં તો –
અહીં તો બધું – ડહોળું ...
અંધાર બંબાકાર! –

મુરલી ઠાકુર

૪-૪-૭૩

આપણી વાણી પીપળપાન: પોઢયા જાણે શ્રી ભગવાન!

વર્ષ ૭: અંક: ૩, ફેબ્રુઆરી, ૧૯૭૪

સળંગ અંક: ૩૯

# કવિતા

મુખપૃષ્ઠ: અશ્વિન મહેતા : શ્રાવણ ગુરવ

સજાવટ : દિનેશ દલાલ

[દ્વૈમાસિક]



સૂચનાઓ: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ પ્રેસ. મુંબઈ-૧.

અમાસનાં અંધારાંમાં

હું તરવા ઊતર્યો;

ધોળે દિવસે –

કાચ જેવા સરિતાજળમાં

તરતાં નહોતું આવડતું,

પણ અહીં તો –

અહીં તો બધું – ઝાંખું ...

અંધાર ઝળાકાર ! –

મુરલી ઠાકુર

૪-૪-૭૩

कविः करोति काव्यानि

रसं जानन्ति पण्डिताः ॥ એ વાત સાચી છે. પ્રત્યેક ભાવક પોતાની ભાવયિત્રી પ્રતિભા, વ્યુત્પત્તિ અને અભ્યાસ — અથવા, એક જ શબ્દમાં કહીએ તો 'અધિકાર' — જેટલું જ કાવ્યમાંથી પામી શકતો હોય છે. અને ઉત્તમાધિકારી ભાવક તો, ક્યારેક, કવિને પણ આશ્ચર્ય થાય તેવાં સૌન્દર્યસ્થાનો તેની કૃતિમાંથ શોધી કાઢતો હોય છે. બધા જ કવિઓ સમાન કલાકાર હોય છે એવું નથી. એટલે આવું બને તેમાં નવાઈ નથી. પણ ઉત્તમાધિકારી ભાવક પણ કૃતિનો જે મર્મ તારવે તે ખુદ કૃતિમાંથી જ નીકળવો જોઈએ; એટલું જ નહિ પણ કૃતિની કોઈ એકલદોકલ પંક્તિનો એ જે અર્થ કરે તે પણ સમગ્ર કૃતિમાંથી નીકળતા અર્થની સાથે સુસંગત હોવો જોઈએ.



KAVITA Regd. N·

कविः करोति का-

व्यं रसं जानन्ति पण्डिताः ॥ એ વાત સાચી છે. પ્રત્યે-
ભાવક પોતાની ભાવયિત્રી પ્રતિભા, વ્યુત્પત્તિ અ
અભ્યાસ — અથવા એક જ શબ્દમાં કહીએ તો
'અધિકાર'— એટલું જ કાવ્યમાંથી પામી શકતો હોય
છે. અને ઉત્તમાધિકારી ભાવક તો, ક્યારેક, કવિ
પણ આશ્ચર્ય થાય તેવાં સૌન્દર્યસ્થાનો તેની કૃતિમાં
શોધી કાઢતો હોય છે. બધા જ કવિઓ સમાન કલાકાર
હોય છે એવું નથી. એટલે આવું બને તેમાં નવાઈ
નથી. પણ ઉત્તમાધિકારી ભાવક પણ કૃતિનો જે
મર્મ તારવે તે ખુદ કૃતિમાંથી જ નીકળવો જોઈએ;
એટલું જ નહિ પણ કૃતિની કોઈ એકલદોકલ પંક્તિનો
એ જે અર્થ કરે તે પણ સમગ્ર કૃતિમાંથી નીકળતા
અર્થની સાથે સુસંગત હોવો જોઈએ.



## ગુજરાત દેશ □ ચંદ્રકાંત બક્ષી

ગુજરાત! કાલે સવારે પણ રાત પડશે
રોજની જેમ, બળવાની વાસ અને ટીયર–ગેસ અને નમકીન જખમો
હોસ્પિટલની બહાર લાશોની કતાર પર દુશ્મની ચાંદની વરસતી હતી
જીપોની હેડલાઈટોની.
ગઈ કાલે,
હું દૂર હતો, તૂટેલા પાણીઓના મુલકમાં
હોલવાયલી આગના રંગના આસમાનનગરમાં
મારી ચામડી ફરતી હતી
તારી ભૂતકાલીન અહિંસક કાયરતા પર –

આજે,
આંખો ફાટી રહી છે, કસક અને ઘુટનના ધૂમાડાઓ
છાતીમાં ભરીને તારા ઝિન્દાદિલ શહીદોનાં નામ વાંચું છું
અને રોજની ગોળીઓના રાઉન્ડ ગણું છું
ગુજરાત! તારાં જલતાં શહેરો વિધવાના આંસુઓ બુઝાવશે
પણ સફેદ ખૂનથી દબાયલા તારા કપાળના ડાઘ
નહીં મીટે.
આવતી કાલે,
મર્દોના દેશ, દેશોના દેશ, ગુજરાતદેશ
વિદ્યાર્થીના દાંતમાંથી વહેલા ખૂનના કસમ
સ્ટ્રેચરમાંથી ઊભો થશે ગુજરાતી માણસ
અને મારા ગુજરાત!
સવારે પડેલી રાતની ખાકમાં
નવનિર્માણનાં કદમ મૂકશે!

## બે કાવ્યો ▢ જયન્ત પાઠક

(૧)

ઉખાણું

જેમ જેમ
હું મારી પાસે આવવા કરું
તેમ તેમ મારાથી આઘો સરું!
જ્યારે જ્યારે
શબ્દને શોધવા નીકળું
ત્યારે ત્યારે મૌનને મળું!

જીવનને તાકું
ને મૃત્યુને જ વીંધું!
હું જ્યારે ઘરમાં હોઉં
ત્યારે જ વધારે બહાર હોઉં!
આશામાં
'છાપ' બોલીને સિક્કો ઉછાળું
ને 'કાટો' જ પડેલો ભાળું!

▢

આવાં આવાં ઉખાણાંમાં
અટવાયેલો હું
કવિતાની આંગળી પકડવા જાઉં છું
ને અકવિતાને કાંઠે ઝલાઉં છું.

(૨)

પછી જ્યારે
મારો મૃતદેહ તરીને કાંઠે આવ્યો
ત્યારે સમજાયું કે
ભાર લાગ્યો હતો
તે શરીરનો નહોતો
શ્વાસનો હતો.

## પવન નીકળ્યો છે ▢ ઉશનસ્

પવન નીકળ્યો છે પોલાણો મહીં પરબ્રહ્મના:
ખૂલું ખૂલું થતું મીંચાઈને ઊંઘી ગયું પોપચું,
સજાગ થતું કે વાયુઝોકે ઢળોળ્યું ઊંચુંનીચું;
અમથી આમથી આકાશોની મદાલસ જૃંભણા!
સમય નીકળ્યો છે વાસંતી રતુંબડ રંગનો,
લહરી આવી કે થોડી વેને ભરાતી શશિકલા,
નજરું મળી કે સંભોગાતી સ્મરે રતિ ઉર્વશી,
વરતું અણુઆરોયે ગર્ભે સ્ફુરંત નવાંગનો;
આમથી પડી રહે, રેખાઓમાં ભરાઈ ગયાં રૂપ
અવગણી શકાયે ના એવાં અધૃષ્ય પ્રભાવકો
લઘુ લસરકો કે કો ચ્હેરો! ચિરાઈ જતો ચક!
અમથી ફૂંક છંદે ને શબ્દો સ્વને ધ્વનિ ચુપચુપ

પવન નીકળ્યો છે રાનેરી
વાસ્રા પેરી, વસંતધ્વજ લઈ,
તિતલી-લિપિમાં જલ્દીજલ્દી
'ક્રાંતિ'સંજ્ઞા નિગૂઢ લખી કંઈ.

ગઝલ □ ભાનુપ્રસાદ પંડ્યા

સુગંધો હવામાં ભળી ગઈ હવે.
ફૂલોની લાશો બળી ગઈ હવે.

બગીચાના ખંડેરમાં યે જડે નહિ,
ઈમારત ભ્રમરની ઢળી ગઈ હવે.

તૃણોને થઈ શૂળ ઊગ્યાની શંકા,
બાવળની સંગત ફળી ગઈ હવે.

ખર્યું પાન ધૂળને કરે બે'ક વાતો.
ને જિંદગી સાંભળી ગઈ, હવે?

ગણ્યા જે શ્વાસો કૃપણની પેઠે
મૃત્યુની પોઠો રળી ગઈ હવે!



તલાશ □ ભાનુપ્રસાદ પંડ્યા

છોગાં ફરકાવતા
અવસરના અસવારોએ
ઉડાડેલી ખોટ,
ભરચક કોઠાર પર ભમતા
ધનેરુની વૈભવી ગતિમાં
રહેલું સ્વામિત્વ,
સાપની કાંચળીમાં
થીજેલા ફુત્કારી રોમાંચ,
મિત્રમિલનવેળા
બે હથેળીઓ વચ્ચે રહી ગયેલું
હસ્તધૂનનના પોલાણ,
સ્નેહ બની જવાનો
ક્યાંક શિષ્ટાચારે કરેલો
મરણિયો ઉચ્ચારણિયો પ્રયાસ,
શ્વાસોની સળીઓ વચ્ચે
સેવાતાં આકાંક્ષાઓનાં ઈંડાં
અને કોઈ મિષ્ટ ફળમાં
સળવળતી કોતરતી
ઈયળપણાની સલામતીની
આસપાસ રઝળે છે ક્યાંક
મારા સુખની તલાશ.



□ હરીન્દ્ર દવે

વનો ને ધાન્યોની ધરતી તજી પાછો નગરના
બહુ જોયાજાણ્યા પથ પર હવે પાય ધરતો:
અહીં ચોપાસે ના તરુવર, નહીં ખેતર-ખળાં,
ફરે રસ્તે માતો રવિ નકરી સિમેન્ટ ચરતો.

ઝૂકેલું આ નીચે ગગન ફરી ઊંચે ચડી ગયું
હવામાં કૈં ઝાઝા જનની નીતરે ગંધ, તરુઓ
ભમે રસ્તો ભૂલી અપરિચિત ને અંધ, સહુથી
સહારો ઝંખે છે વિટપ નિજ લંબાવી સઘળે.

અને હું જીવોના જગત મહીં જાણે જડ થઈ
સહુ દોરે એવો ગતિ કરું, કહે કોઈ અટકું:
ટકોરા વાગે ને ચરણ ફરતા થાય, વિરમે
નિહાળું ના આંખે કશું પણ, છતાં નિત્ય ભટકું.

ત્વચા ભેદી જવાલા (નસ મહીં હતી તે) સકલમાં
હવે તીણા દાંતે સમય કરડે છે સુખકથા.

## હજી ગાવું □ જગદીશ જોષી

એને સમજુની સાત ઘડી આલો, યા અલ્લા!
મારે એકાદું ગીત હજી ગાવું હો રામ.
એને પળનું યે પારખું કરાવો, યા અલ્લા!
મારે પળમાં તો પ્રાણ થઈ જવું હો રામ.

માંડેલું ગીત કદી પૂરું ના થાય કેમ
અંતરામાં અંતરાસ જતી:
કોયલના કાને એ કૂકડાની બાંગ બની
વનવનના વાયરાને ગાતી.
મોરપિચ્છ અડકે તો સળગું, યા અલ્લા!
કે વાંસળીના સૂરે નથી ન્હાવું હો રામ.

વીજળીના ઝબકારે ધરતીને જોવી, ને
ધરતીના કંપ થકી આભ:
કહી કોણ શકશે કે હોલવાતા સૂરજને
જોવા – ન જોવામાં લાભ?
કિનખાબી મીટ એક આલો, યા અલ્લા!
કે સૂકી નજરુંને કેમ વાવું હો રામ!

## □ હરીશ મીનાશ્રુ

સૂર્ય છે તલ્લીન મારા ધ્યાનમાં
ને હું બિલોરી કાચના મકાનમાં.
માછલી તરતી મૂકું છું મીણની
કૈંક વડવાનલ મળે વરદાનમાં.
ઊંટનાં પગલાં રચે મારી દિશા
સોંસરું જવું અડાબીડ રાનમાં.

ના મળે ક્યારેક પડછાયો મને
ફેલતો અજવાસ ભીના વાનમાં.
કે અતિથિ શો જવું છે ક્યાંય પણ
કાગડો બોલે છે કબ્રસ્તાનમાં.
વ્યર્થ છે સંદર્ભ તારા નામનો
હું જ હું મારા અનુસંધાનમાં.

જન્મ □ વિપિન પરીખ

કચરાની પેટી આગળ એક નાનકડું બાળક, - તાજું
ફૂલ જેવું ગુલાબી અને મુલાયમ.
એની આજુબાજુ પોલીસ,
એની આજુબાજુ ટોળાનું કુતૂહલ.
કોઈ એને ત્યાં મૂકી ગયું હશે -
કોઈ એને ત્યાં ફેંકી ગયું હશે!
કદાચ એની મા -
માનું હૃદય પણ ફૂલ જેવું
પોચું અને મુલાયમ, -
બાળક કણ ખાઈ ખાઈ કિકિયારી કરે,
હોસ્પિટલમાં કરે તેવી જ -
એના નાના નાના હાથ વલખાં મારે
કચરાપેટીની આજુબાજુ...

□ રાજેન્દ્રસિંહ રાયજાદા

ભાઈ!
મારું કામ કરીશ?
મારે એક સંદેશ પહોંચાડવો છે.
બુદ્ધ મળે તો કહેજે
કે -
રાઈ માટે ઘેર ઘેર ભટકતી ગૌતમીને
આજે વહેલી સવારે
મળી આવ્યું છે એક નવજાત બાળક
ગામને ઉકરડેથી.

□ પ્રિયકાન્ત મણિયાર

વૃક્ષને ઝુલાવતો પવન જ પાનખર લઈ આવ્યો
પણ મારી વૃક્ષઘટાના કેટલાંય પાન હજી તો લીલાંછમ છે
હા, કોઈક કોઈક ડાળે ડાળે પડવ થઈ પીતવર્ણું થઈ ચૂક્યાં છે
પણ સહુ હજી આ પવન પાગલ નથી થયો ત્યાં સુધી તો
વૃક્ષથી નથી વિચ્છેદવાના
પણ ના
આ એક આકુલવ્યાકુલ પંખી
શી ખબર વૃક્ષમાં શું શોધવા વેગથી ઘૂમી રહ્યું છે ડાળે ડાળે ને
તેની-ઝાપટે હજી તો ટકી રહેવાનાં હતાં તે પીતવર્ણું
ઢગલો થઈને ધરતી પર ઢળી પડે છે.

## ચાર ક્ષણિકા □ ચિનુ મોદી

૧

ચીતરેલા ચોકમાં બેઠું કબૂતર ક્યારનું
શેરીઓ ખૂંદી બધી, ઘૂ ઘૂ પછી પાછું ફરે.
કાટ લાગ્યા ઓરડે અંધારને ફંફોસતાં
ચાર પગ મારા-તમારા ડૂબવા ખાતર તરે.
જીરવી લેવું પડે છે શ્વાસનું ખૂટલપણું
કોણ નક્કી મોતની ફરિયાદ દર જન્મે કરે?
પાળિયાની શૂન્ય આંખોમાં બનાવી નીડને
નીતરેલા ચોકમાં ઘૂ ઘૂ પછી પાછું ફરે.

૨

પથ્થરોનો કંપ મારા ટેરવે
શ્વાસની થંભી ગઈ કોરી નદી.
અંધ જનના હાથ પકડી રાખતા
સ્પર્શના પાણીની મેલી આરસી.
લાવવો પડશે અહલ્યાનો સૂરજ
ભીની ભીની લાગતી તારી છબી.
પહાડનાં ધુમ્મસ-ભર્યાં રાતાં શિખર
આપણી વચ્ચે નગર, નાની નદી.



૩

ત્વચામાં થયાં લાખ આંદોલનો
હથેળી ભરી ચંદ્ર ઊગ્યા હશે.
દીવાલોની આંખો પુરાઈ ગઈ
ભર્યા એ ય દરિયાઓ ખાલી થશે.
તણખલાં લઈ એક ચલ્લી ઊડી
હવે કોણ મારા ઘરે આવશે.
મને માર્ગ પરથી જડયાં છે ખરાં
તમે એ જ પગલાંઓ ખોયાં હશે.

૪

મને શ્વાસના થાંભલે બાંધીને
પણછ પણ ચઢાવી, સમય કાંપતો.
હવે ક્યાં સુધી શક્ય સુનકારને
તરસ જેમ વધતો વધુ રોકવો.
પવનમાં ઉમેરાય અંધાર પણ
હતો એટલો યે ભરોસો ગયો.
ઉઝરડાય છે પથ્થરોની ત્વચા
અરીસે ઊભો કોણ આ કાંપતો?



* 'ક્ષણિકા' એ છૂટા ચાર શૅરથી એક જ રીતે અલગ પડે છે — પહેલા શૅરનો કાફિયા, છેલ્લા શૅરમાં, અનુભૂતિના વર્તુળને પૂરું કરવા, પુનઃ લાવવો અનિવાર્ય લેખ્યો છે. ગઝલ માટે ઉપયોગમાં આવતા કોઈ પણ છંદનો 'ક્ષણિકા' માટે ઉપયોગ થઈ શકે.

## પૂનમરેણુનો વાજે પાવો ☐ રાજેન્દ્ર શાહ

આભના ચાચર ચોકમાં આજે
સોળ કળાએ ઊજળી
પૂનમરેણુનો વાજે પાવો
કાળજે મ્હેરામણનાં મોજાં ઊછળે
બોલે : આભને મારી બેઉ ભૂજામાં લાવો.

આંખનાં યે આંજણથી મુને અદકું ઓરું લાગે,
જેટલી મેલું દોર જાણે કે એટલું એ જ તે આવે.
બેઉ બાહુ પસવારતાં
અડે કંઈ ન મુને
તોય કાયાને કંપ શો લાગે આવો!

ચેનમાં છું કે ઘેનમાં એનો ભેદ ન જાણું હું યે!
વેણ વ્હાલાંના પારકાં? મારાં? થાય તે એવું શું યે!
સોમલ એવી ચાંદની
પોશે પોશે પીને
ચકચૂર ઉરે અનુરાગને ઘેઘૂર ગાવો.

## વૃક્ષસંવનનાર્થીનું ગીત ☐ રમેશ પારેખ

સાવ રે સુક્કા ઝાડને જોઈ થાય કે એને ચાલ, હું લીલું પાંદડું બની વળગી પડું

ઝાડને એની લળક લળક સાવ રે સાચી છાંયડીનાં ઝાંઝર પ્હેરાવી દઉં
કોઈ ટપાલી જેમ હું એના સરનામે ફાગણના (અંગત) કાગળો ફેંકી જઉં
મેળામાં ખોવાઈ ગયેલો છોકરો એના બાપને જડે એમ હું છે તે ઝાડને જડું
સાવ રે સુક્કા ઝાડને જોઈ થાય કે એને ચાલ, હું લીલું પાંદડું બની વળગી પડું

ડાળીએ તેતર કાગડા પોપટ વાયરા જેવું આવવું-જવું આવવું-જવું થાઉં
ઝાડ પરોવી લઉં મારામાં એક લીલાકુંજાર દોરે હું ઝાડમાં પરોવાઉં
પંડના જણ્યા જીવને જેવો પહેલવારુકો અડકે માનો હાથ – હું એવું ઝાડને અડું
સાવ રે સુક્કા ઝાડને જોઈ થાય કે એને ચાલ, હું લીલું પાંદડું બની વળગી પડું.

કવિતાની ગતાગમ ☐ જેઈમ્સ રીવ્ઝ ☐ અનુવાદક : ☐ જગદીશ જોષી

પ્રકરણ : ૪

## કવિતા છે શું ?

હવે આપણે માટે પ્રશ્ન એ છે કે કવિતા એટલે શું ? પ્રારંભમાં જ કહી દઉં કે આ પ્રકરણ લખવું મુશ્કેલ બનવાનું છે. પણ, કોઈ પ્રકારની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કર્યા વગર આપણે કવિતા વિષે લાંબો સમય ચર્ચા ન કરી શકીએ. પોતે શાના વિષે કથન કરી રહ્યો છે એ અંગે સ્પષ્ટ ખ્યાલ ધરાવ્યા વગર કોઈપણ માણસ સ્થાપત્ય, શિલ્પ, ચિત્રકળા કે સંગીત જેવી મનુષ્યની અન્ય કલામય પ્રવૃત્તિ વિષે વાત નથી કરતો. અર્થસભર માંડણીથી થતી સ્વરની વ્યવસ્થા એટલે સંગીત, અથવા એવી કોઈ સંગીતની વ્યાખ્યા આપવામાં મોટા ભાગના લોકો રાંમત થશે; રેખા અને રંગની સાર્થ રચનાનું સર્જન એટલે ચિત્રકળા. કયાં કયો તત્ત્વોથી "અર્થ" ઘડાય છે એ વિષે સંગીતના અને ચિત્રકળાના તદ્‌વિદો કદાચ સંમત ન હોય, પરંતુ આ બે કલાની તાસીર વિષે તેઓ બહુ અસંમત નહીં હોવાના આમ છતાં, કવિતા શું છે એ વિષે લોકો આમૂલ રીતે કે આવેશમય રીતે પણ વિસંવાદી રહ્યા છે. મોટા ભાગના તજજ્ઞો ચોક્કસ સાહિત્યિક કૃતિને કવિતા કહેવામાં સામેલ હશે; પણ આવી સર્વ કૃતિઓને આવરી લેતી કવિતાની કોઈ એક વ્યાખ્યા પર સંમત થવાનું આવ્યું, કે વાણાતાણ શરૂ.

સંગીતની કે ચિત્રકળાની જે રીતે વ્યાખ્યા બાંધીએ છીએ એ જ રીતે કવિતાની વ્યાખ્યા પણ શા માટે ન બાંધવી? માનો કે આપણે કવિતાને શબ્દોના સાર્થ સંયોજનનું સર્જન કહીએ. પણ આ નહીં નભે. શબ્દોનો કોઈપણ પ્રકારનો વિનિયોગમાત્ર આમાં લગભગ સમાઈ જાય. આ લખતી વેળા જ હું શબ્દોનું સાર્થ સંયોજન રચી રહ્યો છું. પણ આ કંઈ કવિતા નથી. એ તો કોઈ પણ જોઈ શકશે. ખરેખર તો હું જે કંઈ લખી રહ્યો છું તે, તમે અવશ્ય જાણો છો તેમ, ગદ્ય છે; તમારે વધુ ચોક્કસ થવું હોય તો આને, કથનાત્મક ગદ્ય કે વર્ણનાત્મક ગદ્યથી વિશિષ્ટ એવું, વ્યાખ્યાત્મક કે વસ્તુસ્ફોટક ગદ્ય કહી શકો. આ તર્કબદ્ધ દલીલોનું ગદ્ય છે.

આની પછી, મોટા ભાગના લોકો જેનાથી પરિચિત છે તેવી કવિતાની થોડીક પંક્તિઓને જોઈએ, ચાલો.

**રાજદૂતકર્મનાં બણગાં, સત્તાની શાન,**
**બધી જ શોભા-આભા, સંપત્તિનાં સર્વે દાન,**
**બધાની જેમ પેલી અપરિહાર્ય ઘડીની જ પ્રતીક્ષા કરે છે:**
**મહત્તાના માર્ગો અંતે કબર પ્રતિ તો દોરે છે.**

આ શ્લોક ગ્રેની 'ઍલેજી રીટન ઈન એ કન્ટ્રી ચર્ચયાર્ડ' માંથી છે. અને કવિતા જ છે એમ સૌ કોઈ કહેશે. તો, તમે કહેશો કે પ્રાસયુકત અને કાકુયુકત પંક્તિઓમાં રચાયેલી શબ્દોની નિયત બાની એટલે કવિતા. પ્રાસરહિત અને અનિયત સ્વરૂપે પણ કૃતિ કાવ્ય કેવી રીતે હોઈ શકે છે; એ વાત બાજુએ મૂકીએ તો પણ, ઉપર્યુકત કથન વ્યાખ્યા તરીકે તો ન જ નભે. હવે, જુઓ, આ કેમ લાગે છે? આને તમે કવિતા કહેશો?

એકદા ઈન્ગ્લંડમહીં રે રાજ કરન્તો રાજા એક,
   અત્યાચારી, ક્રૂર, ભયાનક,
પોતા માટે તાજ પામવા
   નર્કાગારે જાતે જેણે આતમ સોંપ્યો છેક:
રિચર્ડ ત્રીજો નામ હતું એ અત્યાચારી કેરું,
   ત્રણેયમાં એ સાવ અધમ ને પાપી;
વિષાદ એણે દારુણ વેર્યો, કરતૂક એનું એવું
   એનાથી બદતર ના જડશે જોટો કોઈ કદાપિ.

કારણ, એની રગમાં પેલી હતી કામના તાજી
   હતી કામના, બને કદી એ ખંડખંડનો ભૂપ,
કંચનની એ કામ્ય એષણા માટે લગવી બાજી
   એ માટે તો એણે કેવાં કાર્ય કર્યાં અદ્ભુત:
કૈં કૈં કેવા ઉમરાવોની કતલ કરી'તી એણે,
   મુખીઓમાં જે મુખી એમની કરી કત્લ અનેક,
કરી શકે સ્પર્ધા હોદ્દાની જે જે જન વળી તેને
   વીણી વીણીને હણી લીધા તે રાજા આ અવિવેક.

મને લાગે છે કે ભાગ્યે જ કોઈ આને કવિતા કહેશે. આ કૃતિ ઘણી ચપ્પટ, પ્રયત્નપૂર્વકની ને યાંત્રિક છે. પંક્તિઓમાં કાપકૂપ કરીને, પ્રાસ ચીટકાવીને બનાવેલ આ તો એક ગદ્યખંડ જ છે. નિયત લય અને પ્રાસને બાદ કરતાં આને ગ્રેની ઍલજી સાથે કોઈ સ્નાનસૂતક નથી. આપણે સૌ સંમત થઈ શકશું કે આ બન્ને પદ્યનાં ઉદાહરણો છે, અને પદ્ય તો આ છે જ, છતાં પણ આ કંઈ ગદ્યના સામા છેડાનું સ્વરૂપ એવી કવિતા નથી. આમ છતાં પણ, ઘણાં આ પામી શકતાં નથી. કવિતા જાણે સાદુંસીધું પદ્ય જ હોય એમ આ લોકો વાતો કરે છે. તમે એક કથાવાર્તા લ્યો અને તેને પદ્યમાં કહી જાવ એટલે તે કવિતામાં કહ્યું કહેવાય એમ તેઓ માને છે. આ ખરું નથી.

એવા માણસો પણ છે જેઓ સ્વીકારતા જ નથી કે કવિતાની વ્યાખ્યા બાંધી શકાય. એને માત્ર 'પદ્ય' કહીને ત્યાં જ વાતનો ઈતિ લાવવાનું તેઓ વધુ પસંદ કરે છે. પણ કવિતા જો માત્ર પદ્ય જ હોત તો કવિતાના અસ્તિત્વની બધી સદીઓ દરમિયાન તેને મળતી રહેલી દાદને તે લાયક ન બની હોત: કે 'રીચર્ડ ધ થર્ડ'ની પંક્તિઓની ઍલજી કંઈક જુદી જ વસ્તુ છે એવી અનુભૂતિનો કોઈ પાયો જ ન રહ્યો હોત. ખરેખર તો, આ બીજું આપેલું કાવ્ય 'ધ લાઈફ ઍન્ડ ડેથ ઑફ કિંગ રિચર્ડ ધ થર્ડ' નામના કથાકાવ્યના પ્રારંભનો ભાગ છે. સંભવતઃ એ રાણી અલિઝાબેથના કાળ દરમિયાન રચાયું હશે. તમે પૂછશો કે એ આખું જો રસકસ વિનાનું અને ચપ્પટ રીતે જ રચાયું હોય તો આ કથા પદ્યમાં કહેવાથી કોનો કયો દહાડો વળ્યો? ગદ્યમાં કહેવાથી એ એટલું જ સારું, બલકે વધારે સારું થયું ન હોત? આ પ્રશ્નનો જવાબ ઐતિહાસિક છે ને તે નોંધવાલાયક છે. અલિઝાબેથના સમયમાં હજારો-લાખો લોકો હતા જે ન તો વાંચી શકતા કે ન તો તેમની કને પુસ્તકો હતાં. છતાં તેમને કથાવાર્તા તો ગમતાં અને આજની અંગ્રેજ પ્રજાને ગમે છે તેનાં કરતાં પણ ગીતો ગાવાનું તેમને ઘણું વધારે ગમતું. તેથી કથાકારો માટે પોતાની કથાને પદ્યસ્વરૂપમાં ઢાળવાનું રૂઢિગત હતું, જેથી લોકો તે યાદ રાખી શકતા અને બીજાઓ પાસે તેને પુનઃ કહી શકતા. આવી વાર્તાઓ ઘણીવાર ચોપાનિયાં કે મોટાં પોસ્ટરો પર છપાતી અને મેળામાં કે બજારોમાં વેચાતી. કોઈપણ એક મિત્રમંડળીમાં સામાન્ય રીતે એકાદ તો એવો હોય જ જે વાંચી શકતો હોય અને આ વાચક પાસે આવાં ચોપાનિયાંનો ભંડાર હોય જેથી બીજાઓ પાસે વાંચી કે ગાઈ શકે. ન વાંચી શકતા લોકો પાસે ઘણીવાર ગજબ સ્મરણશકિત હોય છે જેથી એક પદ્યકથા બે-પાંચ વાર વંચાય કે ગવાય એટલે એ જૂથના ઘણા લોકોને જીભને ટેરવે વસી જાય. નવી વાર્તાઓ માટે તેમને ખાસ્સી ભૂખ હતી; અને એ વાર્તા સહેલાઈથી યાદ રહી જાય એવા નિયત સ્વરૂપે હોય તો તો બસ હાંઉ: બાકી, ચાલતી કથાના પદ્યની ગુણવત્તા માટે તેમને ખાસ પરવા ન હતી. કારણ, પદ્યનો હેતુ જ આ છે: સાચી હોય કે કાલ્પનિક, પણ સલૂકાઈથી યાદ રહી જાય એમ ઘટનાઓને રસપ્રદ બનાવવી. મહિનાના કેટલા દિવસો તે સરળતાથી યાદ રહી જાય માટે ઘણા સમય પહેલાં કોઈ અનામી લેખકે રચેલું જોડકણું સૌ કોઈને યાદ હશે: 'ત્રીસ દિવસનો સપ્ટેમ્બર'. આમ, એક લેખકે કવિતાને "યાદગાર વાણી" કહી છે; પણ આ તો પદ્યની વ્યાખ્યા છે, કવિતાની નહીં. કારણ, વાંચી શકનાર માણસો માટે જ્યારે પદ્ય રચાય છે ત્યારે સ્મરણક્ષમતાનો મહિમા રહેતો નથી. ઘણાં લોકો વાંચી શકતા હોય છતાં કવિતા ખરેખર કંઠસ્થ કરે છે; પણ તે તો એમને મળતા આનંદ માટે જ; અન્યથા તેઓ ભૂલી જાય એ માટે નહીં.

તો, આપણે જોયું કે લેખનની કળા કે કસબનાં બે મુખ્ય વિભાગો છે: ગદ્ય અને પદ્ય. આપણે એ પણ જોયું કે કવિતા પદ્ય જ માત્ર નથી. એનો ભેદ પારખવો હમેશાં સુલભ પણ નથી અને કોઈ કોઈ કિસ્સામાં તદ્વિદો વચ્ચે મતભેદ પણ હોઈ શકે કે અમુક એક ફકરો કવિતા છે કે માત્ર પદ્ય. માટે, હવે પછી આપણે કવિતા અને પદ્યના ભેદ વિષે ચર્ચા કરવાની રહી. આ રીતે આપણે કવિતાની વ્યાખ્યાની વધુ લગોલગ આવી શકશું. ગદ્યના નમૂના ઉપર નજર ફેરવીને જ ચાલો, શરૂ કરીએ. ઍમિલી બ્રોન્ટીની નવલકથા 'વુધરીંગ હાઈટ્સ' નો પ્રારંભ આ રહ્યો:

> ૧૮૦૧ – જેને મારે વેઠવો પડશે એવા એકાકી પાડોશી –
>
> મારા મકાનમાલિક–ની મુલાકાતેથી હું હમણાં જ પાછી વળી છું. આ તો ખરે જ સુંદર પ્રદેશ છે! સમાજની ચહલપહલથી સદંતર દૂર એવા આ સ્થળ કરતાં આખા ઈન્ગ્લંડમાં બીજા કોઈ સ્થળે હું ઠરી શકી હોત એમ હું માનતી નથી. પૂરેપૂરા માણસગંધા માટેનું આ સાચું સ્વર્ગ: અને વિજનતાને આમારા બે વચ્ચે વહેંચી લેવા માટે મિ. હીથક્લિફ અને હું એવી તો સુંદર જોડી છીએ. એક અચ્છો આદમી! ઘોડા ઉપર બેસી હું ત્યાં ગઈ ત્યારે તેની કાળી આંખો આટલી વહેમાતી વહેમાતી એના ભવાંમાં સંતાતી જોઈ, અને મારું નામ કહ્યું ત્યારે એની આંગળીઓને સાવધાન સંકલ્પથી એના કમર-કોટમાં જ્યારે વધુ ઊંડે શરણ શોધતી જોઈ ત્યારે મારું હૃદય તેના પ્રત્યે કેવું આર્દ્ર થયું હતું એની તો એને કલ્પના જ ન હતી.

તમે સંમત થશો કે આ સીધુંસાદું ગદ્ય છે. લેખિકા પોતાનું વસ્તુ સ્ફુટ કરે છે અને તેણે લાંબી ને અટપટી કથા કહેવાની છે. આમાં વર્ણનના ભવ્ય-સુંદર ફકરાઓ આવવાના અને ખૂબ બળુકા ને કરુણગર્ભ સંવાદાત્મક ફકરાઓ પણ આવવાના. તેમાં હૃદયદ્રાવક ને રોમાંચક અનુભવોનાં કથન હશે અને મહાન કરુણાંત નાટકની એક અંતિમ મુદ્રા મૂકી જશે. ઍમિલી બ્રોન્ટીએ કાવ્યો પણ લખ્યાં છે અને એણે ભવ્ય કથાને પદ્યમાં અવતારવા પણ પ્રયત્ન કર્યો હોત. એમ ન કર્યું એ સાચે જ સારું થયું. તેનામાં એ પ્રતિભા જ ન હતી; અને શેક્સપિયરશાઈ ટ્રેજેડીને બાદ કરતાં, જે પૂરતું વિશાળ અને પૂરતી અનુનેયતાવાળું હોય, અને જે તેઓ પોતાની ગદ્ય નવલમાં લાવી શકયાં છે તે બધું અભિવ્યકત કરવા માટે જરૂરી સૂક્ષ્મતા અને પરિવર્તનક્ષમતા ધરાવતું હોય એવું, બીજું કોઈ કાવ્ય સ્વરૂપ નથી. એ પોતાના ગદ્યને અનેકવિધ હેતુઓ માટે પ્રયોજે છે; દૃશ્યને વર્ણવવા, પ્રસંગોના નિરૂપણ માટે અને ખાસ કરીને તો પોતાનાં

પાત્રોના વાણી, લાગણી અને વિચારોને શકય તેટલી વફાદારીથી આલેખવા માટે તેઓ ગદ્યને પ્રયોજે છે. આમ કરી શકે તો જ કથા પ્રામાણિક અને પ્રતીતિજનક બની શકે.

હવે આપણે બીજી એક નાટયાત્મક કથાના પ્રારંભને તપાસીએ; આ વખતે કોલરિજનું 'રાઈમ ઑફ ધ એન્સિયન્ટ મારિનર' નામનું પ્રલંબ ને સત્ત્વશીલ કાવ્ય.

એ એક પ્રાચીન ખલાસી છે,
અને એ ત્રણમાંના એકને અટકાવે છે.
'તારી લાંબી, ધોળી દાઢીના અને તારી ચળકતી આંખના સમ,
તું અત્યારે શા માટે મને રોકે છે?

'વરરાજાનાં કમાડ ખુલ્લાંફટાક છે,
અને હું તેનો ખૂબ નજીકનો સગો છું;
સાજનમાજન મળ્યું છે, મિજબાની જામી છે:
આનંદકિલ્લોલ સંભળાતો જ હશે.'

તે એને કંતાયેલા હાથે પકડી રાખે છે,
અને શરૂ કરે છે, 'એક જહાજ હતું.'
'મૂંગો મર! મને છોડ, ધોળી દાઢીવાળા પાગલ!'
અને તરત જ એ એનો હાથ લઈ લે છે.

એની ચળકતી આંખે એ એને નજરબંદી કરે છે–
લગનનો આ પરોણો થીર થઈ ગયો,
અને ત્રણ વરસના બચ્ચાની જેમ સાંભળ્યા કરે છે:
ખલાસીએ પોતાનો કક્કો સાચો કર્યો.

દેખીતું છે કે ઍમિલી બ્રોન્ટીના માધ્યમ કરતાં અને 'ધ લાઈફ ઍન્ડ ડેથ ઑફ કિંગ રિચર્ડ ધ થર્ડ'ના પેલા અનામી લેખક કરતાં પણ અહીં કોલરિજ જુદા જ માધ્યમનો ઉપયોગ કરે છે. ભાષાની મિરાતને એ વધુ નક્કર રીતે અને વધુ પ્રભુત્વથી પ્રયોજે છે. આ બે વકતાઓ જિવાતા જીવનમાંથી સાંપડેલા હોય એમ નિરૂપાયા નથી; મહાન નાટયાત્મક સંકેતના ક્રિયાવેગમાં ગૂંથાયેલા જાણે કે બે પાત્રો ન હોય એમ તેઓ આપણી ચેતના પર ચમકી જાય છે. ખલાસીની માત્ર ત્રણ લાક્ષણિકતાઓ જ નોંધાઈ છે: એની લાંબી, ધોળી દાઢી, એની ચળકતી આંખ અને એનો કંતાયેલો હાથ. આમાંની પહેલી લાક્ષણિકતા એની વૃદ્ધાવસ્થાનો અને એનો દેખાવ કોઈ એક પયગંબર જેવી આકૃતિનો નિર્દેશ કરે છે; બીજી લાક્ષણિકતા લગભગ પગલાઈની હદ સુધીના વળગણ

તરફ ઇશારો કરી જાય છે; અને શરીરની કાળી મજૂરીમાંથી પસાર થનાર આદમીના નંખાઈ ગયેલા હાલહવાલને દર્શાવવા આ કંતાયેલો હાથ પૂરતો છે. આ ખલાસી પ્રભાવશાળી પાત્ર છે એવો અણસાર પણ મળી રહે છે. અત્યંત મહત્ત્વપૂર્ણ કથાના ઉઘાડ પાસે આપણે આવી ઊભા છીએ એવો સંકેત આ શ્લોકમાંનું પ્રત્યેક તત્ત્વ કહી જાય છે; વાતાવરણ આવનાર સંઘર્ષથી તંગ છે અને ભયાનક ઘટનાઓના ઓળાથી ભારેખમ છે. એણે જે કથન આરંભ્યું છે એની પ્રબળતાની અસરે લેખકને જકડ્યો છે એની વાત તો આપણને કહી જાય છે અહીંની અચાનકતા, વેગ અને આલેખનનો સંયમ: ગદ્યને બહેકાવતી આડવાત માંડવાની અહીં નવરાશ જ નથી. 'વુધરીંગ હાઈટ્સ' માંનાં પ્રસંગો જેમ અહીંના પ્રસંગો કદાચ એટલા જ ગજબનાક અને હૃદયદ્રાવક હશે, પણ એને નિરૂપવાની રીત અહીં સદંતર જુદી જ હશે.

કોલરિજના ઉપાડના શ્લોકોની આગવી બળુકાઈની ગંગોત્રીના મૂળ બે ઠેકાણે છે: સંગોપેલી શક્તિનો નિર્દેશ કરતી ભાષાની નક્કરતા; અને સજીવ ચિત્રાત્મકતા ને એની નાદશક્તિ,[1] ખાસ કરીને લયની ઝડપી ગતિ.

કોલરિજે કથાકાવ્યના બાહ્યસ્વરૂપનો ઉપયોગ કર્યો છે પણ તેણે આને સાવ પોતીકું બનાવી દીધું છે. કેટલાંક જૂનાં કથાકાવ્યોમાંની ચપ્પટ અને પ્રેરણાશૂન્ય, પરાણે ઘસડાતી ચાલ અહીં સાવ અલોપ થઈ ગઈ છે અને એક નવું સંપૂર્ણ વૈયક્તિક તત્ત્વ અહીં ઉમેરાયું છે. હું માનું છું કે આને જ આપણે ચમત્કારિક તત્ત્વ કહી શકીએ. ચમત્કાર જો ક્યાંકથી આવતી પ્રચ્છન્ન શક્તિ હોય તો 'ધ એન્સિયન્ટ મારિનર'ને માત્ર પદ્યથી ભિન્ન પાડનાર લક્ષણને આપણે ચમત્કાર કહ્યે જ છૂટકો. પદ્ય જો સ્મરણક્ષમ વાચા છે, તો 'ધ એન્સિયન્ટ મારિનર' એ જાદૂઈ વાચા છે. એના ધ્વન્યાત્મક શબ્દોમાં આવૃત અર્થ છે—વાચકના વિચાર અને કલ્પનામાંથી એ અર્થ ઊગતો આવશે, જેમ સૂર્યપ્રકાશ અને ભિનાશની અસર તળે નાનકડા બીજમાંથી એક વૃક્ષ વિકસી ઊઠે છે એમ. બીજ વિષે તાઝગીથી વિચારનાર કોઈ પણ વ્યક્તિ એટલું તો જોયા વગર રહી શકે જ નહીં કે એ તત્ત્વત: જાદૂઈ ચીજ છે, કારણકે જાદૂનો અર્થ જ એ કે એ અનિવાર્ય છે છતાં અણચિંતવ્યું છે અને સંપૂર્ણ રીતે અણઉકલ્યું છે. બીજને પહેલીવાર જોનાર એમાંથી ઊગી નીકળતા ઓક-વૃક્ષની કલ્પના કોણ કરી શકે? અને છતાં, પરિચયથી, બીજ અને વૃક્ષનો સંબંધ અનિવાર્ય છે, સદા માટે ખુલાસાઓથી પર રહેલો હોવા છતાં. હું માનું છું કે બધી જ સાચી કવિતામાં આ જૈવિક જાદૂનાં અણુપરમાણ હોય જ છે, સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય તો પણ. કેટલાક લેખકોએ દાવો કર્યો છે કે કાવ્યો 'રચી' શકાય છે. તે આપમેળે વિકસેલાં છે એમ માનવાનું હું વધુ પસંદ કરું.

આપણે વિવિધ પ્રકારના કાવ્યો જોશું; પણ આ મૂળભૂત તત્ત્વની પકડ લેવા માટે આપણે હજી એક બીજા કાવ્યને જોઈએ—જેમાં આ જાદૂઈ તત્ત્વ છવાઈ ગયું છે. અહીં આપણે કિટ્સની "લા બેલ દામ સાન્સ મેર્સી" નામની આખી કૃતિ જોશું.

'હે તીર-કામઠાં ધારી! તને શું દુ:ખ, કહે દરબારી!
તું તો ફિક્કો ફિક્કો રઝળે ને એકલવાયો પ્રજળે.
સરવરનો આ છોડ અરેરે! સાવ ગયો મુરઝાઈ,
ને પંખીને કંઠે સૂરની ઊડતી નથી ફુવારી.

'હે તીર-કામઠાંધારી! તને શું દુ:ખ, કહે દરબારી!
તું કેમ આટલો લોથપોથ ને આવો કેમ ઉદાસ?
લણણી થઈ ગઈ, હાશ!
ખિસકોલીની બખોલમાં તો અનાજનો અજવાસ.

'બળ્યાં-ઝળ્યાં ઝાકળથી ભીની, ભીનીભીની,
તારાં ભવાં ઉપર ગુલછડી જોઉં: ગમગીની,
તારા ગાલ ઉપરનું ગુલાબ: મુલાયમ ઢળી પડી:
પાંદડીએ પાંદડીએ આંખો રડી પડી!

'મળે સુંદરી એક, અહો! શી ખુલ્લી આ હરિયાળી!
કોઈ પરીકન્યા: રૂપથી ભરીભરી ને છલછલ:
એનાં લાંબા કેશ: ચરણની હળવી હળવી ઠેસ:
આંખ તો પહોળી ને અલગારી.

'એને માટે ગૂંથ્યો હાર,
ગૂંથ્યા ઝીણા ઝીણા તાર: પરિમલ પ્રગટ્યો ખુશગવાર.
મહોબતની આંખોથી એણે જોયું મારી સામે,
અને એ કણસી આછું મીઠું: એનાં અંગ અંગ હરખાયે.

'મેં એને બેસાડી મારે ધૂમ દોડતે ઘોડે,
કાંઈ કશું નહીં જોયું મારા મનના કોડે.
એક તરફ એ ઢળતી, ગાતી ગીત,
ગીત પરીનું ગાતી: પરીની પ્રીત.

'મારે માટે મીઠાં મીઠાં કંદમૂળ એ લાવી
વનનું લાવી મધ અને શી ઝાકળની સોગાદ;
ખુલ્લે આમ અજાણી વાણી એની પ્રકટી ઊઠી,
"તને હું ચાહું સાચો સાચ": જિગરથી દીધી એને દાદ.

'પરીઓના એ મહેલે લૈ ગઈ: કેવી ત્યાંની ભૂમિ !
અરે! ત્યહીં એ રડી પડી: એ ધ્રૂસકે ધ્રૂસકે રડી.
એની પહોળી આંખોને મેં કરી દઈને બંધ –
મેં રહી રહીને ચૂમી: ચૂમી, ચાર વાર મેં ચૂમી.

'એણે તો નીંદરમાં મારાં ઢાળી દીધાં નયણાં,
અને મને એક ખૂબ સળગતું શમણું આવ્યું હાય!
શીતળ કો, પર્વતની પડખે હું તો સૂતો ક્યાંય –
કદી નહીં જોયેલા એવાં દાહ ભરેલાં શમણાં.

'રાજા, કુંવર, સૈનિક જોયા મરણતોલ ને ફિક્કા
ક્રન્દન તેઓ કરતા:
"દયા વિનાની આ તો સુંદર નારી
તેણે તુજને પકડયો કેદ! હે તીર-કામઠાંધારી!"

'આછેરા અજવાળે સૌના લુખ્ખાસુક્કા હોઠ
પ્હોળાં મોઢાં મને ચીંધતા: કરતાં એક જ ગોઠ:
શીતળ કો પર્વતની પડખે, હું તો જાગ્યો ત્યાંય –
કોણ હતો હું: ક્યહીં આવિયો: ક્યાંય નથી કોઈ છાંય!

'તેથી મારું મનડું રઝળે, એકલવાયું પ્રજળે:
સરવરનો આ છોડ ભલેને સાવ ગયો કરમાઈ
ને પંખીને કંઠે સૂરની ભલે ઊડે ન ફુવારી,
હું છું એવો તીર-કામઠાં ધારી!'

'ધ એન્સિયન્ટ મારિનર' સાથે સામ્ય ધરાવતાં બિંદુઓ આ કાવ્યમાં ઘણાં છે. આ કથનાત્મક કાવ્ય છે; કથાકાવ્ય કહી શકાય એવું પણ ખરું; પહેલાની જેમ અહીં પણ સઘન અને સાંકેતિક શકિત છે. સુંદર અને કુત્સિતને અહીં લગોલગ મૂકયાં છે;

મધ્યકાલીન પશ્ચાદ્‌ભૂ અને આત્યંતિક અવાસ્તવિકતા, આ કાવ્યના કુટિલ સંકેતને, અસ્પષ્ટ બનાવવાને બદલે ઉપસાવે છે. સ્પષ્ટ જ છે કે આ કાવ્ય ચમત્કારમૂલક છે અને જાદૂમાં ઘટનાઓને ઘાટ આપવાની શકિત છે એમ મનાય છે. 'લા બેલ દામ'માં કિટ્સ તો અપાર્થિવ અને કુટિલ સૌંદર્યની જૂની કથાનું માત્ર પુન: કથન કરતા હતા; શાપિત પ્રણય અને એની હતાશાની ભાવનાઓ એમનો પૂરેપૂરો કબજો લીધો હતો: અને જેની નાગચૂડમાં પોતાની જાતને પોતે પરવશ માને છે એવા ભયંકર પરિબળને ફેડવા માટે પોતે મથે છે – પોતાના કાવ્યના સર્જન દ્વારા કે કલ્પનાશકિતથી તેના પ્રતિનિર્માણ દ્વારા.

'ધ એન્સિયન્ટ મારિનર' અને 'લા બેલ દામ' બન્નેમાં ગદ્ય કરતાં કંઈ ભિન્નતર તત્ત્વ છે, સ્વાભાવિક કથન માટે કરાતા ભાષાના વિનિયોગ કરતાં કોઈ વેગળી રીતે જ અહીં ભાષા પ્રયોજાઈ છે એ આપણે જાણીએ છીએ. શબ્દોનાં સાચાં સ્વરૂપ, એની વિવિધ અને સૂક્ષ્મ નાદશકિતનાં લક્ષણો, કાવ્યનાં ખુદ આકાર ને એનાં રણકાર–ભણકારનું એક એવું મહત્ત્વ છે કે જે મૂળ કાવ્યથી અવિભાજ્ય છે.[૧] ગમે તો એમ પણ કહી શકો કે એને એક જૈવિક આકાર છે. એના નૈસર્ગિક આકારના વિચારમાંથી છૂટવું મુશ્કેલ છે. તમે કહેશો કે "ફૂલ એટલે ફૂલ જે "અર્થ" સંક્રાન્ત કરે છે તે નહીં અથવા આ જે કંઈ કથન કરે છે તે ય નહીં, પણ ફૂલ એટલે સીધું સાદું ફૂલ પોતે જ-એનો પ્રકાર, આકાર, રંગ, પોત, સુગંધ." 'ગુલાબ એટલે ગુલાબ એટલે ગુલાબ' –એટલે કે એ પોતે જ અને બીજું કંઈ નહીં. અર્થહીન અને હેતુવિહીન કે મૂલ્યવિહીન કોઈ ચીજ તરીકે ગુલાબનો વિચાર કરવો કઠિન છે. લોકોએ ગુલાબ માટે એટલી તો ઉત્કટતાથી આવું અનુભવ્યું છે કે તેઓ તો ગુલાબને અનેક જાતના સંકેતાર્થો વળગાડી બેઠા છે. કાવ્ય જોકે ગુલાબ નથી, પરંતુ ગુલાબના સ્વયંપર્યાપ્તિના, એની અનિર્વચનીય મહત્તાના, એના નિ:સંદેહ વ્યકિતત્ત્વના અંશો તો એમાં છે જ. બીજું, કદાચ વધારે નજીકનું, સમાંતર ઉદાહરણ છે – પંખીનું ગીત. કારણ, પંખીનું ગીત, ફૂલની જેમ, એક સાથે અનુભવાતું નથી: એ આરંભ પામે છે, અંત પામે છે; કાવ્યની જેમ, એ કાળના પરિમાણમાં અસ્તિત્વ ધરાવે છે. પ્રકૃતિવાદીઓ પંખીના ગીતના 'પ્રયોજન' માટે સંમત થઈ શકે–એ પ્રયોજન સંવનન હોય કે ચેતવણી હોય કે પછી જે હોય તે. પણ ગીતનો 'અર્થ' શો છે એ તેઓ જાણતા નથી: એક પંખીના ગીત કરતાં બીજા પંખીનું ગીત શા માટે ભિન્ન છે, અથવા એક જ પંખી એક કરતાં વધારે ગીતો શા માટે ગાઈ શકે છે એ તેઓ કહી શકતા નથી. ગીતનો હેતુ જે હોય તે, પણ એનો સીધોસાદો અર્થ એટલે ગીત પોતે જ. એક કાવ્ય કંઈ

પંખીનું ગીત નથી, જેમ એ કોઈ ગુલાબ નથી એમ જ. પણ જો તેનામાં સ્વયંપર્યાપ્તિના આ લક્ષણોમાંનું કંઈક ન જ હોય તો એ સાચું કાવ્ય નથી અને તો પછી, એ ગદ્ય-સ્વરૂપે રજૂઆત પામે એ જ વધુ ઉચિત છે.

એ. ઈ. હાઉસમને તો એટલે સુધી કહ્યું કે 'કવિતા એટલે કથનનું વસ્તુ નહીં, પણ કથનની રીતિ.' બીજા શબ્દોમાં, અર્થનું કોઈ મહત્ત્વ નથી: આકારમાં જ એની સર્વ મહત્તા. આટલી હદ સુધી આપણે જઈ શકીએ એમ હું માનતો નથી. કવિતા એટલે કથન અને કથનની રીતિ; અથવા બીજી રીતે કહેવું હોય તો કવિતા એટલે કથયિતવ્યને રજૂ કરવાની રીતિ જ, બીજું કશું નહીં. કવિતામાં આકૃતિ અનિવાર્ય અંગ છે જેને અર્થથી અળગી તારવી શકાય નહીં, અને એમાં અર્થ અને આકૃતિનાં સાયુજ્યની પ્રતીતિ એટલી ઘનિષ્ઠ છે જેટલી ગદ્યમાં હોઈ શકે નહીં અને હોવી જરૂરી પણ નથી.

દેખીતી રીતે જ જે કાવ્યો છે અને કાવ્ય કરતા બીજું કશું નહીં, એવા કવિતાના બે દૃષ્ટાંતો આપણે જોઈ ગયા: એમાં રહેલાં ગદ્ય વિરુદ્ધનાં લક્ષણો અને તેમાં રહેલી પ્રબળ સંકેતશક્તિને કારણે મેં એ બન્નેની વરણી સહેતુક કરી છે. કવિતા એટલે પદ્યવત્તા ચમત્કાર એ ખ્યાલને આ કાવ્યો વિશદ રીતે આકારે છે. કવિતા તરીકેની ઓળખ માટે બીજાં ઉદાહરણો આટલાં સરળ ન પણ હોય. ચમત્કાર વિના કાવ્યો સંભવી શકે? મૂળભૂત રીતે હું માનું છું કે એ સંભવી ન શકે; હા, ચમત્કારનું તત્ત્વ ઘણું સૂક્ષ્મ પણ હોય – જેને રાસાયણિક- વિશ્લેષકો 'ચિહ્ન' કહે છે એટલું જ હોય. જે ગદ્યથી બહુ ભિન્ન ન લાગે, અને કદાચ છે પણ નહીં એવાં કાવ્યોનાં–કહો કે, પદ્યાત્મક ગદ્યનાં – ઉદાહરણો આપણે જોશું. અત્યાર પૂરતું તો દેખીતી ભિન્નતાને નોંધવા ને નાણવા જેટલો જ પુરુષાર્થ આપણે કરી શકશું. જે ન લાગે આ કે ન લાગે તે, એવી છીંછરા કિનારાઓ કે રેતીના પથારા જેવી, મરુભૂમિમાં આપણે ક્યારેક જઈ ચડીએ, છતાં પણ જમીન અને સમુદ્ર વચ્ચેનો ભેદ પારખવાની શક્તિ તો આપણામાં હોવી જ જોઈએ. શુદ્ધ કવિતાની ચમત્કારિકતા પામવા માટે કાવ્યમાં રોમેન્ટિક કે ઉદાત્ત - ભવ્ય ભાષા હોવી જ જોઈએ એવું કંઈ અનિવાર્ય નથી. અહીં, પ્રકરણના અંતે, કોઈ અનામી કર્તાનો લોકકવિતાનો એક ફકરો છે તે જુઓ: લખાયો છે તુચ્છ જોડકણાં માફક પરંતુ એમાં ડાકણના શાપનો ઘૂંટાયેલો જુસ્સો તો છે જ. પોતાના આદમીએ અનેક વચનો આપીને તોડ્યાં છે, તેને છેતરી છે: એથી જ ઉશ્કેરાયેલી અને હતાશ થયેલી કોઈ સ્ત્રીની આ ઉક્તિ કદાચ છે. આ લયમાં રહેલો તોળેલો, તહોમતનો રણકો નિર્દેશ કરે છે તેમ કસબની સભાનતા સાથે આ રચાયું છે કે પછી, એકમાંથી બીજું કલ્પન ચાલ્યું આવે

આવી રીત, કળામાંથી સ્વાભાવિકતાથી ને અનિવાર્યતાથી જેમ ફૂલ ઊઘડતું આવે એમ, આ કાવ્ય અનાયાસ વિકસ્યું છે એ તો કોણ કહી શકશે?

ઠૂંઠાંનો બાગ જાણે ખીલ્યો કૈં હોય
એવો આદમી કરે છે ખાલી વાતો;
એક પછી એક લાગે ઠૂંઠાંઓ ફૂટવા,
જાણે બાગ તો બરફથી છવાતો.

વ્હેલેરો ખરતો અહીં જ્યારે બરફ,
એ તો લાગે જાણે પંખી છે દીવાલ પર;
ઊડતું રે જાય વળી જ્યારે એ પંખી,
એ તો ઊડતાં ગરુડ જેવું આભ પર;
આખું યે આભ જ્યારે પાડે છે ત્રાડ,
ત્યારે, બારણામાં સિંહ ઊભો આ તો.

બારણામાં ક્યાંક જ્યારે પડતી તિરાડ,
જાણે બરડામાં મારતું કો' ફટકો;
વાંસાને વળગે છે એવા કૈં સોળ,
જેમ હૈયે હોય ચપ્પુનો ચટકો;
અને હૈયેથી હોય જ્યારે વ્હેતું રે લોહી,
ત્યારે માનજો કે મોત સાથ નાતો

---

૧. નાદશક્તિનો અર્થ અહીં માત્ર શબ્દધ્વનિ પૂરતો છે – લય, પ્રાસ, સ્વર અને વ્યંજનની ગોઠવણ પૂરતો જ. વધુ પ્રચલિત શબ્દ 'સંગીતાત્મક' હું વાપરી શક્યો હોત પણ એની સંગીત સાથેની ગૂંચ મારે નિવારવી હતી; અને સંગીત તો કવિતાથી સાવ ભિન્ન પ્રકાર જ છે.

૨. 'અનુવાદ કરતી વખતે મૂળ કાવ્યને કેટલું શોપવું પડ્યું છે તે તો મારું મન જ જાણે છે! એટલે ભાવકોને વિનંતી કે તેમણે મૂળ કૃતિપણ જોઈ જવી.'– જગદીશ

## જૂનું પુરાણું 'ખેલાઘર' ની નાયિકાને ☐ યશવંત ત્રિવેદી

(કમલા દાસના કાવ્યની નાયિકાને પ્રત્યુતર)

ના, ના, ખેલાઘરની નાયિકા, ના!
પ્રેમની પ્રલંબ ગ્રીષ્મરાત્રિને
તું આપણા શૃંગારની શોકરાત્રિ કહી શકે છે?
આકાશના માર્ગો ભુલાવી દેવા
મેં ક્યારેય કોઈ ચલ્લીને પકડી નથી!
કદાચ તને મહાકાવ્ય વાંચતા આવડતું નથી.

રાત્રિના ખેલાઘરમાં કેટલીક ક્ષણોનો મિનિડ્રામા–
હું ધીરોદ્ધત્ત નાયકનો પાર્ટ ભજવતો હોઉં...
આમેય પુરુષનો આદિચહેરો જ અશ્વનો છે!
ક્યારેક મદોન્મત્ત ગર્જતા હાથીની જેમ મેં તારા અષાઢના દરવાજાને
પણ તમે સ્ત્રીઓ તો બહુ સેંટિમેંટલ હો છો!

હું તો તારા દ્વારા મને જ રચતો હતો.
અથવા કહે કે મારામાંથી હું તારો–પ્રેમનો ચહેરો જ રચતો હતો.
તને ખબર છે કે ફૂલોની ગંધલિપિ જ
ઉપવનના ભાગ્યને આલેખે છે?
તારી ક્ષુદ્ર વાસનાને મેં મારા કટુમધુર સ્રાવથી નહોતી લીંપી દીધી, ઓ નાયિકા
હું તને ભાગવતના આદિજલના સરોવરમાં
નિર્વસ્ત્ર લિપિથી ...
તેં પૃથ્વીની જેમ કદાચ મને ઝીલ્યો નથી
નહિ તો તારા ગર્ભમાં અનાગતની કોઈ પણ વસંતને ...

મારી ચામાં સેકેરીન નાખતાં નાખતાં, મને વિટામિન દેતાં દેતાં
તારે શું ગુમાવવું પડ્યું છે?
બાથરૂમમાં મારો ટુવાલ મૂકીને તડમાંથી
તેં મને ખુશખુશાલ થઈ ગાતો કે સીટી મારતો નથી સાંભળ્યો?
ને મારાં કપડાં વળગણીએ સૂકવતાં સૂકવતાં
ઊંચો થઈ ગયેલો તારો હાથ આકાશને અડી ગયો છે
તેની તને ખબર છે?
નહિતર આકાશ તો બહુ ઊંચું હોય છે!

કેટલા બધા ક્રૉસના ટેકા પર એક પુરુષને રચવામાં આવે છે
તે તું જાણે છે?
પણ જવા દે .........
આવ, આજે ખેલાઘરમાં !
ને શૃંગારરાત્રિના ઘૂંઘટને ખોલીને એટલું ગા, તું એટલું ગા!
કે આર્દ્ર રાતની બારીઓમાંથી
વહેલી સવારે
મિલના ધુમાડા અને રાજાબાઈ ટાવર પર થઈને
ઠુમરીનો અવાજ
નીકળી જાય શહેરની બહાર ...

## મરુપથ ☐ બુદ્ધદેવ બસુ ☐ દિનેશ દલાલ

[ બંગાળી કવિતા ]

જ્યાં સુધી પાછા વળવાનું શક્ય હતું ત્યાં સુધી કંઈ પણ સમજાયું નહિ.
અને જ્યારે ડોકિયું કર્યું, ત્યારે નજરે પડી કેવળ રેતી; અવકાશહીન ક્ષિતિજ;
કરોળિયા, કાંટાળી ઝાડી, બે-એક હાડપિંજરિયા ઊંટ;
અને ભાપાની વસ્તીને ઘેરો નાખીને પડેલું આકાશનું વિરાટ ખોખું

ધીરે ધીરે ઘર્ષણથી બધી ભાવના ભસ્મ થઈ
સ્થગિત થઈ જાય છે. સૂર્યના પ્રખર કિરણો એના
માંસ - મેદને ગૂંગળાવી દે છે એને પાતાળમાં પાછો જન્મ આપવાને માટે;
અને એની તૃષ્ણા કૂતરાના ટોળાની જેમ પાછળ પાછળ ચાલે છે.

અંતમાં, જ્યારે મૃગજળનો પડદો ફાટે છે, ત્યારે દેખાય છે, પહેલવહેલું ખજૂરનું ઝાડ,
રેતીના કાળા કૂંડાળામાં પ્રસવનું મૃદુ અનુમાન –
એ ઘૂંટણ ટેકવીને બેસી જાય છે ને આંગળીઓ પાગલ થઈ ખાડો ખોદી
પાણી કાઢવા લાગે છે :

ચાંગળું પાણી તૃષા છિપાવી શકતું નથી. ત્યારે નવી ઋતુનો સ્પર્શ
પોતાના બીજને વેરી દે છે; ભીના હાથ, ને કોણીના વાળના
મૂળિયામાંથી ફૂટે છે ફળ;
દર્શનપ્રિય કંઠમાંથી ગુંજી રહે છે સંધ્યાકાળની અલ્લાહની બાંગ.



ભેંકાર —

પાળિયાની જેમ મારી એકલતા આરડે ને પાદરની જેમ તમે ચૂપ
વીતેલી વેળમાં હું જાઉં છું સહેજ ત્યાં તો આંખો બે આંસુ સ્વરૂપ.
શમણાં તો પંખીની જાત મારા વ્હાલમા
કે ડાળાં માળીનો કોઈ કૂપર — પાળિયાની૦

આંગણામાં પગલાંઓ અંકાયા લાખ છતાં ઘરમાં તો ભમતો ભેંકાર
પીપળાનાં પાંદડાંઓ ખરતાં થયાં ને છતાં ડાળીને લાગ્યા કરે ભાર,
પડઘાના ભ્હાડ મને ઘેરીને બોલતા
કે તરણાંની ઓથ લઈ છૂપ. — પાળિયાની૦

ચકલી થઈને એક તરણું હું લાવતી ને ગોઠવું છું નાનકડું નીડ,
ભમરાની ભીંત ચણી ક્યાં લગ રે બેસવું, મજાસ હોવાની મને ચીડ,
આપણો અજાણી એક લાગણી ને લાગણીનાં
ચોર્યાશી લાખ થયાં સ્વરૂપ — પાળિયાની૦

ચિનુ મોદી

← ચિનુ મોદી

કેથેલીન રેઈન ↓

એલિઝાબેથ જેનિંગ્સ ↓

# પ્રતિબિંબની ઉક્તિ

હે બિંબ,
આપણે કેટલાં નિકટ આવતાં જઈએ છીએ!
જે તારામાં છે તે બધું જ મારામાં છે—
એક મસ્તિષ્ક
બે હાથ
બે પગ
એ જ સકલ રૂપરંગ!

વાસ્તવમાં તો તું જ ઝંખે છે
મને તારામાં સમાવવા.
અને માટે તો
તું નજીક અતિ નજીક
વધુ અને એથી યે વધુ નજીક
સરતું આવે છે.
ક્ષણમાં જ એક થઈ જઈશું આપણે જાણે!
લો, આ તેં મને તારામાં સમાવી...

અરે! પણ કોઈ આ દર્પણ તો ફોડો...!

૨૬/૮/૯૩

ઈશ્વરભાઈ

ઘાસલ ગીત □ જયંત મહાપત્ર □ જગદીશ જોષી

અહીં, કોઈ સામાન્ય પથ્થરની શિલા ઉપર
ભકિતના ભૂરા ઓળાઓ વિરમ્યા છે;
એક રાખોડી ઘુવડ માથેથી ઊડી જાય છે,
એકાદ ધર્મ-સ્તોત્રના અંતિમ સ્વરો થરથરીને વિખેરાઈ જાય છે.

દીવડાના ઝાંખા પ્રકાશમાં
એક પુરુષ પોતાની પહેલાંની પરણેતર સામે જોયા કરે છે.
પેલે પારની ટેકરીના ઢોળાવ પરથી ઊતરતું છેલ્લું ગાડું દડયું આવે છે.
વરસાદમાં ઘાસના છેડા રૂપેરી છોગાં ધારે છે.

પથરાય છે, એક નદી ચુપકીદીથી કાંઠા છલકાવીને વહી જાય છે.
ખરડાયેલા ખડક ઉપર એક નાનું ખાબોચિયું
ચંદ્રના ભૂતિયા પ્રકાશમાં કાંપે છે.
કોણે, ધરતીએ પોતાનો શ્વાસ રૂંધ્યો?
કે પછી, અહીં કોઈ માણસ જેવું હશે?
ગોંધાયેલા મોટા કુટુમ્બોનો ઘોઘાંટ
નાજુકડી સીમમાં પથરાય છે.
દેવ-થાનકની ચીંથરેહાલ ધજા પવનમાં બથોડિયાં ભરે છે.

બેઉ માણસ જયારે સૂવા માટે લંબાવે છે ત્યારે
સ્ત્રીની આંખનો કોઈ મરમ ધણીને પોતાનાં મનનાં મેલ ધોવા લલચાવે છે.
ભોંમાંથી ઊઠતો, કોઈ છાનો ધબકાર:
નહીં વેડફેલી કોઈની પળો, આછીઆછી ઉપર તર્યા કરે છે;
ગંઠાયેલું જરઠ ઝાડ શરીરનું ભડથું કરી મૂકે છે, તારોડિયાં હેઠે,
હવામાં દેવો ટહેલ્યા કરે છે, હાડકાંની વચ્ચે.

ઘાસલ ગીત □ જયંત મહાપત્ર □ જગદીશ જોષી

અહીં, કોઈ સામાન્ય પથ્થરની શિલા ઉપર
ભક્તિના ભૂરા ઓળાઓ વિરમ્યા છે;
એક રાખોડી ઘુવડ માથેથી ઊડી જાય છે,
એકાદ ધર્મ-સ્તોત્રના અંતિમ સ્વરો થરથરીને વિખેરાઈ જાય છે.

દીવડાના ઝાંખા પ્રકાશમાં
એક પુરુષ પોતાની પહેલાંની પરણેતર સામે જોયા કરે છે.
પેલે પારની ટેકરીના ઢોળાવ પરથી ઊતરતું છેલ્લું ગાડું દડયું આવે છે.
વરસાદમાં ઘાસના છેડા રૂપેરી છોગાં ધારે છે.

પથરાય છે, એક નદી ચુપકીદીથી કાંઠા છલકાવીને વહી જાય છે.
ખરડાયેલા ખડક ઉપર એક નાનું ખાબોચિયું
ચંદ્રના ભૂતિયા પ્રકાશમાં કાંપે છે.
કોણે, ધરતીએ પોતાનો શ્વાસ રૂંધ્યો?
કે પછી, અહીં કોઈ માણસ જેવું હશે?
ગોંધાયેલા મોટા કુટુમ્બોનો ઘોઘાંટ
નાજુકડી સીમમાં પથરાય છે.
દેવ-થાનકની ચીંથરેહાલ ધજા પવનમાં બથોડિયાં ભરે છે.

બેઉ માણસ જ્યારે સૂવા માટે લંબાવે છે ત્યારે
સ્ત્રીની આંખનો કોઈ મરમ ધણીને પોતાનાં મનનાં મેલ ધોવા લલચાવે છે.
ભોંમાંથી ઊઠતો, કોઈ છાનો ધબકાર:
નહીં વેડફેલી કોઈની પળો; આછીઆછી ઉપર તર્યા કરે છે;
ગંઠાયેલું જરઠ ઝાડ શરીરનું ભડથું કરી મૂકે છે, તારોડિયાં હેઠે,
હવામાં દેવો ટહેલ્યા કરે છે, હાડકાંની વચ્ચે.

## સિમ્ફની ☐ સુરેશ દલાલ

ગર્ભનો અંધકાર
અને ચિંતાની જ્વાલા
આ બન્નેમાં
છેવટે તો માણસ
એકલો જ છે
–તો પછી
આ બન્નેની વચ્ચે
એ શાને રચે છે
મૃગજળોમાં
સંબંધોના બિલોરી મહેલ?

શબ્દોના પીંજરામાં પુરાયેલો પ્રેમ
સળિયા સાથે માથું પણ અફાળી ન શકે
એટલો બધો અશક્ત
અને લાચાર છે.

પ્રેમની શરૂઆત કરવી હોય તો
ચાલો,
આપણે એકરાર કરીએ
કે આપણે
એકમેકને પ્રેમ કરતાં નથી,
કદાચ
આ એકરારની કેડી પર જ
મળી જાય
ગાંધી કે બુદ્ધ જેવા
One Tree Hillની આબોહવા

આપણે તો હૃદયને
હીરોશીમા જેવું કરી મૂક્યું છે.

આપણે માટે પ્રેમ એટલે સલામતી,
આપણે માટે પ્રેમ એટલે સગવડ.
આપણે માટે પ્રેમ એટલે
સ્પર્ધા, ઈર્ષ્યા, શંકા,
આપણે માટે પ્રેમ એટલે
નહીં અયોધ્યા, નહીં લંકા
આપણે માટે પ્રેમ એટલે
ભય પર વીંટાળેલું રેશમ;
આપણે માટે પ્રેમ એટલે આપણે
અને આપણે એટલે 'હું', મારો અહમ્.
આપણા શિખર પર
રોજ રોજ પળે પળે થાય છે
અહમ્‌નો સૂર્યોદય.
હુંનો સૂર્યાસ્ત થશે
ત્યારે જ ગગનમાં ઘડીભર
ગેરુઓ રંગ છવાઈ જશે
અને પછી અંધકારમાં
આપણે એકમેકને સ્પર્શથી ઓળખશું,–
–સ્પર્શની પેલે પાર રહેલા સૂરજમુખી જેવા
પ્રેમને પામવા માટે.

આપણને તો અંધારું
સાપ થઈને ડંખે છે
પણ ત્યાં જુઓ.–
અંધકારની કાળી સડકનો પરિચય છોડી દિયો
તો જ દેખાશે
લાલ માટીનો રસ્તો.
ફૂલોની મહેફિલમાં પતંગિયા
પતંગિયાની મહેફિલમાં ફૂલો
વૃક્ષ, પંખી અને આકાશની સિમ્ફની;
જાણે કોઈક અદીઠ હાથ
આપણને આભાની વચ્ચે લઈ જતો ન હોય!

મીરાંના હૃદય જેવી એક કેડી પર
અંકાયું છે ગીત.
વૃક્ષની ડાળીએ ડાળી વાંસળી થઈને
વહે છે એના સૂર.

હું તો તમને પ્રેમ કરું છું.

જનમજનમની જમુના વહેતી
એક ગીતને રટી રહેતી
નહીં જાણું હું કેમ કરું છું!
હું તો તમને પ્રેમ કરું છું!

એક ગગન એવું છવરાયું
પાંપણની પાછળ પથરાયું;
ઝાકળ જેવું ઝીણું ઝૂરું છું;
હું તો તમને પ્રેમ કરું છું.

નહીં જાણું હું કેમ કરું છું
હું તો તમને પ્રેમ કરું છું!

શબ્દની કેડી પર ચાલી ચાલીને
શોધું હું અશબ્દનું પોઈન્ટ.
એક એવું પોઈન્ટ
જ્યાં Sunrise અને Sunsetની
અવસ્થા હોય
એનો અર્થ કે અવાજ કે અર્થઘટન ન હોય!
બધાંની સાથે સાથે નીકળી પડવું
અને બધાની લગોલગ
અને બધાંથી સાવ અલગ થઈને
અંધકારના તંબુમાં
ગીતની પંક્તિઓ ગૂંજ્યા કરવી
માત્ર
આપણા જ કાન સાંભળી શકે એમ......

અમે શબ્દોને શોધવા નીકળ્યા હતા
અને પંખીના ગીત લઈ પાછા વળ્યા;
અમે ફૂલોને શોધવા નીકળ્યા હતા
અને ઝરણાંનાં સ્મિત લઈ પાછા વળ્યા!

અમે દરિયાને શોધવા નીકળ્યા હતા
અને વાદળને લઈને પાછા વળ્યા;
અમે તારાના ઝુમ્મરને આભે ટાંગ્યા
અને ઝાકળને લઈને પાછા વળ્યા!

સાપ થઈ ડખ્યું આ અંધારું રાતનું
ને અમરતની કૂપી લઈ પાછા વળ્યા;
અમે ધુમ્મસને શોધવા નીકળ્યાં હતા
અને લઈને સુરજમુખી પાછાં વળ્યા!

[જન્મભૂમિ]



સંસ્કૃત કવિતા □ અનુ.: જશવંતી દવે

જેણે જાતે ભોગવી ન્હોય પીડા
તે પીડે અન્યને
તે તો ઠીક,
પણ, કામદેવ તું;
જાતે બળી જવા છતાં
બાળે છે અન્યને!
કહેવું શું તને?

પ્રિય ભાઈશ્રી સુરેશ દલાલ,

'કવિતા'ના ૩૯મા અંકમાંની કેટલીક કૃતિઓ મને ખરેખર ગમી. તેમાંથી મારી દષ્ટિએ પારિતોષિકને પાત્ર કૃતિ કવિશ્રી ઉશનસ્‌ની 'રાત' છે. આખી કૃતિ મનમાં રમી રહે તેવી છે.

સુંદરજી બેટાઈ

**એક પત્ર □ મેઘનાદ હ. ભટ્ટ**

મારા ઘરની દીવાલોને દ્વાર ફૂટયાં
અને
બારીઓથી પ્રવેશેલા પવનના પ્રલંબ પથરાયેલા પ્હાડ
અણધાર્યા અણધાર્યા તૂટયા.
ગુંગળાએલા પવને આપણી સુખ-શૈયાને સંભોગી
'રે તોય
ઓ બિછાનામાં એકાદ કરચલીય ના પડી !
એશ-ટ્રેની સિગરેટની તો ફૂંકયા વિના જ
રાખ થઈ ગઈ'તી આજે
ઘરે પાછાં ફરતાં ધિંગા ધોરી બાળકો
સાંજે પાછા ફર્યા ન્હોતા સ્કૂલેથી
અને ભરબપોરે
કૂંડાના તુલસીએ તરસ તોપી ન્હોતી પાણીથી !
શર્વરી,
કયારે પાછાં આવશો એમ હું તો કેમ જ પૂછું ?
સ્વયંવરમાં દેવ-દાનવોને અવગણીને
શેષનાગ પર પોઢેલા વિષ્ણુને વરમાળ અર્પતાં લક્ષ્મીની જેમ
શર્વરી, તમેય.................?
(વિષ્ણુ જેવો અનાસક્ત નથી હું – તોય !)
કયારે પાછાં આવશો એમ હું તો કેમ જ પૂછું – શર્વરી ?

## એક કવિતા ☐ ભગવતીકુમાર શર્મા

શાંત લાયબ્રેરીમાં
જ્યારે ઇતિહાસનાં જૂનાં પુસ્તકો
ચીરાતાં અને નવાં બંધાતાં હોય ત્યારે
નિરાંતે
શબ્દકોશ ઉથલાવ્યા કરવાનું કાર્ય
કેવું મધુર છતાં અશકય!
જ્વાળામુખી ફાટતાં
ધધખી રહેલા લાવારસમાં
કાગળની હોડી તરાવતાં
બાળકની જેવી નિર્દોષ રાભાનતા
તો હવે સપનું જ ને?
ન ચડી ફગાવી ઊંડા પાણીમાં
ઝંપલાવી દેવાય છે,
ન કિનારાની રેતીમાં સ્વસ્થ આંગળી વડે
આસ્તાં કુંડાળાં ચીતરી શકાય છે.
ગંધાતો કાદવ હોય કે,
લોહીની નદી –
પતંગિયું તો તેના પર થઈને
પાંખો ફફડાવતું ઊડી જવાનું;
ફૂલ કયાં ઊગે છે તેની
તેને અચૂક ખબર હોય છે.
આપણી તો પાંસળીઓમાં
પાંખો ફૂટવાનાં અદમ્ય સળવળાટ પણ
કયાં અનુભવી શકાય છે?

અને અહીં તો
ભેંકાર દીવાનખાનામાં
તરડાયેલા ફ્લાવર-વાઝમાં
પ્લાસ્ટિકનાં ફૂલોએ ય
હવે કરમાવાનું શરૂ કર્યું છે.

## ઝોકું ☐ ગુણવંત શાહ

મારા અસ્તિત્વને ઝોકું આવી જાય
અને
નિ:શબ્દતા હચમચી ઊઠે ત્યારે
ખરી પડેલા શબ્દોને
વીણી વીણીને
હું કાગળ પર પથારી દઉં છું.
પછી
કલમને ટેરવે અક્ષરોના ટશિયા ફૂટતા નથી.

ઝાકળમાં ટપકતા સૂનકારમાં
ભળી ગયેલી મારી સ્મૃતિને
સૂરજનાં કિરણો
હતી - ન - હતી કરી નાખે
ત્યારે
મૌનમાં ઘૂંટાઈ ઘૂંટાઈને
વેરાનમાં
પથરાઈ રહે છે
મારી રિકતતા
અને
હું સિરકતતાથી ભરાઈ જાઉં છું.

## એકલી બેઠી બેઠી ☐ પન્ના નાયક

મારા ઓરડાની વધતી જતી એકલતાની અરવતામાં
નજદીકના ભાવિમાં, મૃત્યુની વિશબ્દ નીરવતા પ્રવેશે, એ પહેલાં:
દીવાલોમાં ચોરસ બની બેઠેલા મારા જીવને
વાકયના પૂર્ણવિરામ જેવો ગોળ કરી લઉં,
પુસ્તકોના ઢગલામાં પડેલા મારા અસ્તવ્યસ્ત દિવસોમાંથી
થોડાક એકઠા કરી લઉં,
એણે જે કપમાં ચ્હા પીધી હતી એ જ કપની કોર જોયા કરું,
ફૂલછોડના આ કુંડામાં હમણાં જ પાણી રેડ્યું છે એટલે
એમાં આકાશ ઊતરી આવ્યું છે
તો એને જરા આંગળી અડકાડી લઉં,
કેટલા બધા પત્રો છે એમાંથી કયો વાંચું?
સ્વદેશ વસતી મારી એંશી વર્ષની માને
આંસુવાળો કાગળ મોકલું
છો ને પહોંચતા પહેલાં એ સુકાઈ જાય!
ટેબલ પર પડેલી મારી કવિતાની અધૂરી પંક્તિઓ જોઈ
મૃત્યુના દૂત! તું પાછો તો નહીં ફરી જાય ને?
ના, ના, જો આ મારી વ્હાલી કાળી બિલ્લી –
તાસકમાં નાખેલું બધું જ દૂધ ચપ ચપ ચાટી જાય છે.
જાણે તાસકમાં કંઈ હતું જ નહીં
એમ જ
હે મૃત્યુના દૂત, તું મને અહીંથી લઈ જજે
મારા શેષ અસ્તિત્વનું કોઈ પાતળામાં પાતળું પડ
અહીં નહીં રહેવું જોઈએ
–જાણે હું જન્મી'તી જ કયાં?

☐

## આજે ☐ હસમુખ કે. રાવળ

આજે
વૃક્ષ વગરનાં વૃક્ષ ઊગે જાય છે
માળા વિહોણા માળા
ડાળીઓમાં રચાતા જાય છે;
વસંત વિહોણી વસંત
પંખી વગરનાં પંખીથી
માળા કલરવે છે,
અત્ર– તત્ર – સર્વત્ર
મઘમઘે છે
ને
હું વગરનો હું
ગાયે જાઉં છું.

વૃદ્ધ પુરુષ પાસે દિવસના સમયે ધરતી છે, અને રાતને ટાણે
એક સ્ત્રી, સુવાંગ પોતાની ... હજી ગઈ કાલ સુધી તો એ એની હતી જ.
સ્ત્રીને ભોગવવામાં તેને ધરતીને ખુલ્લી કરવા જેટલી મજા આવતી,
અંધકારમાં પડી રહેલી અને રાહ જોતી આ સ્ત્રીની સામે
તે તાકી તાકીને જોતો. મીંચાયેલા પોપચે તે હસતી.

આજની રાતે વૃદ્ધ પુરુષ બેઠો છે પોતાના ખેતરને
શેઢે, પણ તેને ઘેરી લેતો નથી કે પોતાના હાથ ફેલાવતો નથી
મલિન તૃણને ખેંચી કાઢવા માટે, ઘાસની વચ્ચે એ વાગોળે છે
રઝળતા વિચારને. તેને કોઈએ
સ્પર્શી હોય છે કે ભેદી હોય છે ત્યારે ધરતી તો છતું કરી દે છે,
અંધકારમાં પણ પ્રગટ કરી દે છે. છતાં કોઈ પણ સ્ત્રી એવી નથી
જે પુરુષના આલિંગનના ઓછાયાને ઉઘાડો મૂકે.
વૃદ્ધ જાણે છે કે આ સ્ત્રી માત્ર હસે જ છે
મીંચીયેલી આંખે, રાહ જોતી જોતી, ચત્તીપાટ પડી પડી,
અને ઝબકારામાં જ પામી જાય છે કે આ ભરેલા દેહમાં ફરે છે
કોઈક પારકી સ્મૃતિનો આશ્લેષ
અંધકારમાં વૃદ્ધ કેમે કરીને ય ખેતરને જોઈ શકતો નથી.
એ વાળેલા ઘૂંટણે ખડો થાય છે, વસુંધરાને જકડતો ...
જાણે કે એ બોલી શકે એવી નારી જ ન હોય - એમ.
પણ અંધકારમાં પડી રહેલી સ્ત્રી બોલતી નથી.

બંધ આંખે અંધારામાં પડી રહેલી સ્ત્રી નથી તો બોલતી,
કે નથી એના અક્કડ મોઢાથી તે છેક ફિક્કાફસ ખભા સુધી
ક્યાંયે એ હસતી. આખરે
એનું શરીર ચાડી ખાય છે, આશ્લેષ - આલિંગનની –
કોઈ એવા પુરુષના કે
આ સ્ત્રી પર નિશાની મૂકી શકે અને આ સ્ત્રીનું સ્મિત ખૂંચવી શકે.

□ અરવિંદ ભટ્ટ

સામે મળો ત્યારે
હાથ ઊંચો કરવા જેટલો સંબંધ
ને ક્યારેક
પાન ટકે એટલી 'મળ્યા'તાની સભાનતા
ખાવા-ખવરાવવા જેટલો સંબંધ

હૉટેલમાં કલાકો સુધી
કડક-માફક વાતો પીવાનું
એક બિલ બને એટલો સંબંધ

પાંચ-પચ્ચી-પાંચશે ઉછીના આપી
ભીડ ભાંગવા જેટલો સંબંધ
પાંચ-પચ્ચી-પાંચશેની
મદદ કરવા જેટલો સંબંધ.

૧ લીએ ઘરનું હેત
વધી જતું કેમ લાગે છે?

●

સિક્કા-છાપ સંબંધોમાં
સિક્કા જેવા હું
એકમાંથી બીજા હાથમાં
સરતો સરતો,
ચત્તા-બઠ-ખાંગ થતો,
મેલો-ઘેલો થતો,
કાળો-ધોળો થતો,
કોણ જાણે ક્યારે
ખોટો પડી જઈશ.

સંસ્કૃત કવિતા

□ અનુ.: જયવંતી દવે

દારિદ્ર્યની શંકાથી
એક નર
વહેંચે ધન;
દારિદ્ર્યની શંકાથી
વહેંચે નહીં બીજો જણ.

□ પ્રકાશ દવે

આકાશમાં વિખરાતા જતા
સંધ્યાના રંગોને કહી દો
કે
મારી આંખોએ
રંગની ઓળખ ગુમાવી દીધી છે.
વાહનોનાં ફરતા ચાકની વચ્ચે
હું મને ફરતો જોઈ શકું છું.
કેવળ શ્વેત રંગનાં વાતાવરણમાં.

હવામાં તરતા પંખીઓનાં પડછાયાને કહી દો
કે
મારી પાંખો મને જડતી નથી.
એક પડછાયા પરથી
બીજા પડછાયા પરની ગતિ અટકી ગઈ છે
ક્યાંક મધ્યાંતરમાં.

સમુદ્રનાં છલકાતા તરંગોને કહી દો
કે
તમે જેને મળવા ઉછળો છો
એ સ્વજનનો અણસાર
નથી આ કાંઠે
નથી પેલે કાંઠે!
□

આ એ જ □ અનામય ચક્રવર્તી

આ એ જ વસાહત છે
જ્યાં પહેલાં જંગલ હતું
અને આજે વનચરો વસે છે.

આ એ જ વિસામો છે
જે પહેલાં ધર્મશાળા હતી
અને હવે રખડુઓ પડી રહે છે.

આ એ જ અરીસો છે
જે પહેલાં કદી હસતો નહિ
ને આજે ઊડી ગયેલો ચહેરો દેખાડે છે

આ એ જ બારી છે
જ્યાં પહેલાં ઘુવડ બેસતું હતું
અને હવે ગીધ બેસે છે.

આ એ જ ઘર છે
જે પહેલાં સ્મશાન હતું
અને આજે પ્રેતોનું મેદાન છે,

જુવાન કવિઓ □ નિકોનોર પારા

□ અનુ.: નીતા રામૈયા

[ચિલી કવિતા]

તને ઠીક લાગે તેમ તું તારે લખ્યે જા
તને ગમે તેવી શૈલીમાં
કોઈ એક જ રસ્તો સાચો છે
એવું માનવામાં
લોહીની નદી વહી ગઈ છે.

કવિતામાં બધું ચલાવી લેવાય.

જોકે, એક શરતે:
તારે કોરા પાનાંનો ઉદ્ધાર કરવાનો છે
□

## શ્વેત પંખી ☐ કૃષ્ણવીર દીક્ષિત

શ્વેત પંખી આ જર્જરિત ભવનના છાપરા તળે
પોતાનો માળો ફરીથી ગૂંથે છે
ત્યારે તેના પરનું એકેય નળિયું અવશિષ્ટ નથી
આભમાંનો સૂર્ય દર્પણમાં પોતાનું પ્રતિબિમ્બ
નિહાળે છે ત્યારે
ભવનના શિખર પર સાગરબિન્દુનાં તોરણ ઝૂલે છે
અને એની બારીઓ પરના પડદા આપોઆપ હળે છે.

ભવનમાંના આકાશમાં પંખીઓની ઊડાઊડ અને
તેમના કલરવથી લીલઘરાનો સૂકો લીલો પટ
અખિલ થઈને ઊઘડે છે, વિસ્તરે છે
ને તેજતિમિરની બિછાતથી મઢાઈને ક્ષણાર્ધમાં
અસ્તિત્વની ભ્રાન્તિ જગાવી તત્ક્ષણ મને નિર્ભ્રાન્ત કરે છે
કે હવે બધી દિશાઓનાં દ્વાર બંધ જ છે
અને નવી એક જ દિશાનું દ્વાર ઊઘડી રહ્યું છે
ત્યારે દૂર દૂરથી સંભળાતા ટાવરના ડંકાના
રવમાં મારી પ્રદીપ્ત ચેતના બરફ થઈને
ઓગળે છે, ઓગળે છે, ઓગળે છે...

## નયનમાં ☐ મહેશ શાહ

આથી વધારવામાં ઉદાસી નથી મજા
ઓ સાંજ, આ તરફ જવું હો છતાં ન જા.

એ તો ફરી ગયાં, ગયાં ને આવશે નહીં
આ વાદળી ફરી ગઈ આકારમાં બીજા.

તારા જવાથકી જરા ડગી જવાય છે
સૂરજની જેમ ઊતરી પડાય છે, ન જા.

હોઉં ઉદાસ તો નયનમાં કોણ હોય છે?
આંસુ નહીં, ન એ ય, પછી કોણ, જોઈ જા.

પ્યાલીનું બિબ જો મળી રહે નયન મહીં
આથી વધારવામાં ઉદાસી નથી મજા.

**સૂર્યાસ્ત, નીલ પંખી □ કમલા દાસ □ સંજય ઠાકુર**

હું મિત્રો વચ્ચે રહીને વાતો કરતી હોઉં ને તે મને યાદ
આવે છે અને એકાએક હું વાત નથી કરી શકતી તેઓ મને
પૂછે છે તને શું થયું તારું લોહી કેમ ઊડી ગયું અને હું પરાણે
ડોકું ધુણાવું છું કંઈ નહી કશું નહીં ... રાજાની નજરે નહીં
ચડવાની મને ચેતવણી આપવામાં આવી'તી પણ હું તો ગઈ
અને સાચું કહું છું એ પુરુષ જેવો જ હતો કોઈ પણ એક પુરુષ
જેમ એણે મને છાતીસરસી ભીંસી ને એણે મને કહ્યું
કે એ મને પ્રેમ કરતો હતો અને હું ખુશખુશાલ હતી ને
હું માનું છું કે, એ પણ સુખી હતો ... એક વરસને અંતે
બે વિરક્ત ચાંદ ખીલ્યા ને કરમાયા લોહીના ડાઘ સુધ્ધાં વગર
અને એના ખોળે સૂતાં સૂતાં મેં એને કહ્યું મેં એને કહ્યુ
ને કહેતાંવેંત એના રૂપાળા ચહેરા પરનો સૂર્ય આથમી ગયો
મારા કાનમાં એનો ભારે શ્વાસ ચાલતો હતો એક પણ શબ્દ
એ ન બોલ્યો... હવે એ મને તેડાવતો નથી એ હવે મારી
પાસે આવતો નથી કે ઉઘાડી બારી પાસે ઊભો રહીને મારી
સામે હસતો પણ નથી પણ જ્યાં જ્યાં જોઉં છું ત્યાં મને
એ દેખાય છે જ્યાં જ્યાં નથી જોતી ત્યાં પણ એ મને
દેખાય છે હું સર્વમાં એને જોઉં છું હું સર્વત્ર એને જોઉં છું–
સૂર્યાસ્ત વખતે મારા આકાશમાં થઈને અલપઝલપ ઊડી
જતા નીલપક્ષીની જેમ ...



□ પ્રિયકાન્ત મણિયાર

એક વાર બાગમાં
બેચેન થઈ કૂમળાં લીલા ઘાસ પર
જગતથી વિખૂટો
બધાં પુષ્પો પ્રત્યે આંખ મીંચીને થોડી વાર મૃત્યુ પામ્યો હતો
એવામાં - નહીં નાદ, નહીં કિરણ ત્હોય
ઓચિંતી આંખ ઊઘડી ગઈ
ને જોઉં તો હવામાં એક પંખી

## તારું મુખ હું ☐ જગન્નાથ ચક્રવર્તી ☐ નલિની માડગાંવકર

[બંગાળી કવિતા]

તારું મુખ હું કદી જોઈ શકીશ નહીં,
પણ તું મારા ચહેરા પર ઝૂકીને જોઈશ –
પ્લાસ્ટર ઓફ પેરીસથી ઢંકાયેલી નીરવતા, આંખોના શટર બંધ,
થોડાક દાયકાઓની સૂકી-લીલીના ડામ.

વરંડાની ઈઝિચેર પર નવું કપડું ચડાવવાનો સમય આવશે,
પણ કોઈ એક ખાસ રંગના કાપડ માટેની ખેંચતાણ રહેશે નહીં,
ચોપડી ઉઘાડી પડી રહેશે, વાળી રાખેલું પાનું વળેલું જ રહેશે,
અપૂર્ણ, અપૂર્ણ, અપૂર્ણ,
હું ખોલીને જોઈશ નહીં, જોઈ શકીશ નહીં.

તારું મુખ હું કદી જોઈ શકીશ નહીં,
પણ તું મારી આંખોના જામેલા ધુમ્મસ પર ઝૂકીને જોયા કરીશ –
મારા બધા સ્વર અને વ્યંજન ધ્વનિ ત્યારે મધરાત,
ડાબા હાથની આંગળીને વાયોલિનના તાર માટે કોઈ મનોરથ નથી,
કેવળ જૂની કવિતાની કંઠસ્થ પંક્તિઓ ધુમ્મસમાં ડૂબી જશે.

તડકો સૂઈ રહેશે અગાશીમાં, નળનું પાણી છલછલ કરી ઊઠશે,
કૉલીન્ગ બેલ પર કરોળિયો જાળું બાંધશે –
તારો ચહેરો મને કેમે ય યાદ આવશે નહીં.

☐

એટલું તો બન્ને પાંખો ફેલાવીને થયેલું સમપૃષ્ઠ
(એટલે તો એકમાત્ર ક્રૉસ)
કે સૂર્યકિરણોમાં એટલું તો પારદર્શક
ઝીણી ઝીણી રક્તવાહિનીઓ તગતગી રહી
ઊડતાં પંખીએ પોતાનું બધું જ ઉઘાડી નાખ્યું હતું.
પણ પલકમાં તો ક્યાં પહોંચી ગયું –
હવે ક્યાંય આકાશ નથી.

**ચોખા ☐ એમાનો ટાડાશી ☐ જયા મહેતા**

(જાપાનીસ કવિતા)

અરે, આવ ને વીણી લે આ ચોખા
રેલ્વેના પાટાની આસપાસ વેરાયેલા
વરસાદમાં ભીંજાયેલા.
એને બોમ્બ કહે છે બોમ્બ
છેવટને સ્ટેશને પહોંચે તે પહેલા
બારીમાંથી ફેંકાયેલી
કાળા-બજારિયા ચોખાની ગુણ.
રેલ્વેના પાટા પર
આસપાસ ચોખા વેરાયા છે.
વરસાદથી ભીંજાયેલા હમણાં જ વેરાયેલા ચોખાને
આવીને ભેગા કરી લે.
પાછી લાવ તેને પાછી લાવ
પોલીસે ગાડીમાંથી ખેંચી કાઢેલી એ બાઈને.
પૂછી જો તેને
શા માટે તેના પતિને યુદ્ધમાં લઈ ગયા ને મારી નાખ્યો.
પૂછી જો તેને
કોઠારમાં કશું યે નથી તો
તે પોતાનાં બાળકોને કેમ ઉછેરશે.
પૂછી જો તેને ભૂખે પેટે રહ્યા વગર તેઓ કેમ જીવશે.
પૂછી જો તેને
કે તેનાં બાળકોએ ક્યારેયે ભરપેટ ભાત ખાધો છે,
ભાત – ધોળો ધોળો ભાત.
હળવેથી પૂછ. મૂંઝાતો નહિ.
નિર્દયપણે
અહીં વેડફેલા આ ચોખા
ખેડૂતની ભોળી પ્રામાણિક સહનશીલતાએ ઉછેરેલા આ ચોખા
વરસાદ અને કાદવમાં ચૂપચાપ ચમકી રહ્યા છે.
એમને ખાતર ભેગા કરી લે આ સરસ ચોખા.
કાંઈ બોલીશ નહિ, વીણી લે
દાણે દાણો.

## અવાજના કબ્રસ્તાનમાં □ પ્રબોધ જોશી

આ આછી આછી વાદળીઓમાંથી ઝળુંબતા વાતાવરણમાં
'આવજો'થી લંબાયેલી ક્ષણો ઉપર કોઈ વાહનનું ઝડપથી
પસાર થઈ જવું અને એ સાથે જ આસપાસની દુકાનો,
હૉટલ અને દૂર ઊભેલી ગઈ પેઢીની કોઈ હવેલીમાંથી
સરી પડેલી અસંખ્ય ચિચિયારીઓ. ફૂટપાથથી સહેજ દૂર
એવા એક ખૂણામાં કૉર્ડન કરી લીધેલી મારી અકબંધ શાંતિમાં
અચાનક આવી પડેલો વિક્ષેપ. કવિતામાં ભૂલા પડેલા
કર્કશ શબ્દના મોક્ષ પછીની નિઃસ્તબ્ધતામાં ગમગીન
પગલાં ચાલતો ચાલતો સ્મશાનેથી પાછો વળતો હોઉં
ને અચાનક આજુબાજુનો સળવળાટ બેઠો થવા લાગે
ધકેલાઈ જાઉં અવાજના કબ્રસ્તાનમાં થોડીક વારે.
કૃશ પગલાં ને ઘસાઈ ગયેલા બૂટનો ખખડાટ
ને પછી તો એય—બધું જ સંભળાતું બંધ થઈ જાય
તો મારી મૂંગી આંખોમાંથી સરી પડેલી લાચારીને
ખોબામાં ઝીલતો ઝીલતો જૂની દુનિયાના અવાજોની
સોડ તાણી ટૂંટિયું વાળી સૂઈ જાઉં એવામાં જોરજોરથી
ફૂંકાવા લાગેલા પવનમાં ખરતાં પર્ણો જેવાં દશ્યો એક પછી
એક ખરવા લાગે ને પછી તો એય દેખાતું બંધ થઈ જાય...
□

□ રાજેન્દ્રસિંહ રાયજાદા

હું સૂરજ સામે ચાલું છું
વૃક્ષો પશુ પક્ષી માનવ
બધા પોતાનું અસ્તિત્વ અલગ અનુભવે છે.
ડાળીઓથી ખરી પડેલા ફૂલને જોઈએ તો
ડાળી સાથેના સંબંધનો
કોઈ અણસાર જ નહીં દેખાય.
છતાં

તે ડાળીએ જ જન્મ્યું, પોષાયું અને વિકસ્યું હતું.
આપણે બધાં જ
એ રીતે સંબંધ અનુભવતા નથી
છતાં પણ જડ-ચેતન પદાર્થો પોતાની ચેતનામાં વહેલો સ્રોત
કોઈ એક જ વૃક્ષમાંથી મેળવે છે.
પણ આપણો એ સંબંધ કોણ જોડી આપે?
ક્યારે ય તમે કેફમાં ચકચૂર બનેલી પ્રકૃતિને જોઈ છે?
જોઈ જોજો; આપણો સંબંધ જોડાઈ જશે
કે આપણે ઊગ્યાં છીએ
પ્રકાશના એ આદિમ વૃક્ષની ડાળીએ ડાળીએ.
પછી – ક્યારેય તમને એકલું નહિ લાગે.

## નિરોધ □ વિપિન પરીખ

હું પણ ધક્કા મારી અંદર ઘૂસું છું,
કોઈની નજર મને આવકારતી નથી.
બધા મને એક પળમાં જાણે પામી લેવાનો પ્રયત્ન કરે છે
હું હાંફળો-ફાંફળો અહીંતહીં નજર કરી લઉં છું.
કદાચ એક વેંત જેટલી પણ ખાલી જગ્યા મળે ...
પણ
હું કોઈનો ગુરુ નથી,
હું કોઈનો વૃદ્ધ પિતા નથી,
હું કોઈનો નાનકડો પુત્ર પણ નથી।
મને કોઈ બેસવા જગ્યા નહીં આપે.
બધા સંકોડાઈને તસોતસ બેઠા છે.
અનેક લોકો લાચાર થઈને પરસેવાથી રેબઝેબ ઊભા છે
કેટલાયે સ્ટેશનથી – કેટલાયે કલાકોથી,
હું પણ ઊભો છું – સળગતો.
મારી આંખની સામે સફેદ પતરા પર એક લાલ ત્રિકોણ છે
અને હું પૂછું છું:
હિન્દુસ્તાન, તારી દરેક ગાડીમાં આટલી ભીડ શા માટે?

## સ્મૃતિઓ □ દેવ પટનાયક □ અનુ.: હરકીશન કોટીચા

[ ઊડિયા કવિતા ]

સ્મૃતિઓ –
ભૂલભૂલામણીભરી મેઘધનુષ્યની કમાન
ત્યાં ખેંચી જાય
જ્યાં એકમાર્ગી, સાંકડો, પ્રલંભ પ્રવેશ
–નર્યો સાપ સમાન

સ્મૃતિઓ –
છાયાચિત્ર જેવી, પ્રપંચી, મનાવવા મથતી
કે
જીવવું એટલે જાણવું
અને
પ્રત્યેક દિવસ તમે સંકેલી લો છો
ત્યારે
તમારામાં નૂતન, રૂપાંતર પામેલ
અમર વ્યક્તિ
જન્મે છે
ક્યારેક મારાં પત્ની અને હું
અમારાં સફેદ વાળ અને કરચલીવાળા ચહેરા સાથે
બેઠા હોઈએ છીએ
ત્યારે
એકાદ પૌત્ર પૂછે છે:
કહો દાદાજી, કહોને મને
તમારા પપ્પા વિષે ... ...

મારી પત્ની માત્ર આંખો મિચકાવશે
અને હું
જાણું છું
અને કહીશ
હું કશુંય જાણતો નથી.

## (અ)દૃશ્ય □ સુરેશ દલાલ

ગાય જીવતી હતી
ત્યારે શિગડા વાંકા હતા
અને ગાયની ખોપરી ફાટી ગઈ
ત્યારે ગાયના શિગડા
સીધા થઈ ગયા
ક્રોસ પર ચઢેલા ઈસુના હાથ જેવા!

## ગઝલ ☐ દિલીપ મોદી

મોરને છોડીને ટહુકા ક્યાં જશે?
આ ધરાથી દૂર દરિયા ક્યાં જશે?

શ્વાસનાં સામીપ્યમાં તો કૈંક છે,
શબ્દની અકબંધ રેખા ક્યાં જશે?

ક્ષુબ્ધ ઘટના ચોતરફથી ઘૂઘવે,
હાથથી મેંદીની છાયા ક્યાં જશે?

હું પરિચિત ભીંતમાં ડૂબી શકું,
ભાગ્યના ખંડેર પડઘા ક્યાં જશે?

લ્યો, હકીકત ધૂળમાં છુપાઈ ગઈ,
પારદર્શક શ્વેત પગલાં ક્યાં જશે?

## સૂનકાર ☐ મુરલી ઠાકુર

આજ મેં કબ્રસ્તાન જોયું,
પાસે પાસે સૂતેલી કબરો જોઈ–
કબરો પર ઓઢાડેલી–
લીલી લીલી ચાદરો જોઈ–
વચ્ચે વચ્ચે ઊગેલા છોડ
તો કોરે કોરે ડોલતાં – કો'ક
લીલાં, તો કો'ક સૂકાં – વૃક્ષોય જોયાં.
સમી સાંજનો સૂનકાર જોયો
એનું સંગીત! – સૂણ્યું; માણ્યું.
આલોક ને પરલોક વચ્ચેનું
વિરામસ્થાન જોયું.

કબ્રસ્તાનની દીવાલોની
આસપાસ : વસતિમાં ટહેલતા
મૃત્યુદૂતોને ભાળ્યા ને ...
એમનો શ્રમ બચાવવા
હું – ? ... ! ...
એકાદ કબર શૈયા પર સૂઈ ગયો.

પહેલી જ વાર – જાણે
સૂનકાર હસી પડ્યો
ચિરંતન શાન્તિનું – સુમધુર
સંગીત મ્હોરી ઊઠ્યું.

ને – મૃત્યુ! લયલા થઈને
મારી પડખે આવી –
પોઢી ગયું.

## ગઝલ ☐ મહેશ શાહ

તારા નગરમાં ધૂળ હવે ઊડતી હશે
સૂરજ, તને ય લાગણી ઉશ્કેરતી હશે.

હું બોલવા જઉં ને હોઠ ઊપડે નહીં
શબ્દોનો શ્વાસ કોઈએ રોકી લીધો હશે?

ઢગલો થઈને ડુંગરો અહીંયાં પડી રહ્યો
આજે ઉદાસ સાંજ દિવસભર રહી હશે.

આ વાદળી ફરી ગઈ આકારમાં બીજા
અશ્વો વિચારના તમે વાળી લીધા હશે.

વાતાવરણને હું ય ફોસલાવતો રહ્યો
ને તમે દિવસને દિલાસો દીધો હશે.

## ધી રજીસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

### ફોર્મ નં. ૪ (જુઓ રૂલ્સ નં. ૮)

| | |
|---|---|
| ૧ પ્રકાશનનું સ્થળ | : સ્ટેટસ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ - ૧. |
| ૨ તેના પ્રકાશનની સામયિકતા | : દ્વિમાસિક |
| ૩ મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મું. ૧૯ |
| ૪ પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૫ તંત્રીનું નામ | : સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : બનારસી ભવન, ૧૦મો રસ્તો, ખાર, મુંબઈ - ૫૨. |
| ૬ જે વ્યકિતઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો. અથવા શેરહોલ્ડરો હોય તેમનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે, ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૭૪ પ્રકાશકની સહી: ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ

The most beautiful is the object which does not exist.

વર્ષ ૭ : અંક : ૪, એપ્રિલ, ૧૯૭૪
સળંગ અંક : ૪૦

# કવિતા

[ દ્વૈમાસિક ]

મુખપૃષ્ઠ : } દિનેશ દલાલ
સજાવટ : }



---

**સૂચનાઓ :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે <u>ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.</u>

**લવાજમ :** દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧.
**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક :** ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## લોસ એન્જિલીસ વિમાનઘરે ☐ અમિતા મોદી ☐ ભાલ મલજી

લોસ એન્જિલીસના હવાઈ મથકે ઊતરી આવ્યો છે ઝંઝાવાત.
મથામણના સમુદ્રનું મંથન કરતા દાનવોનું એમાં છે જોમ.
વિસ્મયમાં ડૂબેલા, સિતમગર સમયથી પીડિત,
ડોકાય છે માનવટોળાનાં મહોરાં.

ટેલિફોન, ઝબકતા દીવા, ચાલતી સીડીઓ, કોમ્પ્યુટર,
વ્યથાના જેટ યુગની આ નિશાનીઓ,
ઠસ્સાદાર વેશપરિધાનમાં સજ્જ વિમાન–પરિચારિકાઓ,
અમલદારો અને ચોકિયાતો,
સત્તાના મિથ્યા પ્રતીકો,
નોખા તરી આવવા મથતા અ - નોખા લોકો ...

ત્યાં મેં જોઈ એક કોરિયન બાલિકા
સુંદર વસ્ત્ર વિના ય સોહામણી
પતંગિયા જેમ ચમકીલી.
થોરના રણમાં ઝાકળબિંદુ,
વરસાદી વાદળમાં આગિયો,
શહેરી ઉકરડા પર ઊગેલો છોડ,
આલમી કારાગારની કોટડીની ખિડકી.




કાંઈ ન કરવામાં એ હતી મગ્ન
એનો જ હતો એને પરમાનંદ
કરતી રમતોને પૂર્ણ અને દોસ્તીનો પ્રારંભ
લોકોને નોંતરતી બનવા સ્વયમ્.

મારી લટબેલડીએ કરી એને આકર્ષિત,
અમે આદરી સ્મિતના ગુલદસ્તાની અદલબદલ,
પાગલ વિમાનઘર થઈ ગયું શાંતિનો દ્વીપ.

KAVITA Regd. No. R.N. 16800/67

## AT THE LOS ANGELES AIRPORT ☐ Amita Mody

Hurricane has descended on the Los Angeles airport,
With the force of devils churning the oceans of confusion.
Crowds of people, lost in bewilderment,
Project faces ached with the tyranny of time.

Telephones, flashing lights, escalators, computers,
Reminders of this jet age of agony;
Smartly dressed stewardesses, officials and cops,
Vain symbols of authority;
People, trying to be different, looking all alike.

There I saw a Korean child,
A little girl so pretty, even without her pretty dress,
Bright as a butterfly.
Morning dew in a cactus desert !
A firefly of the monsoon clouds !
A twig in the junkyard of a city;
A window to the cell of this worldly prison.

She was busy doing nothing,
The thing she enjoyed most;
Making up the games and striking friendship,
Inviting people to be themselves.
My pigtails attracted her attention;
We exchanged a bouquet of smiles;
The mad airport became an island of tranquility.




તંત્રી સુરેશ દલાલ

અંક ૪૧

જૂન ૧૯૭૪

એક રૂપિયો

## પિયાનો સોલો ☐ નિકોનાર પારા ☐ અનુ.: નીતા રામૈયા

જ્યારે છૂટાછવાયાં એકાદ કાર્ય સિવાય મનુષ્યનું જીવન
કાંઈ નથી,
પ્યાલામાં ચળકતાં ફીણ;
જ્યારે ડોલતાં વૃક્ષો સિવાય વૃક્ષો કાંઈ નથી:
ખુરસી ને ટેબલની શાશ્વત ગતિ સિવાય કાંઈ નહીં;
જ્યારે આપણે મનુષ્યો સિવાય બીજું કાંઈ નથી
(જેમ ઈશ્વરનો ઉપરી ઈશ્વર સિવાય બીજું કોઈ નથી)
જ્યારે આપણે માત્ર સંભળાય એટલા માટે જ હવે બોલતા નથી.
પણ જેથી બીજા બોલે
અને અવાજ બહાર પડે તે પહેલાં પડઘો સંભળાય;
જ્યારે બગીચો બગાસું ખાય છે અને હવાથી ભરાય છે ત્યાં
ગોટાળાની ઊંડી ખાઈનો પણ દિલાસો આપણને સાંપડતો નથી,
એક કૂટપ્રશ્ન આપણાં મૃત્યુ પહેલાં ઉકેલાવો જ જોઈએ.
જેથી પાછળથી કયારેક આપણે બેફિકરાઈથી સજીવન થઈએ
જ્યારે આપણે સ્રીને બેસુમારપણે દોરી ગયા છીએ,
કારણકે નર્કમાં પણ સ્વર્ગ છે,
તો પછી થોડી વાત કહેવાની મને રજા આપો:

હું મારા પગ વડે અવાજ કરવા માગું છું
મારો આત્મા યોગ્ય શરીર મેળવે એમ હું ઇચ્છું છું.

## ફૂલ ☐ વિપિન પરીખ

કોઈ મને ફૂલ આપે
ને હું અસ્વસ્થ થઈ જાઉં છું.
કોઈ મને શા માટે ફૂલ આપે?
મને ગંધ આવે છે!
પણ ફૂલો દંભ નથી કરતા!
ફૂલો જૂઠું હસતાં નથી!
ફૂલો 'Thank you'ની અપેક્ષા રાખતાં નથી.
ફૂલો 'How nice of you!' કહી ખોટું શરમાઈ જતાં નથી!
છતાં કોઈ મને ફૂલ આપે...

ત્યારે મને યાદ આપે છે:
એક દિવસ કોઈએ મને
ગુલાબની હથેલીમાં મૂકીને ફૂલ આપ્યું હતું.
મેં એને કેટલા દિવસ સુધી સાચવી રાખ્યું હતું, –
એ કરમાઈ ગયું ત્યાં સુધી...

ત્યાર પછી
કોઈ મને ફૂલ આપે
ત્યારે મને ગંધ આવે છે...

## હે ઘમંડી યુદ્ધદેવતા ☐ યશવંત ત્રિવેદી

મારા સતત વહેતા લોહીના પ્રવાહ વચ્ચે
તારે ક્યાંક દીવાલો જ બાંધવી છે ને
હે ઘમંડીયુદ્ધ દેવતા ! ?

ઘટ્ટ ઘટ્ટ લોહીથી ઊભરાતા રીઝર્વિઆરની પાળને
તું કદાચ વીયેટનામનું આપી દઈશ નામ
કે પ્રવાહને તારા નિશ્ચિત ચોકઠામાં નિયમન કરીને
કહી દઈશ તું સુએઝ કેનાલ !

હું જાણું છું
તું માણસને
તાકેલી બંદૂકોની કતાર બનાવી શકે છે
તું એને માંસના ટુકડા નાખીને શિકારી કૂતરો બનાવી શકે છે.
પૃથ્વીને સુંદર બનાવવા
તું વિષુવવૃત્તના આખા પટ્ટા પર
ખૂબસૂરત સ્ત્રીઓના નિશ્વાસોનાં ચેરીવૃક્ષો ઉગાડી શકે છે !

ગત યુદ્ધોમાં
તેં અક્ષાંશો પર સ્ત્રીઓને સુવડાવીને
એમને રેખાંશોમાં છેદી છે,
હે ગુનાઓના દેવતા !
બુલેટો પર છેદાયેલી બંગાળી કન્યાઓનાં
લોહીનાં ટીપાં હરક્ષણે ટપકે છે તારી જીભ ઉપર
ને તું 'સિપ' કરતો હસ્યે જાય છે તમામ લોકશાહીઓને !

પણ હે છલનાયક !
તું ભૂલી ગયો છે કે
તેં મારામાં ચણેલી બર્લિનની દીવાલને બારીઓ રહી ગઈ છે !
—હવે સ્કૂલે જતાં ટાબરિયાંઓને હું રોજ જોયા કરીશ.

બે ગદ્ય સૉનેટ □ જગદીશ જોષી

□ વિષમભોગ—

૧

... તો વાતો પ્રેમની વાતો તો પ્રેમની વાતો વ્હેમની તો
ને આરસના સિંહે ત્રાડ પાડી ને રૂનું કબૂતર ઊડી ગયું.

ચોકીપ્હેરો ભરતી શયનખંડની ચાર દીવાલો ખૂબ પાસે આવી
અને બે પલંગ પરની પથારીઓ એક થઈ ગઈ.
ઓશીકા પર ફેલાયેલા વાળમાં ઍરકન્ડીશનનો અવાજ ગૂંચવાઈ ગયો
અને મીંચાયેલી આંખોએ હોઠ પરની વાતો સાંભળીને પરિતૃપ્તિ પામ્યાનો પ્રયત્ન કર્યો.

લગ્નજીવનનાં વીતી ગયેલાં વર્ષો કબાટમાં સૂટ અને સાડી થઈને લટકે છે.
સવારે ન્હાવા જાઉં છું ત્યારે બાથરૂમમાં હું પહોંચું એ પહેલાં
મારો ટુવાલ પહોંચી જાય છે; અને નાહીને ભીનો થયેલો હું
નક્કી નથી કરી શકતો કે એમાં routine છે કે પ્રેમ...

મારાં બૂટ, મોજાં, ટાઈ, રૂમાલ—ની જેમ
હું વ્યવસ્થિત રીતે કેમ નહીં ગોઠવાતો હોઉં?
શયનખંડની બત્તી બુઝાઈ જાય છે, હું પડખું ફરી જાઉં છું:
અને હવે તો સપનાંઓ પણ આવતાં નથી.

□

ચિતા □ વિપિન પરીખ

કાષ્ઠ
એક વખત જે લીલાં લીલાં વન હતાં ...
કાષ્ઠ
એક વખત જેના દેહની આસપાસ રાતદિવસ લતાની સુંવાળપ વીંટળાઈ રહેતી

કાષ્ઠ
એક વખત જેના બાહુઓમાં પંખીઓના ટહૂકા કુદાકુદ કરતા-

કાષ્ઠ
એક વખત જેની શાખાઓના સ્વપ્ન છેક આકાશને જઈ અડવા પ્રયત્ન કરતાં
છતાં જેણે ધરતીની માયા છૂટતી નહોતી
તે પણ ...

## □ હું જોઉં છું મારી ઉત્તરક્રિયા □ જગદીશ જોષી

૨

તળિયે નાવ ડૂબે એમ હું મારી શૈયામાં શમતો જાઉં છું.
હોઠ ખોલ્યા વિના ડૉક્ટરે કહેવું પડશે "હવે...આમાં કાંઈ નથી."
પછી – થોડાંક આંસુ, થોડાંક હીબકાં, થોડાક ફોન, થોડાક માણસો.
મારે અહીંથી જવું નથી, પણ ગયા વિના મારો છૂટકો નથી.
શરીર અને જીવનો આમ પણ ક્યાં મેળ મળ્યો'તો?
પહેલાં હું શરીરનું કહ્યું માનતો ન'તો અને હવે શરીર...
શરીર હવે સાવ ઉદાસીન થઈ ગયું છે – આગથી ને આંસુથી
ભડભડ બળતી ચિતા પાસે માણસો વાતો કરતા હશે,
પણ બહેરા કાનથી સંભળાશે નહીં. સ્મશાનમાં પ્રવેશતાં જ
મંદિર આવશે પણ મને દેખાશે નહીં અને હાથ જોડાશે નહીં.
સ્મશાનની બહાર વહી જતા વાહનોની ભીડને કાયમને માટે ક્રોસ કરીને આવ્યો છુ...
છાપાંમાં યુદ્ધના, ખૂનના, વિમાન પડવાના, આગના સમાચાર હશે:
પણ, એથી શું? મારું પાંચ માળનું મકાન થોડીક જ વારમાં ભસ્મીભૂત થઈ જશે
અને એની નોંધ છાપાંમાં 'ન્યૂઝ વેલ્યુ' વિનાની.

□

## આપણી વચ્ચે □ સ્નેહરશ્મિ

રેવાનાં નીર પર
ચીતરાતી પૂનમની સંગેમરમર ચાંદની!
એકાન્તના બુરખા હેઠળ મુખના મરકલડાં છુપાવતી
ગોષ્ટિ માઝમ રાતની,
અવકાશમાં તરતા વાદળીઓના
અશરીરી ઓળાઓની
ધરતીને ભેટી રૂપને પામવાની ઝંખના!
આપણી વચ્ચે ઘૂઘવતા એ અફાટ શૂન્યમાં
ઝંખના એ ઓળાઓની,
ગોષ્ટિ માઝમ રાતની
રેવાનાં નીર પર ચીતરાતી એ સંગેમરમર ચાંદની
થાય વિલીન, ને મારે હૈયે ચઢે ભરતી અકળ તારકશૂન્ય પરાઈ અમાસની.

## સ્નેપ લાઈફ ☐ નલિન પંડયા

તારા અંગ પરથી સરી ગયેલા અંધકારના પડદાથી સવાર
થયું હતું તે તને યાદ છે, પ્રતિમા?...
સ્નેપ લાઈફનાં દશ્યો નહીં પણ ફોટોગ્રાફ્સ તો મને જોવા દે,
તારી વાત તો વહેતો પવન છે, કારણકે...
આપણે હવે પવનના ફોટોગ્રાફ્સ લેવાના છે.
કોઈની આંખમાં ઓગળી ગયેલા સૂર્યચંદ્રનાં પરિણામોનું
નામ કેમેરા કહીશું તો ચાલશે?...
આપણે ટ્રાંઝીસ્ટરમાં વાગતા કોઈ ગીતની, પાટા પરથી
ગબડી પડેલી ટ્રેનના જેવી દંભી પંકિતઓને
નથી સાંભળવી,
આપણે વધારે પંખીઓમાં રસ કેળવવાનો છે, પ્રતિમા...!
આજ ઘરનાં શોકેસોમાંથી પંખીઓને ઊડી જતાં જોયાં,
ને આંખોમાંથી ટપકતાં આંસુઓ પીંછાની
લાગણીઓને યાદ કરશે ત્યારે...?
ત્યારે પ્રતિમા!
લાગણીનું નામ અન્ડર એકસપોઝ થઈ ગયેલી ફિલ્મ
કહીશું તો ચાલશે?



## આઘેથી જોવાનું એક દૃશ્ય ☐ મહેશ શાહ

બસ સ્ટોપના થાંભલાને ફરતે પાંદડાં
ફરાફર ફરાફર ફરફરે.

જોકે થડ કોઈ દિવસ ચાલતું નથી.
એટલે જ થાંભલો ય કયાં હાલે છે?
ને વૃક્ષની કોઈક ડાળને છેડે જેરકયુરી લાઈટ.
એનો પ્રકાશ પ્રકાશ.
ઇલેકટ્રિકના થાંભલાની અર્ધી ઊંચાઈએ
રોડનું નામ બતાવતું બોર્ડ.
ને બોર્ડના થાંભલાની અર્ધી ઊંચાઈએ
લટકી રહેલા લેટકબોકસમાં
પત્ર નાખવા જાઉં કે
ટપ દઈને મારા કાન પર
ગોઠવાઈ જાય
ફરાફર ફરાફર ફરફરતું
એક પાંદડું.

## ગઝલ □ ભગવતીકુમાર શર્મા

દુકાળ પડે

– પછી એ ગામમાં હમેશનો દુકાળ પડે,
જ્યાં મોર ગાય અને એને માથે ગાળ પડે.

વસે છે એટલા પડછાયા મારી આંખોમાં,
હું જોઉં માનવી ને મારે હૈયે ફાળ પડે.

લીલા સમયનો હવે એવો અણગમો આવ્યો :
નિહાળું ઝાંઝવું તો યે ન મુખથી લાળ પડે.

સડક આ શહેરની ને અંધકારના કૂવા;
બની શકે કે સૂરજ એમાં કાળઝાળ પડે.

ગળી ગયો છું હું ધુમ્મસની કૈં સુરાહીઓ
કે લાલ રંગની ઉચ્છ્વાસમાં વરાળ પડે.

વીંધાઈ જાય ભલે પાંદડાંનાં પરવાળાં;
સૂરજના પ્રેમમાં વૃક્ષોની ડાળ ડાળ પડે.

છતાં ય રેત તો શીશીની સાવ કોરી છે;
ઘુવડની આંખથી ટપકીને નિત્ય કાળ પડે.

□

## રેતીને છંછેડનાર મૂરખનું ગીત □ રમેશ પારેખ

મને રેતીમાં આંગળીઓ ફેરવતો જોઈને તું હસતી એ જોઈને હું હસતો.

ત્યારે શું એવું તું જાણતી કે આમ કોઈ રેતીને ભીંજવવી વ્યર્થ છે,
અથવા તો દરિયાના પાણીથી સાવ ભિન્ન રેતીને પોતાનો અર્થ છે?
અર્થો બદલાવવાની જીવલેણ ખાઈમાં તું ધસતી એ જોઈને હું હસતો.

તેં એવા પતંગિયાની સાંભળી છે વારતા જે ફૂલને સૂંઘે તો મરી જાતું?
તેમ છતાં તારાથી કોઈ ફૂલ ચૂંટવાનું દુસ્સાહસ કઈ રીતે થાતું?
ફૂલને પતંગિયાના રેબઝેબ ભાવથી તું શ્વસતી એ જોઈને હું હસતો.

અને પછી ઝાકળનાં ટીપાંની સામે તારી ચીંધાતી આંગળી તું જોતી
તો હું વરસાદ બની જવાની રમ્મતમાં જાતને તું શા માટે ખોતી?
રેતી ભીંજાઈ જાય એટલું ... ... તું વરસતી એ જોઈને હું હસતો.

ત્યારે તું જાણતી કે રેતીને સહેજે છંછેડીએ તો કેવું એ ડંખતી?
માધવ રામાનુજના ગીતમાં છે એવું ... (હોઉં પાસે છતાં તું મને ઝંખતી)
રેતીમાં પાણીનાં ટીપાંની જેમ તું કણસતી એ જોઈને હું હસતો.

સહેજસાજ એટલો જ સાંભરે છે આપણને હવે પેલો આપણો અતીત
રેતીમાં રેતી છંછેડનાર મૂરખાનું આપણે જ લખતાં'તાં ગીત
રેતીએ ગોઠવેલ ફાંસામાં આંગળીઓ ફસતી એ જોઈને હું હસતો
મને રેતીમાં આંગળીઓ ફેરવતો જોઈને તું હસતી એ જોઈને હું હસતો

## □ હરીન્દ્ર દવે

ઈર્ષ્યાના ફણિધરે ડંખ દીધો છે
અને રૂંવે રૂંવે લીલોતરી ઊગી ગઈ છે.
સુંવાળા જીવનની શોધમાં
લીધેલા કાંટાળા રસ્તા પર
એટલા તો ઉઝરડા થયા છે કે
એ રૂઝવવા આ એક જન્મારો તો
ઓછો જ પડશે.

મારા પૂર્વજોના મૃતદેહો હજી જીવે છે:
તેઓના ઠંડા શ્વાસોની ચાદર
મારી હયાતીના શબ પર ઓઢાડાઈ છે.
ગઈ કાલ મરી શકતી નથી
અને આજને જિવાડી શકાતી નથી.

સાગરનાં મોજાંની જેમ ઉછળતાં
તારાં સ્તનો
મારી હથેળીના કિનારા પાસે
આવી ક્ષુબ્ધ થૈ અટકી જાય છે:
સાગરનો ઘુઘવાટ લાલ રંગ ધારણ કરી
મારી આંખોમાં અંજાઈ રહે છે,
અને મારી ઉન્મન, પ્રાણભરપૂર હયાતી
મારા ફફડતા હોઠમાંથી નીકળતા શબ્દને
સાંભળવા કાન માંડે
તારે હું દેવભૂમિમાંથી પાછા ફરતા
ઓરફિયસની જેમ પાછળ જોઉં છું,
અને ક્ષણમાં જ બધું સમેટાઈ જાય છે.
– રહે છે માત્ર
મારી વીણા પરનો
સૌથી કરુણ રાગ.

ક્યારેક આ બે હોઠ વચ્ચે
ભીંસાયેલી સુંવાળી જીભ
કૃષ્ણના મુખમાં બ્રહ્માંડ નિહાળી
ચકળવકળ થયેલી યશોદાની દૃષ્ટિની જેમ
મોંમાં ફરી વળે છે :
ત્યારે
ઝેરની કોથળી દાબતી નાગણ
કેમ યાદ આવે છે
એ તું ન પૂછે તો સારું!

તડકાના ખેતરમાં
થતી ખેતી સમો હું
વરસાદને ઝંખી પણ શકતો નથી;
મારા રોમરોમમાંથી ઊગે છે
વાસનાના ફણિધરો
– એના ડંખથી ઉન્મન બની
તું મને આલિંગે છે
ત્યારે તને ખબર છે કે
આ ઘેન શેનું છે?
જાગૃતિની પ્રત્યેક ક્ષણ
ઘેનમાં વીતે છે –
અને ઘેનમાં મીંચાતી આંખોમાં
જાગે છે એ દુનિયા સાચી નથી.
મારા બે બાહુઓમાં સમાતા શૂન્યને
ભરડો લેતા શ્વાસો
કોઈક આકાર નીપજાવી લે છે
અને
આંખો ખોલી જોવાની
મારી જિગરદારી લોપ થઈ છે.
વારંવાર વંચાઈને
ફાટવા આવેલા કાગળ જેવો
મારો પ્રેમ

હું વધુ ચીવટથી સાચવું છું –
ગલીએ ગલીએ
છૂટા પડી ગયેલા આકાશના
ટુકડાઓ તારાં બે નેત્રોમાં
ચકરાઈ રહે છે –
એકમેક સાથે સંવાદી રહીને
છતાં એકમેકને મળ્યા વિના.

ફ્લાવરવાઝમાં ચમકી રહેલી
બે વિશાળ આંખો
જરા ઝીણી થઈ
પાંદડે પાંદડે દૃષ્ટિના ટુકડા મૂકે છે
અને વંચાઈ ગયેલી
કવિતાની ભૂંસાતી અસર
જેવી હવામાં
બધી જ પાંખડીઓ વેરવિખેર થઈ જાય છે.
આંખો વિનાના ચહેરામાં
દેખાય છે ઊંડા કૂવાઓ
મૃત્યુ એ જિંદગીને ઝડપવા માટે
પાથરેલી જાળ પર
ક્ષણોનાં બી ચૂગવા
બેસતાં પંખીઓના પગમાં
વીંટાતી દોરીઓ જેને ઝડપે છે
એ મૃત્યુના અલગ અલગ ટુકડા છે.

મૃત્યુ એટલે ત્રીસ માળનું મકાન,
મૃત્યુ એટલે ટોડલા પરનો મોર,
ગોખલામાંના દેવ
અને મંદિરની આરતી –
મૃત્યુ એટલે ફફડતા હોઠ, કંપતી આંખો
અને પ્રસરતા બાહુઓ
બંધ મુઠ્ઠી
અને શ્વાસ વિનાના પિંજરામાં
મૃત્યુ શોધનારાને કહો –
મૃત્યુ એટલે ગતિ,
મૃત્યુ એટલે શ્વાસ,
મૃત્યુ એટલે હવા,
મૃત્યુ એટલે વાતો,
મૃત્યુ એટલે નાતો.

અડધી રાતે
શિયાળની લાળી નહીં
છેલ્લા શૉમાંથી પાછી ફરતી
મોટરોના અવાજો સંભળાય છે:
કૂતરાં ભસતાં નથી,
મૌન વડચકાં ભરે છે;
અને હડકવા થયેલી નિયોન બત્તીઓના
કંપથી ડરી
આસ્ફાલ્ટનો રસ્તો દોટ મૂકે છે.

મારા ચહેરાની નીચે
નમેલા ચન્દ્રને
ચુંબન કરી લેવું છે –

ખીણના અંધકારને
સૂર્યનાં કિરણોથી છલકાવી દેવો છે –

દુર્ગમ ચટ્ટાણોની
સુંવાળપથી છેતરાવું નથી –

થોડાક અક્ષર
શ્વાસોથી મારે કામ પાડવું છે –
– જો સ્ટૉપ પર ઊભેલા સમયને
એની બસ ન મળી જાય તો.

વૃક્ષો તેનાં મૂળ ઊંચાં કરે છે,
મકાનો પોતાના પાયાને ઉપર કરે છે,

ધરતી પોતાના લાવાને પ્રગટ કરે છે,
માણસ પોતાના જન્મ પહેલાના
ગર્ભબીજમાં સમાઈ જાય છે,

—અને સૌ સાથે મળી પ્રાર્થના કરે છે:

હે નાથ,
અમારા શબ્દોમાંથી અર્થને લોપી દો,
અમારા અવાજમાંથી નાદનો લય કરી દો,
અમારી આંખમાંથી દૃષ્ટિ હરી લો,
અમારા ચરણોમાંથી ગતિ ઉઠાવી લો,
અમારા કાનને બધીર કરી દો,
અમારા અંતરને નિસ્પંદ કરો.
અમારા જીવનમાંથી પુણ્યોનો ક્ષય કરો,
અમારા પાપને ફૂલની માફક પ્રગટાવી દો,
અમારા અસ્તિત્વમાં મૃત્યુનો મહિમા કરો,
અમારી પ્રાર્થનામાંથી
પરમેશ્વરને ખસેડી દો.



□ ચીનુ મોદી

પથ્થરો પોલા નીકળશે શી ખબર?
ને મિત્ર બહુ ભોળા નીકળશે શી ખબર?
એમની આંખો ભીંજાઈ'તી ખરી
આંસુઓ કોરાં નીકળશે શી ખબર?

ક્ષણોના મહેલમાં]

હેમખેમ □ ધીરુ પરીખ

ક્યાંથી ફૂટી નીકળ્યાં
આ પાછાં જૂનાં શિંગ?
હાથે-પગે પાછા એ જ ન્હોર?
એ જ પુચ્છ?
કહે છે કે જનતાએ જનમાવી ક્રાંતિ
માણસ નામની કોણે મારી હશે ડિંગ?

વળી પાછો
સામાજિક વ્યવહાર ચાલ્યો શાણો શાણો ...
હમણાં ફૂટ્યાં'તાં
પેલાં શિંગડાં-નહોર-પુચ્છ
સકલ એ હિંસ્રતાનું ગુચ્છ
કબરમાં ગયું કંઈ દટાઈ?
શોધી રહું ત્યારે લાગે
માણસ નામનો ઉપર
ચણી લીધો પાણો.

વારે વારે
કાલાંતરે
આમ નવું સર્જન થતું રહ્યું,
થતું રહેશે એમનું તે એમ.
જેટલો સમય મને માણસ પ્રમાણે
પશુતાની કબર ઉપરનો જ પાણો
પડ્યો રહેશે તેટલો સમય
તો લો હેમખેમ?

# ત્રણ કાવ્યો □ પન્ના નાયક

૧

તને ખબર છે?
હવે હું તારું નામ બોલી શકતી નથી
એટલે
આજે તાજા જ પડેલા સ્નોમાં
હું તારું નામ લખી આવી
મારી આંગળીઓ એવી તો ઠરી ગઈ
પણ સાચે જ મઝા આવી ગઈ...
ને પછી
થોડી વાર રહીને વરસાદ પડ્યો...
હું તારું નામ વહી જતું જોઈ રહી.
વાસંતી વરસાદની સાથે
અચાનક ઊગી નીકળેલા ડેફોડિલની જેમ
મેં તારું નામ
વાતવાતમાં રોપી દીધું
પણ કોઈએ કશું સાંભળ્યું નહીં
કેમ જાણે
તારા નામના રણકારનો પડઘો
ફક્ત હું જ ઝીલી શકતી હોઉં!
અને બપોર પછી
નીકળી આવેલા
મેઘધનુને જોઈ
દિલમાં એક ધડકન ઊઠી ને શમી ગઈ...
ફક્ત મારા સ્તનો જ એના સાક્ષી હતાં.
સંધ્યાકાળે
નમતો સૂરજ
મારા ગાલે ઢળ્યો
અને તારા હોઠની છાપ સજીવન થઈ.
પણ તું માનીશ?
અહીં તો બધાંને
મારા ન બોલાયેલા
શબ્દોમાં જ વિશ્વાસ છે:
તું શું માને છે...?
હું બોલું કે ચૂપચાપ ચાહ્યા કરું...?

□

૨

વિસ્મરણના
Concentration campમાં
ધકેલી દઈ મને,
પૂછું છું તમને–
શાને ચાબખા માર્યા કરો છો
એના નામના?
સાચું કહું તો
કંટાળો આવે છે આ એક ને એક સજાથી ય.
હું માંગું છું –
કોઈ નવી હિંસા!

□

૩

ચાંચમાંથી તણખલાને પડતું મેલીને
પંખી તો ઊડ્યું પાછું ગગને.

તણખલું પાણીના ભેજમાં
અન્ય સહુ સાથે ચોંટી ગયું
કાદવમાં વધુ ને વધુ ખૂંચતું
ધરાની ધૂળમાં પડ્યું પડ્યું તણખલું સળવળે:
એકવાર હું ય જતું'તું આકાશે.

૨૮-૫-૧૯૭૪

પ્રિય સુરેશભાઈ,

નમસ્કાર. 'કવિતા'ના ૪૦મા અંકમાં પ્રકટ થયેલી મૌલિક અને અગાઉ અન્યત્ર અપ્રકટ એવી રચનાઓ પૈકી ઘણીખરી વિષે તો એ જ અંકમાં શ્રી જયન્ત પાઠકે લખ્યું છે તે સાચું લાગે છે કે–

"આવાં આવાં ઉખાણાંમાં / અટવાયેલો હું / કવિતાની આંગળી પકડવા જાઉં છું / ને અકવિતાને કાંડે ઝલાઉં છું."

કવિતાએ ખુદ સામે ચાલીને કવિની આંગળી પકડી હોય એવી તો એકકે મૌલિક ગુજરાતી રચના આ અંકમાં મને જોવા મળી નથી પણ કવિએ સાધના કરીને કવિતાની આંગળી પકડી લીધી હોય તેવી જે બેચાર રચનાઓ સદ્‌ભાગ્યે આ અંકમાં છપાયેલ છે તેમાંથી શ્રી ભાનુપ્રસાદ પંડયાની બન્ને કૃતિઓ મને ગમી છે પણ પુરસ્કારને યોગ્ય હું 'તલાશ'ને ગણું છું.

સ્નેહાધીન,

જયેન્દ્ર ત્રિવેદી

તા. ક.

મૌલિક કરતાં અનુવાદિત રચનાઓ વધુ આસ્વાદ્ય લાગી છે એ નોંધવું જોઈએ.

જ.

☐ ઉદયન ઠક્કર

સાંભળી શકું છું !

૨૦થી ૨૦,૦૦૦ Cycle-wave lengthનાં અવાજો

તારી frequency કઈ છે?

મારાં ગીત...

contact lenses છુપાવીને vision 6/6 કર્યું છે.

અને ફૂલોનાં નામ કહી દઉં

જોતાંવેંત.

ગીત,

ઘાસ ઊતરડીને તેની લાલ ત્વચાને સ્પર્શ્યો છું,

છતાં આપણી આત્મીયતા...

...ગીત,

તું જોડણીકોશને કેટલામે પાને જડશે ?

## એક સરોવર ઝૂરે છે ☐ સુરેશ દલાલ

આમ તો
ખરી પડેલાં પાંદડાઓએ
પોતાની
પીળી, સુક્કી રેખાઓને
સ્વીકારી લીધી છે!

ઓચિંતો
વરસાદ પડે તો
આ પાંદડાઓ ભીનાં થશે
પણ ભીનાં પાંદડાઓ
લીલાં થશે ખરાં?

કયા વટવૃક્ષનાં
ખરેલાં પાંદડાં પર
મરેલા બાળક જેવું મારું સ્વપ્ન
પગનો અંગૂઠો ચૂસ્યા વિના
તણાતું જાય છે!

મારા મનના મિજાજનું પ્રતિબિંબ
ક્યાં ક્યાં દેખાય છે!
પ્રકૃતિ અને શબ્દો...
આ બન્ને
સામસામે ગોઠવેલા અરીસાઓ તો નથી ને!
પ્રતિબિંબોની આ નદીમાં તણાય છે તે કોણ?
હું કે મારી શૂન્યતા?
પંખીઓ પોતાના માળામાં
ઈંડાં મૂકે છે કે શૂન્યતા?

આજની પેઢી
પોતાનાં સંતાનોને
શું આપી શકે એમ છે?
ફ્લેટ, ફ્રીજ, ફોન, રેડિયો,
ટીવી અને ન્યૂઝપેપર્સ?

પંખીઓને માટે આકાશ
હવે આકાશ નથી.
આકાશ એટલે
પંખીઓની શૂન્યતાનું એરપોર્ટ.

ફૂલોનાં નામ હું ભૂલી ગયો છું
અને ફૂલોના રંગો તો
મને કેમે કરીને યાદ નથી રહેતા.
કેટલાંક ફૂલોને તો
સુગંધનું સરનામું હજી લગી મળ્યું નથી.

પંખીઓ કદી ટહુકે છે ખરાં?
પ્રશ્નોથી પણ પૂર્વજન્મની બારી ખૂલતી નથી.

કોઈક સ્ટુડિયોમાં
ફોટો પડાવવા આવ્યા હોય એમ
મરેલા પિતા અને ફોઈ
ક્યારેક સપનામાં આવે છે.
અમારા ત્રણેયમાંથી કોઈ હસતું નથી
અને અમે
બોલ્યા વિના છૂટા પડી જઈએ છીએ.

પસાર થતા
વણવરસેલાં વાદળોના પડછાયાઓ
મારા શબ્દો પર પડે છે
અને શબ્દોના નખ
ભૂરા ભૂરા થઈ જાય છે.

ઊંચાં ઊંચાં શિખરોની વચ્ચે
એક સરોવર ઝૂરે છે.
કાચના સરોવરમાં નૌકાનું પ્રતિબિંબ
ડહોળાઈ ગયું છે.
સાથે રહીરહીને સરોવર અને નૌકાએ
એકમેકમાંથી રસ ગુમાવી દીધો છે.
પહેલાં તો
બન્નેને એવી પ્રતીતિ હતી
કે મળીએ ત્યારે વાતો ખૂટતી જ નથી.
—જાણે કે હલેસાં વિના હોડી ચાલે છે.
પણ હવે
હલેસાંને પેરેલિસિસ થયો છે
એટલે જ સરોવરમાં પણ
રેતીમાં પડી હોય એમ
હોડી ચાલી શકતી નથી.
જોકે, ગતિના આભાસનું એક સરોવર
ઊંચાં ઊંચાં શિખરોની વચ્ચે
ઝૂરે છે!

ડામરની સડક પર
નહિ પડેલાં પગલાંઓ
છાપાંઓ વાંચી વાંચીને કરી રહ્યાં છે
વિદ્રોહ કરવાની વાત.
છાપાંઓના અક્ષરોની કાળી કીડી
એક જંગી સરઘસ કાઢે છે.
સરઘસની નેતાગીરીની જવાબદારી
પોતાને જ માથે છે
એવું પ્રત્યેક કીડી
બીજી કીડીને કરડી કરડીને ઠસાવે છે.

સાવ એકલો હું
કોઈકની સાથે રહેલો હું
કે સમૂહમાં
ખરી પડેલાં પાંદડાં જેવાં અમે
સામસામા ગોઠવાયેલા અરીસાઓને
પૂછીએ છીએ
કે અમારા આ જન્મની
કે પૂનર્જન્મની કોઈ શકયતા છે ખરી?

રાતના વૃક્ષની ડાળીઓમાં,
હવાને પણ વિસામો મળતો નથી.
સવારની પ્રતીક્ષાને પડતી મુકાઈ છે
કારણકે સૂરજ પોતે જ
કાળું ફૂલ થઈને ફૂટે છે
અને ઘુવડના અંધાપાનો મહિમા ગાય છે.
સૂરજને કોણ સમજાવે
કે ઘુવડનો અંધાપો
આંખની સામે જન્મેલો નર્યો વિષાદ છે,
કૃષ્ણની વાણીથી પવિત્ર થયેલો
અર્જુનનો વિષાદયોગ નથી.

[જન્મભૂમિ]



## સાહિત્યિક શૈલી અને ભાષા : કેટલાક નૂતન અભિગમો ☐ હરિવલ્લભ ભાયાણી

[તા. ૨૯-૬-૭૦થી ૩-૭-૭૦ સુધીમાં આપેલાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોની નોંધો, મુખ્ય મુદ્દાઓ અને સારને કાંઈક વ્યવસ્થિત કરી, ક્યાંક, સહેજ વિસ્તારી કે ઉમેરો કરીને અહીં સળંગ રૂપે રજૂ કર્યાં છે. કેટલુંક ટાંચણ જેવું, તારણો જેવું ઊભડક લાગે તેવું હોવા છતાં કાંઈક અંશે ઉપયોગી અને ચર્ચાપ્રેરક થશે એવી સમજથી આ કાચી સામગ્રી પ્રસ્તુત કરાઈ છે. પ્રકાશન માટેની અનુમતિ બદલ હું મુંબઈ યુનિવર્સિટીનો આભારી છું – હ.]

### (૧) ભાષા અને શૈલી

સાહિત્યકૃતિના વિષય, વસ્તુસંભાર, સ્વરૂપ વગેરે પાસાંની જેમ તેની શૈલી પણ ઘણું અગત્યનું પાસું છે. સાહિત્ય-મીમાંસામાં શૈલીનો વિચાર પાશ્ચાત્ય પરંપરામાં તેમ જ પ્રાચીન ભારતીય પરંપરામાં હમેશાં થતો રહ્યો છે. પ્રાચીન ભારતીય સાહિત્ય-મીમાંસામાં શૈલીતત્ત્વોનો રીતિ, ગુણ વગેરે વિભાવોની નીચે ઘણે અંશે સમાવેશ થયો છે.

પણ જેમ સાહિત્યનો, સાહિત્યપ્રકારોનો અને વિવેચનનો, તેમ શૈલીનો આપણો અર્વાચીન ખ્યાલ પશ્ચિમની દેણ છે. 'શૈલી' શબ્દ અંગ્રેજીના 'સ્ટાયલ'ના અનુવાદ કે પર્યાય લેખે જ અર્વાચીન સમયમાં પ્રચારમાં આવ્યો.

પશ્ચિમમાં પ્રાચીન સમયમાં 'શૈલી'નું મહત્ત્વ લેખનની નહીં પણ વાક્કળા અને વક્તૃત્વકળાની દૃષ્ટિએ હતું. ધાર્યો પ્રભાવ પાડવા માટે વાગ્મિતાનું મહત્ત્વ હતું, અને જેવો પ્રસંગ, તેવો વક્તૃત્વનો પ્રકાર હોવાથી તે તે પ્રકારને માટે ઉચિત શબ્દપ્રયોગ, અલંકાર અને વાક્યવિન્યાસની પસંદગી કરવાની રહેતી. વાક્કળા'નું આ પુરાણું શાસ્ત્ર વિધિનિષેધને ધોરણે જ નિરૂપણ કરાતું: વક્તૃત્વની અમુક ઢબ સાધવા માટે આવા શબ્દોને, આવા અલંકારોને વાપરવા વગેરે. પ્રાચીન ગ્રીક અને લૅટિન સાહિત્યોમાં શૈલી-વિચાર આ દૃષ્ટિએ થયેલો છે.

મધ્યયુગમાં તથા પછીના યુરોપીય પુન: પ્રબોધકાળમાં આ વિચારોનો પ્રભાવ તત્કાલીન વિવેચન તથા કાવ્યરચના પર પડ્યો, જે થોડેક અંશે અઢારમી શતાબ્દી સુધી ટકી રહ્યો. પણ આ પરંપરાગત શૈલી-વિચારથી આધુનિક શૈલી-વિચાર કેટલીક ઘર-મૂળની બાબતમાં જુદો પડે છે. બંનેની દૃષ્ટિ, પ્રયોજન અને પદ્ધતિમાં સારો એવો ફરક છે. અર્વાચીન વિવેચન વસ્તુલક્ષિતાનું આગ્રહી બનતી શૈલી કેવી હોવી જોઈએ અને કેમ ઘડવી જોઈએ એ વગેરે કહેનારું ઉપદેશાત્મક વલણ હવે તેને ખપતું નથી. તેનું લક્ષ્ય સિદ્ધ શૈલીને સમજવાનું જ હોય છે.

પરંતુ આગળના શૈલી-વિચારનો બીજો એક મુદ્દો—કૃતિની ભાષા અને શૈલીનો એકબીજા સાથેનો સંબંધ સારી રીતે પ્રભાવક રહ્યો છે. આ મત પ્રમાણે ભાષા એટલે વિચારણાનો લેબાસ, અને શૈલી એટલે એ લેબાસની વિશિષ્ટ ઢબ કે ફેશન.

'સ્ટાયલ'ના વિવિધ અર્થોમાંથી એક સમાન તત્ત્વ આપણે એ તારવી શકીએ છીએ કે 'સ્ટાયલ' એટલે કે શૈલીને મુખ્યત્વે સામગ્રી, વસ્તુસંભાર, પદાર્થ વગેરેની સાથે નહીં, પણ તેના આકારપ્રકાર કે રીતિપદ્ધતિની સાથે લાગેવળગે છે. બે જણની પાસે કહેવાની વાત કે વાર્તા 'એકની એક' જ હોય, પણ બંનેની કહેવાની રીત કે લઢણ—તેમની શૈલી જુદી જુદી હોવાની, શિલ્પ કે સ્થાપત્યની વસ્તુ સમાન ઘર, દેવસ્થાન, મૂર્તિ હોય, પણ શૈલી જુદી જુદી હોય. અખબારોની કટારો, ચલચિત્રોનાં સામયિકો, મનોરંજનની કથાઓ, જાહેરખબરો વગેરેના આકર્ષણનો આધાર તેમની 'શૈલી' ઉપર રહેલો છે.

પણ કોઈ પણ સાચી સાહિત્યકૃતિની ભાષાથી તેની શૈલીને જુદી પાડી નહીં શકાય, 'સરસ્વતીચંદ્ર' જેવી કૃતિની ભાષાને તેની શૈલીથી કઈ રીતે જુદી પાડીશું? શું કહેવાય છે?' તે ભાષાનો ચિંતા વિષય છે. અને કંઈ રીતે કહેવાય છે? તે શૈલીનો ચિંતાવિષય છે એવો ભેદ કરી શકાશે ખરો? વિશિષ્ટતા સમગ્રપણે કૃતિની ભાષામાં રહેલી હોય છે, નહીં કે કૃતિના એક દેશમાં કે તેના અમુકઅમુક ભાષાપ્રયોગોમાં.

કોઈ પણ બે કૃતિમાંથી (અથવા તો એક જ કૃતિના વિવિધ ખંડોમાંથી) એકની ભાષાનું પોત સાદું અને બીજીનું સજાવેલું હોવાની છાપ જ્યારે આપણા પર પડે છે ત્યારે એ છાપનું શૈલીદષ્ટિએ તાત્પર્ય એટલું જ કે એકની શૈલી સાદી છે, બીજાની સંકુલ કે અલંકૃત. પણ પ્રભાવની દૃષ્ટિએ જેટલી અલંકૃત શૈલીમાં ક્ષમતા હોય, તેટલી જ સાદી શૈલીમાં પણ હોઈ શકે. સાદું એટલે શૈલીહીન એવું સમીકરણ હમેશાં નહીં માંડી શકાય. સફળ સાહિત્યકૃતિના કોઈ પણ અંશની ભાષા ઉદાસીન તટસ્થ કે જડ હોતી નથી. એ તો દેખીતું છે કે વિશિષ્ટ પ્રયોગોને ચીંધીને તરત બતાવી શકાશે, છતાં પ્રભાવકતાનો આધાર માત્ર તેમની જ ઉપર કે મુખ્યત્વે પણ તેમની ઉપર નથી હોતો. ભાષા અને શૈલી અલગ અલગ જોઈ તપાસી શકાય તેવાં તત્ત્વો હોવાનો ખ્યાલ નભી શકે તેવો નથી. 'શૈલી'ને ભાષા સાથે સમવેતપણે રહેલા તત્ત્વ તરીકે જ તપાસવી પડશે. **કૃતિમાં સમગ્રપણે ભાષાનો જે રીતે વિનિયોગ થયો હોય તે તેની શૈલી**, એવો ખ્યાલ નક્કર ભૂમિકા પર મંડાયેલો જણાય છે.

મનુષ્યની વાણી કે ભાષાના અનેક ઉપયોગ છે. તેમાંનો એક ઉપયોગ તે સાહિત્યમાં થતો ભાષાનો ઉપયોગ. ભાષાનો સાહિત્યિક ઉપયોગ એ તેનો મૂળભૂત ઉપયોગ નથી.

ભાષા પહેલા પ્રથમ તો લોકો વચ્ચેના સામાન્ય સંદેશવ્યવહારનું સાધન છે. વળી સહિત્ય કે વાઙ્મયમાં પણ એકતરફ શાસ્ત્રીય, વૈજ્ઞાનિક, ઇત્યાદિ, તો બીજી તરફ લલિત એમ બે પ્રકાર પડે છે. એટલે પ્રશ્ન એ છે કે સર્વસામાન્ય વ્યવહારની ભાષા, લલિતેતર સાહિત્યની ભાષા અને કાવ્યની—લલિત સાહિત્યની ભાષા એ ત્રણે એકની એક છે કે જુદી જુદી છે.

સ્થૂળદષ્ટિએ જોતાં કદાચ તેમની વચ્ચે એવો બહુ ફરક ન લાગે, છતાં હકીકતમાં આપણે 'સાહિત્યની ભાષા'માં ચાલુ વાતચીત નથી કરતા, અને સાહિત્યના ઘણાખરા પ્રકારોમાં તદ્દન બજારની કે ઘરાળુ ભાષા સળંગ નથી વાપરી શકાતી. તે જ પ્રમાણે માહિતી, જ્ઞાન અને વિજ્ઞાનના ગ્રંથોમાં કાવ્યભાષાનો ઉપયોગ બેહૂદો લાગે છે.

પ્રાચીન કાવ્યમીમાંસકોએ આ ફરકને લક્ષમાં લઈને વ્યવહારની કે શાસ્ત્રની ઉક્તિના વિરોધમાં કાવ્યનો 'ઉક્તિવિશેષ', 'વિશિષ્ટ ભણિતિ', 'વક્રઉક્તિ' વગેરે શબ્દો વડે લાક્ષણિક નિર્દેશ કર્યો છે.

ગુજરાતી, મરાઠી વગેરે જેવી વ્યવહારમાં એકત્વવાળી ગણાતી ભાષામાં પણ વૈવિધ્ય હોય છે. પ્રદેશ, જૂથ, વય, પ્રસંગ, પરિસ્થિતિ વગેરેને અનુસરીને તેમાં પ્રયોગ-ભેદ હોવાના. એક ગણાતી ભાષા અનેક ઉપભાષાઓની બનેલી હોય છે. માન્ય ભાષા, પ્રાદેશિક બોલીઓ, લિખિત અને બોલચાલના સ્વરૂપ, સામાન્ય વાતચીતની, વ્યાખ્યાન કે પ્રવચનની, ધંધારોજગારની–પત્રવ્યવહારની–એમ વિવિધ ઢબો, ઘરના લોકો, મિત્રો, વડીલો, ઉપરીઓ, નોકરો, અજાણ્યાઓ વગેરે સાથેની વાતચીતમાં વપરાતી વિવિધ કોટિઓ એમ અનેક પ્રકારો ગણાવી શકાય. આમાંથી લિખિત ભાષાના વિવિધ સ્વરૂપોમાંનું એક વિશિષ્ટ સ્વરૂપ તે સાહિત્યિક ભાષા કે કાવ્યભાષા.

સાહિત્ય ભાષામય હોય છે, પણ જે કાંઈ ભાષામય છે તે બધું જ સાહિત્ય નથી. તો ભાષાના ઉપયોગને અનુલક્ષીને સાહિત્યને અસાહિત્યથી જુદું પાડનાર તત્ત્વો કયાં, એ પ્રશ્ન આપણે માટે મહત્ત્વનો બને છે. આવા ભેદના નિર્ણાયક ધોરણો જો આપણે તારવી શકીએ તો તેમને આધારે અમુક કૃતિ કાવ્ય છે કે અકાવ્ય તેનો નિર્ણય એ કેવળ અંગત રુચિનો વિષય ન રહેતાં વસ્તુનિષ્ઠ બનાવી શકાય. આ વિષયમાં દર્શાવવામાં આવેલા કેટલાક મતો અને મંતવ્યો આપણે તપાસીએ તો જણાશે કે પરિ-સ્થિતિ ઠીક ઠીક ગૂંચવણવાળી છે. લિખિત ભાષા અને અલિખિત ભાષા, ઈતર સાહિ-ત્યની અને લલિત સાહિત્યની ભાષા, કાવ્યેતર લલિત સાહિત્યની ભાષા અને કાવ્યભાષા એમ અનેક દ્વંદ્વો આપણી સમક્ષ રહેલાં છે.

વાણી અને લિખિત ભાષા વચ્ચેનો ભેદ પ્રયોગક્ષેત્રના ભેદને

કારણે છે. સામાન્ય ભાષા અને સાહિત્યભાષા વચ્ચેના ભેદને પણ એ જ વાત લાગુ પડે છે. પણ આની સામે એ વસ્તુ મૂકી શકાય કે લોકસાહિત્ય સાહિત્ય હોવા છતાં મૌખિક સ્વરૂપે હોય છે, અને ટેલિફોન ડિરેકટરી, રેલવે સમયપત્રક વગેરે લિખિત હોવા છતાં અસાહિત્ય છે. સાહિત્ય-અસાહિત્યનો ભેદ લિખિત અલિખિતના ભેદની સાથે સમરેખ નથી.

છંદ, પ્રાસ, અનુપ્રાસ, આવર્તન, વિશિષ્ટ પદાવલી વગેર જેવાં સ્વરૂપગત તત્ત્વોને આધારે પણ સાહિત્યની વ્યાખ્યા બાંધી નહીં શકાય. આવાં તત્ત્વો કવિતામાં જ હોય છે એવું નથી. અન્યત્ર પણ તે જોવા મળે છે તેમને વ્યાવર્તક નહીં ગણી શકાય. પણ આ ઘટનાની દૃષ્ટિએ ભેદ કરી શકાય ખરો. નિત્યના વ્યવહારની ભાષા અસ્તવ્યસ્ત કે વિશ્લિષ્ટ, જ્યારે સાહિત્યની ભાષા સુસંઘટિત હોવાની છાપ પાડે છે. ઘટક તત્ત્વોનાં વિનિયોગની પાછળ સાહિત્યભાષામાં કોઈ વિશિષ્ટ વ્યવસ્થાપક પરિબળ કામ કરતું હોવાની છાપ પડે છે.

કેટલાંકના મતે રોજબરોજની ભાષાના નિયમોને તોડવાનું સાહિત્યભાષાનું વલણ હોય છે. 'નિરંકુશા: કવય:' એટલે સામાન્ય ભાષાના નિયમોનો 'અતિચાર' કે 'હયાવિચાર એ કાવ્યભાષાનું રક્ષણ હોવાનું કેટલાક માને છે. પણ હકીકતે સાહિત્યિક અને અસાહિત્યિક એવા સામસામાં બે જ ભાષાસ્વરૂપો નથી, પણ અનેક ઉક્તિપ્રકારો, છે અને દરેકને પોતપોતાનું બંધારણ છે. પ્રશ્ન એ છે કે, એવાં કોઈ ભાષાલક્ષણો તારવી શકાય ખરાં જે સાહિત્યને અસાહિત્યથી જુદું તારવી આપે. સ્વરૂપદૃષ્ટિએ સાહિત્ય અને અસાહિત્યની ભાષાઓ વચ્ચે નથી નીતાતભેદ કે નથી તદ્દન એકરૂપતા, સાહિત્ય-ભાષા જે એક ભાષા જ હોય તે તેના સ્વરૂપને સામાન્ય ભાષાની રીતપદ્ધતિએ જ તપાસી શકાય. એકમતે સાહિત્યિક અને અસાહિત્યિક ઉક્તિઓને જુદું પાડનાર કોઈ સ્વરૂપ-ગત ધ્રુવતત્ત્વ નથી. બીજો મત એવો છે કે, સાહિત્યક-અસાહિત્યિક ભાષાઓ વચ્ચેનો ભેદ સ્વરૂપગત નહીં પણ સંદર્ભગત છે: વોગેલિન ઉક્તિઓના પ્રાસંગિક અને અપ્રાસંગિક એવા બે ભેદ પાડીને સાહિત્યિક ઉક્તિને એક પ્રકારની અપ્રાસંગિક ઉક્તિ ગણવાનું સૂચવે છે, તો બીજાઓ ચિરસ્થાયિતા ( કે જેની અપેક્ષા), વ્યવહારાપયોગીપણાનો અભાવ, પુનરાવૃત્તિપ્રવણતા, સ્વયંમૂલ્યવતા, કલ્પિતતા વગેરને સાહિત્યનું વ્યાવર્તક લક્ષણ ગણવા પ્રયાસ કરે છે. ત્રીજો મત સાહિત્યિક ભાષા અને અસાહિત્યિક ભાષા એવું વિરોધી દ્વંદ્વ તારવવા કરતાં ઉક્તિઓની એક ચડઊતર અખંડ શ્રેણી તારવવી વધુ વ્યવહારુ ગણે છે, ફાઉલર વિવિધ પરિસ્થિતિ અનુસાર વધારાતાં વિવિધ ભાષાસ્વરૂપોના વ્યાપક સંદર્ભમાં સાહિત્યિક ભાષાને તપાસવી સૌથી વધુ ફળદાયી થશે એવું પ્રતિપાદન કરે છે. અમુક વિશિષ્ટ પરિસ્થિતિના જે સંદર્ભને કારણે અમુક લાક્ષણિકતાઓવાળા ભાષાસ્વરૂપનો

વિનિયોગ અનિવાર્ય બને છે. તે સંદર્ભને તેઓ 'રજિસ્ટર' (સ્પન્દ) એવું નામ આપે છે. આવો સંદર્ભ જે લાક્ષણિક ભાષાસ્વરૂપને પ્રયોજવાનું આવશ્યક બનાવે છે તે ભાષા-સ્વરૂપને તેઓ 'શૈલી' એવું નામ આપે છે.

પણ આ પ્રકારનો શૈલીનો ખ્યાલ સાહિત્યભાષા પૂરતો મર્યાદિત નથી રહેતો. નિત્યના વ્યવહારની ભાષાને પણ તે લાગુ પડે છે. દરેકની ભાષાના વિનિયોગની રીતમાં અમુક આગવાપણું હોય છે. એ ખરું કે સાહિત્યભાષાની આગવી ઢબનો પ્રયોજક હેતુ રમણીયતા છે, જ્યારે સામાન્ય ભાષાની વ્યક્તિગત લઢણોના પ્રયોજકો વિવિધ હોય છે. છતાં ફાઉલરના મતે સાહિત્યિક ભાષાને સમાજપ્રચલિત એક વિશિષ્ટ ભાષાઢબ તરીકે લેવાથી આપણી શૈલીગત વૈશિષ્ટ્યની તપાસ વધુ વિરોધથી બચીને ચોક્કસ દિશામાં આગળ વધી શકશે.

કોઈ પણ ભાષાની ઉપભાષાઓ, બોલીઓ કે પેટાસ્વરૂપો વચ્ચે શો ફરક છે તેની વ્યવસ્થિત તપાસ ભાષાના વિવિધ સ્વરૂપઘટકોને અનુલક્ષીને કરી શકાય. બોલચાલના વ્યવહારની/સામાન્ય ભાષા (માન્ય ભાષા) અને સાહિત્યિક ભાષા વચ્ચેનો ભેદ, (૧) વર્ણો અને તેમની ગોઠવણી, (૨) અક્ષરો અને તેની ગોઠવણી, (૩) રૂપઘટકો, (૪) શબ્દો, (૫) શબ્દજૂથો, (૬) વાકયો, (૭) વાકયજૂથો એમની સરખામણી કરીને તારવી શકીએ. આમાનાં કયાં કયાં તત્ત્વો અંગે સાહિત્યિક ભાષામાં આદર-અનાદરનું વલણ હોય છે, અથવા તો અન્ય કોઈ વિશેષ કે મર્યાદા પ્રવર્તે છે તેની તપાસ થઈ શકે.



**સવારે શહેર □ ફિલીપ કલાર્ક**

સવારનું આકાશ
તારા
ભીના વસ્ત્ર જેવું ટપકે પરોઢ
ચિનાઈ કાગળની નીચે મૂકેલ
ચિત્ર જેવું ઝાંખુંપાંખું શહેર
દૂધની બાટલીઓમાં
ઠરી ગયેલી ઊંઘ ખળભળે
મિલોની ચીસો અને રીક્ષાના
ઘોંઘાટથી શહેર પડખું ફેરવે.
કૉફીના કપમાં ઊગતો સૂરજ
પાંજરામાંથી નીકળતા
પોપટ જેવા માણસો
જોતજોતામાં
સાંચાની જેમ સઘળું હાલેચાલે
ફરી પાછું
ટાઈમ-ટેબલની જેમ
શહેર આખું ગોઠવાઈ જાય.

## ક્યારેક ☐ પ્રકાશ દવે

આકાશને ઘેરાવું છે
પણ વાદળો નથી.
વૃક્ષને ઊગવું છે,
પણ આકાશ નથી,
વિચારને પથરાવું છે,
પણ મન નથી.
ક્યારેક
પાણીને તળિયા વિનાની ડોલથી ઉલેચવાનું
દિલ થઈ આવે છે.
પ્રવાહ રોકવો છે,
પણ કિનારાથી નહીં.
શ્વાસ લેવો છે,
પણ આ હવામાં નહીં.
નામ કોતરવું છે
પણ દૃષ્ટિની ધાર નથી.
ક્યારેક
હથોડી લઈ અવકાશમાં
ખીલી ઠોકવાનું મન થઈ આવે છે.

## સમયના થરોમાં ☐ જયન્ત પાઠક

સમયના થરોની ઊથલપાથલમાં દટાયેલા
એ પોઈના ડુંગરને મેં ખોદી કાઢ્યો –
ને નીકળી આવી
મારી નમણી નદી કરડ;
બે-કાંઠે અંધારાં ભરીને ઊગેલી
કણઝીઓનાં ફૂલની તિક્ત વાસમાં
મારું મન ઉપરવાસ વહેવા લાગ્યું;
પાણી પીવા ઊતરેલાં શિયાળવાંની
લપ લપ કરતી જીભમાં
મારું શૈશવ બોલવા લાગ્યું;
પથરાની બખોલમાંથી ડોકિયું કરતા
લીલા લીલા સાપની સુંવાળપમાં
શેરીની છોડીઓની સોબત સળવળવા લાગી;
ઘાસમાં આળખાયા
તડકાના ચટાપટાળા ચિતરામણમાં
ફળીમાં ઢાળેલા ખાટલા નીચે
ભરાયેલા વાઘની પૂંછડી છટપટવા લાગી
વગડાઉ ફૂલોને વળગેલાં પતંગિયાં –
ધાવણથી ગળ્યા ગળ્યા હોઠ પર
મારી જીભ ફરવા લાગી;
–વરસ નીચે વરસ ખોદતો જાઉં છું
ઊતરતો જાઉં છું અતીતનાં પતાળ-પાણીમાં –
લો, આ નાનકડી કાયા
ગામના હાથિયા ધરામાં તરવા લાગી!



દિનકર



વિજયરાય વૈદ્ય

# ઝાલાવાડી ધરતી

આ ઝાલાવાડી ધરતી :
આવળ, બાવળ, કેર, બોરડી, શુષ્ક, રુક્ષ ચોફરતી.
અહીં ફૂલ કેવળ આવળનાં :
અહીં નીર અધિકાં મૃગજળનાં :
પુષ્પ, પત્ર, પાણી વિણ કાયા ઘોર ઉનાળે બળતી! આ.

જોજનના જોજન લગ દેખો,
એક નહીં ડુંગરનો પેખો :
વિશાળ જાણે ખુલ્લી હથેળી સમથળ, ક્ષિતિજે ઢળતી! આ.

આ તે કોઈ જનમ-વેરાગણ!
કે, કો ઉગ્ર તપંતી જોગણ!
સંન્યાસિની તણા નિર્જળ શુભ વેષે ઉર મુજ ભરતી. આ.

પુંજારામ રાવળ

## બે કાવ્યો □ પ્રિયકાન્ત મણિયાર

### ૧ ઘાની નવાઈ નથી

અંધારું–
ભલે વિશ્વ રચાયાં પ્હેલાનું
કોઈનાં લોચન જ – તેજ હોઈ શકે
વાર્તા તો વીસ આંગળીઓની
– હજાર હજાર ઝરણ ફૂટી નીકળ્યાં
ખળ ખળ એનાં નીરમાં
અંધારું – ન્હાતાં ના'વે પાર
રમતિયાળ નાનકડાં – શિશુ મનની ઘૂઘરી
વાગી ગઈ
સૃષ્ટિસ્પંદનો
સોનેરી સૂર સંભળાયો;
ઓતપ્રોત અણુ અણુ હતા
એ જ હવે વાંસો ને છાતી જેવાં વેગળાં?
સમી સાંજને ટેકરે
સૂર્ય પણ એનાં આંસું જોઈ રહ્યો
પણ સૂકવી ના શક્યો – લૂછી ના શક્યો.
કેસર-દૂધ ભરેલા છલ છલ કટોરા
હોઠ લગ પ્હોંચ્યા
પણ કાચ – હાથ – સંબંધ
કેટલીક વાર કેવાં વિખૂટાં પડી જાય છે
ને પછી કરચો જ કરચો
મનની ઘૂઘરી વાગી હતી – એને વખત થયો
પણ તાલ હમણાં તૂટી ગયો.
રણક્ષેત્રના યોદ્ધાને ઘાની નવાઈ નથી
હવે આડી તો માત્ર ભાંગી ગયેલા
ભાગ્યની જ ઢાલ!

### ૨ એ આંખો

એ ચ્હેરો છે જેને નથી સપાટી
એકલી છે આંખોની ગહેરાઈ
શું જોઈ ગઈ હશે જગતમાં એ?

ચ્હેરા તો ઊઘડે છે પુષ્પોની જેમ –
ને ચ્હેરા જ ઊતરી જાય છે પુષ્પોની જેમ
પણ એક આ ચ્હેરો હજી ટકી રહ્યો છે ડાળી પર

નિસ્તબ્ધ નાભિમાં એની તો છે
ઘૂઘવાટા કરતા સમુદ્રો,
રંગ રંગથી સશબ્દ આકાશો
ઝળહળ ઝળહળ પ્રદીપ્ત તારકો,
પ્રતિપલ ડોલન માણવાં માગતાં તરુવરો
પણ અભિવ્યક્તિની સાથે અબોલાની શરત
એટલે એકેયનો એ પ્રસવ કરતી નથી
અકબંધ છે એ આજ લગી
'રહસ્ય' શબ્દના જેવી
પણ–પણ એના અસ્તિત્વનાં આધિપત્યની એ
એકલી સ્વામિની નથી
એટલે તો નિરાકાર વ્યથાને
ઢાંકી દેતું ચ્હેરા પર પ્રગટે છે સાકાર સ્મિત–
સ્મિત–કે જેનું કોઈ જન્મસ્થાન જડતું નથી;
ક્યારેક ઓલવાશે સૂર્ય ચંદ્ર ને તારા
એક નહીં ઓલવાય આ આંખો
શું જોઈ ગઈ હશે જગતમાં એ?

□ કિશોરસિંહ સોલંકી

હું કંટાળી ગયો છું:
આ નગરની નગ્ન જાંઘો ઉપર હાથ
ફેરવતાં ફેરવતાં
અને
એની નસેનસમાં વહેતા ડામરિયા લોહીના
ઉચ્છ્વાસથી.

મારે તો મારી છાતી ઉપર ઉગાડવું છે
મારું ગામ.
સીમના છેલ્લા ખેતરમાં ચરતી
સાંજને
હાંકતાં હાંકતાં વાળવી છે ઘર તરફ.
હોંકારો દેવો છે
કૂવાવાળા છીંડેથી અંદર આવતા
ચાંદનીના ધણને.

રાતને વાગોળવા
ગમાણને નીરવા છે
હજી લચકાના બે કયારા.

પરાળની પથારીમાં આળોટતાં આળોટતાં
આખા દિવસનો વલવલાટ
પોઢાડવો છે પાંપણોના છાપરામાં

કૂકડાની પહેલી બાંગના અવાજને
ધૂસરીએ જોતરી
ડચકારતાં ડચકારતાં
ખેડવું છે ચારમણવાનું કાહોડીયું.*

ચાસેચાસમાં વાવવાં છે
લેલાં, કાબરો, ચકલાં, સૂડા, વૈયા
અને
ખળામાં સૂપડે સૂપડે ઉપણવો છે તડકો.

*ખેતરનું નામ છે.

## બે કવિતા □ રાજેન્દ્રસિંહ રાયજાદા

૧

ગયા જનમમાં
ખળખળ વહેતી નદીઓ સૂકાઈને
મારી હથેળીની
માત્ર રેખાઓ બની ગઈ છે
તરસ્યા હરણોની લાશો
ટેરવામાં ખડકાઈ ગઈ છે
ને–
મારી આંગળીઓમાં
અતૃપ્ત તરસની
જાગી ઊઠી છે ઝંખના!
હવે તમે જ કહો,
હું કોને સ્પર્શું?
□

૨

રોજની જેમ જ
હું ફરવા નીકળ્યો ત્યારે
વૈતરણીને કાંઠે
સોનલવરણી કન્યાઓ
સ્નાન કરતી હતી.
એકાએક–
તેઓએ મારી સામે જોયું
અને
બધી જ કન્યાઓ
સૂરજમુખી બની ગઈ!
બસ,
ત્યારથી રોજ હું નીકળું છું ત્યારે.....

## કોઈ છે? □ ચિનુ મોદી

કોઈ છે?
બિયરથી પસાર કરવા છે
કલાકો
એકલદોકલ
ખાલી બોટલ
વિલ્સકિંગના ધુમાડેથી
ટોચ સુધી ભરચક બોટલનો
બૂચ ખોલતાં ગાયબ
ધૂમ્ર-ધુમાડા.
ટકી રહી છે
તંબાકુની તીવ્ર
હવે મંદમંદ બનતી
સંકેલાતી ગંધ.
શાંત
નિ:સ્તબ્ધ
ઘરખૂણા જેવું અકબંધ
માત્ર એકાંત,
આદિમાં મ્હોલાત
હવે ખાવા ધાતા ખંડેરે
ખોટુકલાં લટકાવ્યાં
ચામાચીડિયાં,
ચાવી આપતાં
ચામાચીડિયાં ઊડે
પણ—
શાપિત પથ્થર પડ્યો રહે છે
આણપૂજેલો
જંગલની નીચ ઝાડી વચ્ચે
ઢંકાઈને.
અટૂલો પડી ગયેલો
પ્રાચીનતમ આ પવન
પ્રસારી પાંખ
અહીંતહીં
ફૂલ ફૂલ પર
ઝોલાં ખાતો વહેતો.
ક્યાંય/અટકીને/ઊભા/રહેવાની/
પગ/પર/પગ/ચઢાવી/
પલાંઠી/મારી/બેસી/પણ/થકાય/
એવી/પૂર્વશરત/વગરનો/પવન/
ધક્કેલાતો ક્ષણે ક્ષણે.
રોજ ખીલે છે ફૂલ
ખરવાં માટે
પણ, અશ્વત્થામા
આ પવન...
કોઈ છે?
બિયરથી પસાર કરવા છે કલાકો.

સ્વર્ણમૃગોની મૃગયા કરવા.
તેજીલો તોખાર
ભૂલીને અસ્વાર
અટકી અટકી
ચમકીને
દોડે છે
દોડે છે ને હાંફે છે
ને હાંફે છે
છમલીલાંછમ ફીણ.
લગામના લોખંડી ટાઢા સ્પર્શે.
અશ્વને લગામ ખેંચી
કોણ અરે, અટકાવે?
કોણ અરે, અટકાવે?
દોડું છું હાથ વડે
દોડું છું શ્વાસ વડે વરસોથી.

વરસોથી ચાલી રહી છે
દષ્ટિની સસલાં-કચ્છપ દોડ.
લીંબું-પાણી/પીવા/પણ/રોકાયા/વગર/
મુઠ્ઠી ભીડી દાંતકચડતો દોડું છું–
અટકું છું કયારેક.
વાતચીત કરતાં ચિત્રિત
મિત્રોના ચહેરાની લાગી
લાંબી કયૂમાં.
સાંકડમોકડ
અધ્ધરશ્વાસે,
કૉફીમાં/સ્યૂગરકયૂબ્સ/જેટલો ય/
મિશ્રિત/થયો/નહીં/અને/
કપમાં ફરતી ચમચી પેઠે
જરીકવારે
સૉસરમાં મુકાયો છું–
મારા આશ્રિત એકાંતે
કાયમ.
કાયમ યમનિયમના કડક પહેરા
પહેરો દેતું આખું ગામ.
આંખ રાખવા
દરેકને કહેવાયું કાને
કાને
ફૂંકાયું મારું નામ.
આછો ફફડે મારો ઓઠ
અને અંદરનાં વાકયો
અર્ધવિરામો સાથે
કોઈ કરે છે 'ટેપ'
'ટેપ' વગાડી વાકયોને
તરત છાપતાં અખબારો પ્હેલે પાને.
મારી પડે નજર
કે કેમેરાની ચાંપ દબાતી
ચરણ હલે ને
પગી પગેરું કાઢે.
ગ્લાસ ઊંચકું
ને મૂકું તો
હાથછાપ લેવાય.
શ્વાસની આવનજાવન
સતત મપાતી લોહીની ગતિ
અસ્થિની સ્થિતિ
બારિક બારિક વીગત રાખતા
ભાડૂતી પ્હેરાની વચ્ચે હું–
અકબંધ સાચવી રાખું છુ એકાંત
એટલો ભ્રાંત
બાકી ગ્રંથાલયમાં અક્ષરની ભરચક ભીડે;
પીંગપોંગનો દડો બની અહીંથી ત્યાં
હડદોલા ખાઉં
ડર્બીમાં બ્લાઈન્ડ કરું દસ-વીસનું
ફાધર પીટ્રીનો વેશ ભજવતો
રોજ રીઝવતો સમ્યક્ યોગ કરી પત્નીને
લાડની ટપલી
બચ્ચાં રાજી
કવિતા લખતો
ટિકિટ લઈને ભરચક 'બસ'માં
ભૂસકા દેતો
હસતો છાનું
છતરાયું છતરાયું
રડતો.

લડતો દલીલની દીકરી પકડી
લચ્ચક કેડ
ઢગઢોલ નગરના રસ્તા ઉજ્જડ થાય
તથાપિ પાપા પગલી પાડું
ત્રાડું
છાપાં ફાડું

હોંકું ખચ્ચરગાડું
વગર કૂવાનાં વાસીજળમાં ફેંકું
ભરેલી બાલદી
તિલક કરીને તેડું લક્ષ્મી
કામદગ્ધ આંખોથી કન્યા તાકું.
ચપોચપ દંતપંકિતના ચહેરા ચોક્ખાચણાક
દર્પણ જેવા રાખું
અને છતાંયે
અને છતાંયે
અને છતાંયે
સ્વસ્થ માંસની પેશી જેવી
ભોગ્યાક્ષણ પાસેથી
હીજડાહબ્સીની ચાલે
નતમસ્તકે પસાર–
અરે, કોઈ છે ?
બિયરથી પસાર કરવા છે કલાકો
અટપટું અડાબીડ એકાંત
કલાંત ચિત્તના આ પરિતાપ
શાપ ...
સંચિત શાપ :
सर्वे भवन्तु सुखिनः
सर्वे सन्तु निरामया
सर्वे भद्राणि पश्यन्तु
मा कश्चिद् दुःखभाग्भवेत्
ગંદીગલીચ મવાલી પાન ચાવતી
હાથની મુઠ્ઠી ઉગામી
દાંતભીડેલી કચડકચડ
છરીહુલાવી
અપશબ્દોની કૂચ ઓઠ સુધી આવે છે
ને સભ્યદેશનો
સફેદવસ્ત્ર પહેરેલો હીજડો
ચાવીચઢાવ્યું બોલે છે :
'કેમ છો? મઝામાં છો?
ફરી મળીશું. આવજો!
હબ્સી હીજડાને હસતાં જોયો છે ?
ખી ખી કરતાં પેટ દબાતું ખી ખી
ફાંગી આંખ તણાતી ખી ખી
ચિક્કટ બનતા જાડા ઓઠ થૂંકથી ખી ખી
ટપકે નાક દદડતું ખી ખી
ખી ખી ખી ખી
કરતાં કરતાં
ખો ખો ખો ખો
પુરાણ પ્રાચીન ખ્યાત કુંવરબા
મેંદીમૂકી પાની ઢાંકે
ખી ખી.

પોચટ પોલા ઉપાનરવની ફિક્કી સાંજે
હે નૃસિંહ
મારા શૂન્ય સ્થંભ પર
કીડીની લંઘાર કંપતી.
સામે કિંગફીશર બિયરની બોટલ
ટોચ સુધી ભરચક બૉટલમાં
વિલ્સકિંગના ધૂમ્ર–ધુમાડા
કોણ ખોલશે બૂચ?
દૂર ઊભો નતમસ્તક રાખી
સફેદ વસ્ત્ર પહેરેલો
સભ્ય દેશનો હબ્સી હીજડો –
અરે, કો......ઈ છે ?
પસાર કરવા છે બિયરથી કલાકો.

ફળશ્રુતિ :

પૂંસક નથી રહ્યો મારા યુગનો અશરીરી, રિયાઝ કરવાના બહાના નીચે સૂરને એકાંતિક રાખીને જાહેરજગ્યાઓમાં પોસ્ટર મારફતે પણ, એ હવે આવતો નથી.

કેડથી નમેલા વૃદ્ધની કપોલકલ્પિત કથાના નાયક જેટલું ય સાહસ હવે એ દાખવતો નથી, ઢાંકી રાખે છે વ્રણને. ઝમતા બદબૂ ભરેલા પરુનીતરતા લોહીને કરકરી જિહ્વાથી ચાટી જવા પાલિત કૂતરાને ય એ આજ્ઞા કરી શકતો નથી. ભોગવેલી અબાધિત અનાવૃત્ત આસક્તિનાં ફ્રીજ કરેલાં કલંકોનો હવે એ એકરાર પણ કરી શકે એમ નથી.

માટે હે ભાવિક બૌધિકો,

દીવાલોને દારૂ પીવડાવી ભૂંરાટી કરી એની તરફ ન દોડાવો. સાગર જેવડી નાની માછલી સ્ટીમલાંચનું પેટ્રોલ વ્યય ન કરો. ટેબલ પર મુક્કો મારી કૉફિના કપમાં તમે તો ધરતીકંપ સર્જી શકનાર સુભટ્ટો છો. લક્ષ્યવેધી શબ્દ છોડવા પણછખેંચેલાઓ અટકો. મારા યુગનો અશરીરી હવે પૂંસક નથી રહ્યો.

**Insomnia □ વિપિન પરીખ**

ઓશીકાને આશ્લેષમાં લઈ શોધેલો આધાર,
વાવઝોડામાં વારેઘડીએ ખૂલી જતી બારી જેવી પાંપણ,
ગ્રહણને દિવસે નીકળી પડેલાં ભિખારીનાં ટોળાં જેવાં સ્વપ્નો,
રોજ રોજની ભીંતિનો આખી રાત પાગલ બબડાટ
પંખાનો એકધારો કાળો કચવાટ...
વાત કરવા જેવા માણસો આપણી બાજુમાં –
સુખેથી સૂતેલા,
અને આપણી જ શય્યા ઉપર
અગ્નિની ચાદર



ઘટનાનો આકાર લે છે જે શબ્દોના માધ્યમ દ્વારા ભાવકોમાં સંક્રાન્ત કરી શકાય છે. વિદ્યુત્‌ના સંક્ષોભને પરિણામે વાતાવરણમાં બનતી એક ઘટના એટલે ઝંઝાપાત. પોતાનો આવેગ વીજળી કે કડાકા તરીકે મુક્તિ ન પામે ત્યાં સુધી વિદ્યુત્‌પ્રવાહો વાતાવરણમાં જામતા જાય છે. જ્યારે કોઈક પરિબળ કે પ્રક્ષોભ કવિના મનમાં ઘૂંટાય છે અને ઘટનાના સ્વરૂપે એ અવતરવા મથે છે ત્યારે કાવ્ય જન્મે છે. એનું પ્રાકટ્ય સહસા કે કડાકાભડાકા જેવું વિસ્ફોટક હોવું અનિવાર્ય નથી; એ બહુ છાનું, ધીમું, ક્રમશઃ છતું થતું જતું હોઈ શકે. મારે એ ઉમેરવું જોઈએ કે બધા પ્રકારનાં કાવ્યોને આ સમેટી નથી લેતું; પણ હું માનું છું કે મોટાભાગની ઉત્તમ કૃતિઓને આ વિધાન આવારી લે છે.

જ્યાં લગી કવિના ચિત્તમાં કાવ્યનો ઘાટ ઘડાઈ જતો નથી —અને રચનાની નક્કર પ્રક્રિયા સિવાય એ આપોઆપ સંપૂર્ણ રીતે ઘડાય એ પણ બહુ સંભવિત નથી– ત્યાં સુધી પોતે શું લખવાનો છે એ વિષે ખુદ કવિ પણ પૂરેપૂરો વાકેફ નથી હોતો. એકવાર એ કવિના ચૈતન્યમાંથી નિષ્પન્ન થઈ એટલે કાવ્યમાત્રના નિષ્કર્ષને તાકતી ઘટનાઓની ઘટમાળમાં કવિતા પોતાનું સ્થાન લે છે. કાવ્ય લખતાં પહેલાં કવિના મનમાં જે અનુભૂતિ થઈ છે, આબેહૂબ એવી જ અનુભૂતિ, આ નૂતન ઘટના જેનામાં સંક્રાન્ત થઈ છે તે સહૃદયના ચેતોવિસ્તારમાં આ કાવ્ય દ્વારા નહીં થાય. પણ જો કાવ્ય સારું હોય— અથવા બીજી રીતે કહીએ તો, જો આ ઘટના ચમત્કારભરી હોય— તો એ સહૃદય અને બીજા અસંખ્ય ભાવકો એમાથી સંક્ષોભ કે અચરજ પામશે. આ એક નવો અનુભવ પામ્યાની હલચલ છે. ભાવકના અનુભવનો કાયમને માટે ચેતોવિસ્તાર થાય છે.

અલબત્ત, કવિતા વિષેનું આ સકળ સત્ય નથી, કે એની લગોલગનું પણ કંઈ નથી. પણ કાવ્યો જાણે કે વરણાગી ભાષાથી મઢેલા રસપ્રદ વિચારો જ ન હોય એમ લોકો એને વિષે છાશવારે લખતા હોય છે, અને એટલે હું જે મુદ્દો ઉપસાવવા માગું છું તેને અહીં ઘૂંટવાનું જરૂરી છે. શાળાના એક વિદ્યાર્થીએ હમણાં જ કવિતાને 'આ કમબખ્તી ફૂલ-ઘાસની, છંદ-પ્રાસની' તરીકે ઓળખાવેલી, અને કવિતા વિષેના આ શાલેય દૃષ્ટિકોણથી જ તો આપણે અળગા થવાનું છે. કાવ્ય એ ઘટના છે એમ કહેવામાં હું એ દઢાવા માગું છું કે કાવ્યમાત્ર 'ક્રોસવર્ડ પઝલ'ની જેમ બુદ્ધિને લડાવે એવી માનસિક કસરત જ નથી; એ તો બૌદ્ધિક કરતાં વિશેષ તો શારીરિક અસર ઉપજાવે એવી ઘટના ઘણીવાર લાગે છે. આ મુદ્દાની નીચે તો એક કરતાં વધુ કવિઓએ સહી કરી છે. દાખલા તરીકે, હાઉસમન કહે છે:

**કવિતા ખરેખર તો મને બૌદ્ધિક કરતાં શારીરિક અસરવાળી સવિશેષ લાગી છે... જ્યારે સવારના પ્હોરમાં હું દાઢી કરતો હોઉં ત્યારે વિચારોની ગતિવિધિ પર નિયંત્રણ**

રાખવાનું મને અનુભવે શીખવ્યું છે કારણકે કવિતાની એકાદ પંક્તિ પણ સ્મૃતિમાં ઝબકી જાય ત્યારે મને એવો રોમાંચ થાય કે, અસ્રો અટકી પડે. આવા આ ચિહ્નની સાથે સાથે મારી કરોડરજ્જુમાં એક ઝણઝણાટી વ્યાપી જાય છે; બીજું ચિહ્ન એવું છે કે જ્યારે મારા ગળામાં ડચૂરો બાઝી જાય છે અને આંખમાં ઝળઝળિયાં આવી જાય છે; અને એક ત્રીજું ચિહ્ન છે કે જેનું વર્ણન કરવા માટે મારે ફેની બૉન વિષે વાત કરતા પોતાના છેલ્લા પત્રોમાંના એકમાં કિટ્સે વાપરેલા એક વાક્યનો જ આધાર લેવો પડશે, 'એનું સ્મરણ કરાવતી હરેક વસ્તુ મને ભાલાની જેમ આરપાર ભોંકે છે.' આ લાગણીનું આસન તો મારી ઊંડી આંતરડીમાં હોય છે.

હાઉસમનના સમય પહેલાં અમેરિકન કવયિત્રી ઍમિલી ડિકિન્સનનો પણ આવો જ અનુભવ હતો:

હું પુસ્તક વાચું અને જો મારું આખું શરીર એવું ઠંડુગાર થઈ જાય કે કોઈ અગ્નિ એને હૂંફ ન આપી શકે તો હું જાણું કે આ કવિતા છે. જાણે કે મારા માથાની છાજલી ઉતારી લેવામાં આવી ન હોય એવો મને જો દૈહિક અનુભવ થાય તો હું જાણું કે એ કવિતા છે. કવિતા પામવાના આ રસ્તા જ હું જાણું છું. બીજો કોઈ છે ખરો?'

હાઉસમન અને ઍમિલી ડિકિન્સન, તમે કહેશો, કે કવિઓ હતા, સામાન્ય વાચકો નહીં. પણ ઍમિલી ડિકિન્સનની દોસ્ત સુઝાન ગિલ્બર્ટ કંઈ કવિ ન હતી. અને છતાં તેણે પણ આ લાગણી અનુભવેલી. '*Safe in their alabaster chambers*'–થી શરૂ થતા પોતાના શ્લોક વિષે ઍમિલી ડિકિન્સનને લખતાં તે કહે છે: 'આનો વિચાર કરતાં હું કાયમ અગ્નિ પાસે જાઉં છું - હૂંફ મેળવવા, પણ હવે પછી હું ક્યારેય એ મેળવી નહીં શકું.'

ટૂંકમાં, અમુક કાવ્યો— બધાં જ નહીં— જો સરખી એકાગ્રતાથી વંચાય અને તમારા જીવનની યોગ્ય ક્ષણે એ મળી જાય તો આબેહૂબ શારીરિક અનુભવ થયો હોય એવો આંચકો અચૂક આવે. કદાચ આવું અવારનવાર બનતું નથી, પણ આવી અસરથી કવિતાનો કોઈ પણ જૂનો જોગી સદંતર વંચિત નથી જ. 'હવે ક્યાં નાચે છે જલપરી, રબારી, કદીય તે?' –મિલ્ટનની આ પંક્તિ ટાંકયા પછી હાઉસમન કહે છે:

અનેક વાચકોની આંખમાંથી આંસુ ખેરવી શકે, ને હું જાણું છું કે ખેરવે જ છે, એવું તે વળી શું હશે? એમાં તે વળી રડવા જેવું શું છે? આનંદથી ભરી ભરી કોઈ કથનની છાયા હોય ત્યારે પણ નર્યા શબ્દોની અસર નક્કર કરુણની કેમ હોઈ શકે? હું તો એટલું જ કહું, 'કારણ કે તે કવિતા છે'; મનુષ્યમાં કંઈક એવું છે જે અસ્પષ્ટ અને

સુષુપ્ત છે—એવું કંઈક જે મનુષ્યની પ્રકૃતિની સાંપ્રત રચનાથીયે પુરાણું છે—છેક ત્યાં સુધી આ શબ્દો પહોંચી જાય છે...

અહીં હાઉસમન વૈયક્તિક અનુભવનું સાધારણીકરણ કરી આપે છે. 'એમાં તે વળી રડવા જેવું શું છે?'ના પ્રશ્નનો ઉત્તર એને લાગેવળગે છે ત્યાં સુધી મેળવવો મુશ્કેલ નથી. આપણે એને કાવ્યસાહિત્યના બંદા તરીકે સ્વીકારવો જોઈએ; શિષ્ટસાહિત્યનો એ તદ્‌વિદ, અને 'જલપરી અને રબારી' જેવા શબ્દો માટે એને તો થિયોક્રિટસ જેવા ગ્રીક કૃષિકવિના અર્ધકલ્પનામય આખા પેગાન વિશ્વને ઢંઢોળી બેસે એવા નીવડે. આ વિશ્વ આદર્શ સુખનો વિસામો હતું અને એને નાશ પામ્યાને વર્ષો થઈ ગયાં. 'હવે ક્યાં નાચે છે' શબ્દો કાયમ માટે અદશ્ય થયેલા નિર્દોષ આનંદનો નિર્દેશ કરે છે. આપણે જાણીએ છીએ હાઉસમન તીવ્ર વિષાદી પુરુષ હતો, વહી ગયેલી નિર્દોષતાની લાગણી અને વિચારના ભાર વિનાના આનંદની લાગણીથી ભીંસાતો એ જીવ હતો. જુવાન હતો ત્યારે હું એકવાર થોડાક જ સમય માટે એને એના કેઈમબ્રીજના ખંડમાં મળવા પહોંચી ગયો હતો. બારણાંમાં પેસતાં જ ડ્યૂરરનું 'મેલન્કોલિયા'નું નિષ્ઠુર અને થીજવી દે એવું નકશીકામ લટકતું હતું એ મને હજીયે યાદ છે. ક્યારનીયે વહી ગયેલી સુખદ નર્દોષતાનું જ્યારે મિલ્ટનના માધુર્યપૂર્ણ વર્ણોમાં નિરૂપણ થાય ત્યારે આવા માણસની તો પાંપણ ભીની થાય જ. છ–આઠ શબ્દોમાં સમેટાયેલા આ વિચાર પાછળ રહેલી બધી જ વ્યંજનાઓ, બધી જ કરુણતા આ સહૃદય કવિના ચિત્ત ઉપર આઘાતના આવેગથી ઉછળી ઊઠે. માની લ્યો કે વહી ગયેલી નિર્દોષતાની ભાવનાથી તમે પીડાતા નથી; માની લ્યો કે તમે થિયોક્રિટસ વાંચ્યો નથી અને જલપરી કે રબારી વિષે, માની લ્યો, તમે કંઈ જાણતા નથી કે નથી તમને એની પરવા. તો પછી, મિલ્ટનની આ પંક્તિ તમારે માટે ઊણી ઊતરશે. એનો અર્થ એવો નહીં જ કે તમારામાં સમજણની ઊણપ છે કે તમે કવિતા પ્રત્યે અપ્રતિભાવી છો. આનો અર્થ એટલો જ કે તમારે બીજાં કાવ્યોથી કે બીજા કવિઓથી નભાવવું રહ્યું. મેં તો કહ્યું જ કે કવિતા એક ઘટના છે: તમારી અને કવિની વચ્ચેનો એ એક વિનિમય પણ છે. કોઈ પણ એક વાચક બીજા જેવો નથી હોતો અને એકનું એક કાવ્ય પ્રત્યેક વાચકને જુદી જુદી રીતે સ્પર્શી જશે. કાળના ખૂબ લાંબા ફલક ઉપર જે વિવિધ અને અસંખ્ય ભાવકો ઉપર ઊંડામાં ઊંડી નિગૂઢ છાપ મૂકી જાય એ જ ઉત્તમ કવિતા.

પ્રત્યેક વાચક ભિન્ન છે: પણ બધા જ વાચકોમાં કશુંક સામાન્ય તત્ત્વ પણ છે. આ સામાન્ય તત્ત્વને આપણે માનવતા કહેશું. આ સહિયારી માનવતાની બારીમાંથી જ તો કવિ પોતાના સ્થળ અને કાળથી વિભિન્ન સ્થળકાળમાં રહેલા વાચકની સાથે વાત કરી શકે છે. આમ કરવા માટે એની પાસે વિશિષ્ટ સજ્જતા છે કારણ કે ઉપાદાન તરીકે

તેનું માધ્યમ ભાષા છે; અને માનવજાતના વિભિન્ન સભ્યો વચ્ચે ભાષા એક સેતુ છે. 'ઘર', 'પ્રેમ', 'મૃત્યુ', 'જિન્દગી', 'દયા', 'શાંતિ', જેવા શબ્દોમાં વાચકો માટે ઘણાં સામાન્ય તત્ત્વો રહેલાં છે; પરંતુ પ્રત્યેક વ્યકિતને આમાંનો પ્રત્યેક શબ્દ કંઈક થોડોક જુદો અર્થ પણ આપે છે. તો 'ચહેરો', 'પુસ્તક', 'અરીસો' જેવા સાદા ખયાલી શબ્દો પણ ભિન્ન વાચકના મનમાં જુદાં જુદાં પ્રતિરૂપો જન્માવે છે. 'હું મારા કાચમાં જોઉં છું' (હાર્ડી) અથવા 'શ્રદ્ધા અજબની શોધ છે' (ઍમિલી ડિકિન્સન) અથવા 'મહત્તાના માર્ગો અંતે તો કબર પ્રતિ દોરે છે!' (ગ્રે) જેવી પંકિતઓ પ્રત્યેક વાચકના મનમાં સામ્યની મૂળભૂત સરવાણીઓ પ્રગટાવશે અને એની સાથે સાથે આસમાન-જમીનનો ભેદ પડી જાય એવાં પ્રતિરૂપો અને અધ્યાસો જન્માવશે. બધા જ ભાવકોની સહિયારી માનવતાને સ્પર્શે અને છતાં સાથે સાથે દરેક સહૃદયને એક નિરાળો અનુભવ પણ આપે એવું સત્ત્વ કાવ્યનું છે. જ્યારે દ લા મારની પંકિત 'અરે, અરણ્યો અહીં સાવ જૂનાં?' તમે વાંચો છો ત્યારે તમારા ભીતરી ચક્ષુ સમક્ષ કયું ચિત્ર તરવરે છે? કયારેય જો તમે શહેરની બહાર પગ ન મૂકયો હોય તો, આ ચિત્ર તમારે મન ધૂંધળું જ હોવાનું; જે ઓરડાથી તમે પરિચિત હો અગર તો હતા, તે ઓરડાની દીવાલ ઉપર લટકતા કોઈ ચિત્રની સ્મૃતિ કરતાં વિશેષ તમારે માટે એ કંઈ નથી. મારા મનમાં તો આ પંકિત અને મારા બાળપણાના ઘરને ઘેરીને ઊભેલાં ઊંચાં, શાંત તાડવનો—બન્ને એકમેક સાથે રસાયેલાં જ છે. મારા વનનાં વૃક્ષો તો ભૂખરાં થડવાળાં, સીધાં અને ચળાયેલાં કુમળાં લીલાં સૂર્યકિરણોથી નાહી વળેલાં છે. તમારાં વૃક્ષો ગમગીન દેવદાર હોઈ શકે અથવા લાલ સેડાર કે ફેલાયેલા ઑક વૃક્ષ પણ હોઈ શકે. તમે કહી શકો કે કવિ સાધારણીકરણ કરે છે અને સહૃદય વિશિષ્ટિકરણ કરે છે; અને આ જ તો બન્ને વચ્ચેનો સેતુ છે. કવિ જો બહુ ઝીણું કાંતવામાં ચીવટિયો હોય તો વાચક પરની પકડ કદાચ એ ગુમાવી બેસે; પદ્યાત્મક માર્ગદર્શિકા જેવું એનું લખાણ થઈ જાય અને વાચકની કલ્પનાને કશો ય અવકાશ ન રહે. વાચકની કલ્પનાને આવું કાવ્ય કસતું જ નથી અને એટલે વાચક રસ ગુમાવી બેસે છે. પણ જ્યારે શર્લી એવી પંકિત લખે કે 'મૃત્યુ એનો ઠંડોગાર પંજો શહેનશાહો પર મૂકે છે' ત્યારે એ આપણી કલ્પનાને સતેજ કરે છે કારણકે રાજાઓ માટે અને રાજાઓને ખતમ કરનારા ઠંડાગાર પંજાવાળા મૃત્યુના ચિત્રની વિગતો પૂરવા માટે તમને છુટ્ટો દોર આપે છે. કવિ એક એવું સાધારણ નિવેદન કરે છે કે ભૂમિના માંધાતાઓ પણ અમરપટો લખાવીને નથી આવ્યા અને એને એવા સ્વરૂપે રજૂ કરે છે કે ચિત્રને સભર કરવામાં વાચકની કલ્પનાશકિત ઉત્તેજિત રહે.

કાવ્યો ભૌતિક(Physical) ભૂમિકા પર આઘાત અને આંચકાઓ પ્રેરી શકે છે તેની સાક્ષીરૂપે મેં હાઉસમન અને ઍમિલી ડિકિન્સ—એમ બે કવિઓને

ટાંકયા. કવિઓની સાક્ષી હમેશ સાંભળવા જેવી હોય છે. હમણાં મેં જે મુદ્દાઓની ચર્ચા કરી એના વિષે કિટ્સને પણ કશુંક કહેવાનું છે.

**વૃક્ષને જે સ્વાભાવિકતાથી પાંદડાં ફૂટે છે એટલી સ્વાભાવિકતાથી જો કવિતા ન પ્રગટે તો બહેતર છે કે એ કદીયે ન પ્રગટે... એણે આપણને એની નજાકતભરી અતિશયોકિતથી અચંબો પમાડવો જોઈએ, એની અનન્યતાથી નહીં; વાચકને એમ લાગવું જોઇએ કે જાણે કે પોતાના જ ઉત્તુંગ વિચારોનું શાબ્દીકરણ થયું છે અને લગભગ સ્મૃતિ હોય એમ લાગ્યા કરે.**

અહીં કયાંક વિરોધ હોય એમ લાગે છે. સ્વાભાવિક વિકાસ થયો હોય એવી કવિતા લાગવી જોઈએ; સાથે સાથે ભાવકે જે વિચાર્યું હોય અથવા અનુભવ્યું હોય એવી પણ કંઈક લાગવી જોઈએ; અને છતાં પણ એક નાજુક અતિશયોકિત દ્વારા એણે 'ચમત્કાર' પણ સર્જવાનો. તમે કહેશો કે જો એ સ્વાભાવિક હોય તો એ અતિશય કેમ હોઈ શકે? જો તમને એ 'લગભગ સ્મરણ હોય' એવું લાગે તો પછી એ તમને કયા ચમત્કારથી વિસ્મય પમાડે? કવિતામાં રહેલાં રહસ્યો અને વિરોધાભાસો તરફ કિટ્સ અહીં પ્રકાશ ફેંકે છે. તદ્દન અણચિંતવ્યો ન હોય એવો આઘાત વધુ અસરકારક હોય છે. સાવ માન્યામાં ન આવે એવી ચીજ હોય તો એ કયારેય ચમત્કાર સર્જી શકતી નથી. સભાન થતાંની સાથે જ તમને એવી પ્રતીતિ થવી જોઈએ કે આમ જ બની શકે. ઍમિલી ડિકિન્સનની આ ચાર પંકિતઓ જ્યારે વાંચીએ—

**સૂરજ આથમે છે એના સંકેતરૂપ / હરિયાળી પર પડેલો પ્રલંબ પડછાયો એટલે જ અંતસ્ફુરણ / અંધકાર હમણાં જ અહીંથી પગલાં પાડશે એવી / ચોંકેલા ઘાસને ચેતવણી.**

ત્યારે કથનાભિવ્યકિતની આ વિચિત્રતાથી પહેલાં તો આપણે વિહ્વળ બની જઈએ; છતાં ય તરત જ કવિના નિરીક્ષણની સચ્ચાઈ મનમાં ઠરતાંવેંત પેલું દેખીતા વૈચિત્ર્યનું અચરજ વિલુપ્ત થાય છે. સૂર્યકિરણથી પથરાયેલાં લીલાં ઘાસનાં મેદાનોને વીંધતા પડછાયાઓવાળી જાણીતી કે ભૂતકાળમાં જાણેલી કોઈક હરિયાળીને આપણાં મનોચક્ષુ જુએ છે. ઍમિલી ડિકિન્સનને મન આ પડછાયો એટલે આવતા અંધકારની અંતસ્ફુરણા, અને અમંગળની થીજવી નાખતી એમની આશંકાના આપણે પણ સહભાગી થઈએ છીએ. કાંઈ નહીં તો છેવટે આપણા અવચેતન મનમાં પણ આ લાગણી હોય જ નહીં તો પછી આપણે આ અનુભવી પણ કેમ શકીએ? હું પ્રત્યેક વાચકવતી ન કહી શકું, કદાચ તમે આવી લાગણી અનુભવી ન પણ હોય, પણ મારે માટે તો હરિયાળી પર પડેલા પડછાયાઓ વિષેની આ પંકિતઓ મારા જ વિચારોને શબ્દસ્થ કરનારી પંકિતઓ

લાગે છે. આ વાત આપણે અહીં જ સમેટી લઈએ અથવા તો એનો તંતુ લંબાવીને એમ પણ કહીએ કે એમિલી ડિકિન્સનનું મન અંધકાર તરફ ખાસ ઢળેલું હતું કારણકે અંધકારનો અધ્યાસ મૃત્યુ સાથે છે. પોતાની પ્રિય જિન્દગીને અત્યંત પરવશ બનાવતું મૃત્યુ એને માટે એક હાજરાહજૂર ભય હતો. શરૂઆતમાં આ 'ચોંકેલા ઘાસ' નો શબ્દપ્રયોગ વિચિત્ર લાગે છે; એકક્ષણ જો આપણે વિચારીએ કે એમણે ઘાસ સાથે પોતાની તદ્રૂપતા સાધી છે, જેમ તેઓ પ્રકૃતિના અનેક તત્ત્વો સાથે સાધતાં રહ્યાં હતાં એમ; અને હકીકતમાં તો અંધકારના પસાર થવાથી ( પોતાના માથા ઉપરથી પસાર થવાથી) તેઓ પોતે ચોંકી ઊઠયાં છે એવો સાક્ષાત્કાર ન થાય ત્યાં લગી જ આ શબ્દપ્રયોગ વિચિત્ર લાગશે. આમ, આ શબ્દપ્રયોગ ઋજુ અતિશયોક્તિથી વિસ્મય પણ પમાડે છે અને સાથે સાથે એ પૂર્ણપણે સ્વાભાવિક છે એવી પ્રતીતિ પણ આપે છે. તેઓ એક એવા કવયિત્રી છે જે અતિશયથી સતત વિસ્મય પમાડે છે અને છતાં એમનાં વિરોધીભાસી ઉદ્‌ગારોમાંનાં સત્ય અને ઔચિત્યથી આપણને સંતર્પે પણ છે.

જે કદી સફળ નથી થયા જ, એમને મને
સાફલ્યની ભરી ભરી મધુરતા ડસી રહી

અને,

જમીનના જીવનું સાગર પ્રતિ પ્રયાણ એટલે પરમાનંદની સમાધિ

અને,

કોઈએ પોતે પિશાચપીડિત ઓરડો બનવાનું જરૂરી નથી–

આપણને આવાં કાવ્યો આનંદ આપે છે; એમાં ચત્મકૃતિ અને સ્વાભાવિકતા, વિચિત્રતા અને સત્યનો સમન્વય થયો હોય છે પણ, કિટ્સ પ્રમાણે છે એમ આ બન્ને તત્ત્વો લગોલગ હોવાં જોઈએ. ચમત્કાર વિનાની કવિતા આપણું ધ્યાન ખેંચી શકતી નથી; સ્વાભાવિકતાના પ્રાકટ્ય વિનાની એકધારી વૈચિત્ર્યવાળી કવિતા આપણાં ચિત્તને ઝાઝીવાર જકડી શકે નહીં.

પહેલી વાર આવે છે ત્યારે મૅકબેથને બિરદાવતી ડાકણો એનું ધ્યાન દોરી શકે છે અને તેમનું પ્રપંચી વશીકરણ મૅકબેથ ઉપર પાથરી શકે છે કારણકે એના ભાગ્યે જ સ્ફુટ એવા અંતરતમ વિચારોને તેઓ ચોંકાવી દે છે–આ પ્રમાણે સંબોધીને: 'બધાં બાઅદબ ફરમાવો મૅકબેથની જે હવે પછી બનવાનો છે રાજા!' એ જ પ્રમાણે તમે જે અર્ધુંપરધું વિચાર્યું છે તે તમને જણાવીને અને નવીનને આશ્ચર્યજનક રીતે વ્યક્ત કરીને કવિ તમારો રસ જગાડે છે ને જમાવે છે. તો પછી ફલિત એ થાય છે કે ખુદ કવિ વિષે પણ આવો જ વિરોધાભાસ છે. ભાવકનાં વિચારો અને લાગણીઓનો કવિ સહ-

ભાગી બને છે, હકીકતમાં, એને અગાઉથી એ પામી ચૂક્યો છે અને પરિણામે એ સહિયારી માનવતાનો પૂરેપૂરો હિસ્સેદાર બને છે. છતાં, સાથે સાથે, જો એ વાચક કરતાં જુદો ન હોત તો વાચક ઉપર એની કોઈ પકડ ન હોત, વાચકને ચમત્કારમાં અને સંતોષમાં ઝબકોળવાની એનામાં શકિત જ ન હોત. જે તત્ત્વ કવિને બીજા લોકોથી ભિન્ન અને છતાં બીજા જેવો જ બનાવે છે તે તત્ત્વ કયું ?

---

1 આ કથનની પડછે કવિ-વિવેચક ઉમાશંકર જોશીની ઉકિત મૂકવા જેવી છે:

" પહેલાં સહજભાવે જે સૂઝે તે મનમાં રચી,
પોતાને પૂછી પૂછી ને ઉતારી લઉં છું પછી. "

'અભિરુચિ'–૧૯૫૯–પૃ. ૩૧૫.



## ગ્રીષ્મઘરની છાયાઓમાં □ ઉશનસ્

બપોરો વૈશાખી: ભડ ભડ બળે શેરી તડકે,
પૂળાની ગંજીઓ ભભૂકી ઊઠી શી શુભ્ર ભડકે!
અહો ફાટયો જ્વાળામુખી ધવલ લાવા દવ ધસે,
ચઢે - બીઉં - મારાં ઘર - પગથિયાં! તપ્ત વિક્સે
બધે ચારે બાજુ ધવલ રસનું દીપ્ત સહરા,
રણાંભોધિ વચ્ચે દ્વિપ ખજૂરીનો આ ઘર-ધરા!

અહો મારે માથે ઘર! ઘર પરે છાપરું ચૂએ,
ચૂએ છે છાયાઓ ટપટપ, ઘર જે નીક થઈ
વહે લીંપી ગારે કલકલ, અને ભૂ પમરઈ
ઊઠે છે સીમો શી પ્રથમ વરસાદી જળ છૂએ;
ઝમે છે છાયાઓ અપક મટકે ઝાકળ થઈ,
ગળે ગોળાકેરે શિવ સરિખ ટાઢા સરપ શું
ગળે રે વીંટાવું ગરણું થઈ ભીનું શુનકશું સૂઈ જવું
ઉઘાડા થૈ છાયા - કરદમ - લપેડે ખરડઈ ...

## રિલ્કેનાં બે કાવ્યો ☐ અનુવાદ: રાવણદેવ

### ૧ નિભૃત ક્ષણ

દુનિયામાં અત્યારે જે આક્રંદ કરી રહ્યું છે કોઈ
વિના કારણે જે વિલાપ કરે છે
તે મારે માટે સારે છે આંસુના બે બુંદ.
 આ રાત્રે હસે છે જે કોઈ
 વિના કારણે જે કોઈ ઉલ્લાસે છે આ રાતે
 તે ઉડાડે છે મારી ઉપર હાસ્યની એ છોળ
અત્યારે રખડે છે સૃષ્ટિના પટે જે કોઈ
વિના કારણે જે રઝળે છે
તે પહોંચે છે મારી પાસ.
 કયાંય જે ભેટે છે મૃત્યુને આ ક્ષણે
 વિના કારણે જે કરે છે 'સ્વ'નું બલિદાન
 મારી તરફ નીરખે છે એ.

### ૨ બુદ્ધ

કેમ જાણે એ સાંભળતા ન હોય ક્ષાંતિ...દૂર...સુદૂર...
વિલીન થઈ જઈએ આપણે–
વધુ ગહનતમ રીતે વિલીન ન થવાય ત્યાં સુધી.
એ તો એક તારક છે. અને આપણે જોઈ પણ ન શકીએ
એવું મહાકાય તારકવૃન્દ એની આસપાસ પ્રસરી રહ્યું છે.

ઓહ! એ તો સર્વસ્વ છે. ખરેખર, એની નજર આપણી ઉપર પડે
ત્યાં સુધી આપણે રાહ જોઈશું? એની શું એવી કોઈ આવશ્યકતા છે?
આપણે સર્વસ્વનું સમર્પણ કરીએ અને તોય
એ તો ગહનતમ જ રહેશે, એક માંજરની જેમ નિસ્પૃહી.

લાખો વર્ષોથી એ તો નિમગ્ન છે
એથી જ તો આપણને લાગી છે લગન એના ચરણનની
આપણે જે સહન કરવાનું છે એ જ તો એ ભૂલી જાય છે.
આપણા નસીબનું પાન કેમ, કયાં, કયારે ફરકશે એ જાણે છે એ.

## બે ગઝલ □ ભગવતીકુમાર શર્મા

### આપો

૧

સમય ટેરવે વાવી આપો;
રિસ્ટવૉચ છું- ચાવી આપો!

વીત્યા સમયને લાવી આપો;
પડછાયો પકડાવી આપો.

ઊડી ગયો છે બલ્બ સૂર્યનો,;
ચકમકથી ચેતાવી આપો.

બધીર જનોની વસતિ ચોગમ;
ટહુકાઓ સંભળાવી આપો.

હવા વિનાનું નગર શ્વસે છે;
દાંડી છું – વગડાવી આપો.

ડાયલ ઝંખે તરલ ટેરવું;
ગોષ્ઠિને છલકાવી આપો.

બ્હાર ખડું છે અદીઠ ભાવિ;
દરવાજો ઉઘડાવી આપો.

□

## નશાની વાત □ સુરેશ બારિયા

રુગ્ણ ચહેરાની જાળમાં
કણસાતા ફૂલની સ્થિતિ
મારે માટે ક્યાં નવી છે!
અને એથી જ
બોટલમાં પુરાયેલો નશો
મને અનંત આકાશની
ગુહ્યતામાં મૂકવાને સમર્થ નથી,
એવું કબૂલતીવેળા
બારમાં
ખૂંધા થઈને
પ્રવાહીથી વાંકી વળી ગયેલી ખ્યાલીઓ
પંપાળતા માણસોની રાતી આંખોમાં
પરોવાઈને
ખાલી બૉટલ સામે
ખાલી બૉટલ સામે
ઘૂરકી રહેવાનું મન થાય છે
કારણકે
વિતથની ઝાડીમાં
ફસાયેલા વિદૂષકની જેમ
મને અટ્ટહાસ કરતા આવડતું નથી.

## મારા પ્રથમ શિશુને

□ યોશિનો હીરોશી □ જયા મહેતા

[જાપાનીસ કવિતા]

તારા જન્મને હજી બે દિવસ જ થયા હતા
ગીધડાંની
જેમ
તેઓ ધસી આવ્યા,
પોતાની કાળા ચામડાની 'બ્રીફકેસ'
ખોલતા ને બંધ કરતા.

વીમા કંપનીના 'ટ્રાવેલિંગ સેલ્સમેન'
(તેમના કાન કેવા સરવા છે)
મેં આશ્ચર્ય દેખાડ્યું ત્યારે
તેમણે હસીને કહ્યું:
'અમને ગંધ આવી ગઈ હતી'

તારી સુંવાળી કાયાએ હજી
પોતાનો ચહેરો-મહોરો પણ નક્કી કર્યો નથી
તેમાં મેં ક્યાં વાવ્યું હશે
એક ઝીણું નાનું અમથું મોત?

પેલા મોતને તો ક્યારની યે
ગંધ આવી ગઈ હશે.

### મધ્યાહ્ન ☐ હરિકૃષ્ણ પાઠક

આંગણું આંખમાં સૂનું, ધૂળ ઘેલી ફર્યા કરે
ઝાંખરે ઝરકાતી લૂ, પાંદડાં પળનાં ખરે.

વાગોળે બીડનાં સ્વપ્નો છાપાંના રદ્દી કાગળે
ઘેનુની આંખમાં બેઠી શહેરની શૂન્યતા અરે.

ફેરીના સાદ ઊઠે ને સામે કો'ક ગલી મહીં,
ઠેલાતા છાંયડા ધીરે; પાસું નીરવતા ફરે.

સૂર્યનું કંઈ તપે રાજ નીલ આકાશની મહીં –
તેજની તપ્ત આભાથી; તડકાથી અવનિ પરે.

ફાટું ફાટું થતો દેખો તોર આ ગુલમહોરનો,
સાંભળો! સાંભળો! ક્યાંથી – ક્યાંથી
આ ટહુકા ઝરે.

☐

### ગઝલ ☐ જયન્ત પાઠક

પહાડોની વચ્ચેથી આવી રહ્યો છું
ઘણી ઘાંટીઓને વટાવી રહ્યો છું.

નદી આવતી જાય છે બાથમાં, ને
તટોનો મલાજો ફગાવી રહ્યો છું.

હવે ફીણિયાં પાણીમાં હાથ વીંઝું
તરંગોની ટોચો નમાવી રહ્યો છું.

રૂપેરી ઝબક માછલીઓની વચ્ચે
સુધા શ્વાસમાં ગટ્‌ગટાવી રહ્યો છું.

તણાઉં, તરું વ્હેણની તાણમાં, ને
ભમરિયા ધરા પાસ આવી રહ્યો છું.

નદીમાં છું કે છે નદી મારી ભીતર!
તરસતી તરસને છિપાવી રહ્યો છું.

### અસાધારણ પળ ☐ કેનીથ વ્હાઈટ

આખી સવારથી હું કામ કરું છું
મધરાતથી તે ઠેઠ અગિયાર સુધી

પહાડ પરના પહેલા બરફને જોતો
હવે હું બેઠો છું 'માઉરી' આસવ પીતો

આસવની રતાશ કે શિખરોની ધવલતા
–બેમાંથી કશાને હું વર્ણવી શકું એમ નથી.

### ગઝલ ☐ મનહરલાલ ચોકસી

ગુફતગુમાં રાત ઓગળતી રહી,
ને શમાઓ સ્પર્શની બળતી રહી.

સ્વપ્નમાં એકાન્તનો પગરવ હતો,
રાતરાણી ગીત સાંભળતી રહી.

વૃક્ષની ડાળેથી ટહુકાઓ ગયા,
પાનખરની પાંખ સળવળતી રહી.

ઊંટનાં પગલાંમાં હું બેસી રહ્યો,
જીભ એ મૃગજળની ટળવળતી રહી.

હાથમાં અવસર તણું દર્પણ હતું,
ને નજર વેરાનમાં ઢળતી રહી.

હું કોઈ સંબંધનું આકાશ છું,
શબ્દની રેખાઓ ઓગળતી રહી.

કે એક એક પાંદડીમાં પ્રકટ્યું પાતાળ !

વર્ષ ૭ : અંક : ૫, જૂન, ૧૯૭૪

સળંગ અંક : ૪૧

મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા : શ્રાવણ ગુરવ

સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

[ દ્વૈમાસિક ]



---

**સૂચનાઓ :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :** દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧

# ‘કવિતા વિષે’

ઘણાંખરાં કાવ્યો કોઈ ને કોઈ દષ્ટિએ વિશિષ્ટ છે અને આખો અંક ચિત્તને પ્રસન્ન કરી દે તેવો બન્યો છે.

–મનસુખલાલ ઝવેરી

*　　*　　*

‘કવિતા’ના ૩૨મા અંકમાંથી ઉત્તમ કવિતા શોધી આપવાનું કામ મને સોંપ્યું તે માટે આભાર. તે નિમિત્તે કેટલી બધી સરસ સરસ કવિતાઓ વિશેષ ધ્યાનપૂર્વક વાંચવાનું બની શક્યું!

–ગુલાબદાસ બ્રોકર

*　　*　　*

‘કવિતા’ ગુજરાતના કાવ્યસ્રોતને સજીવ રીતે વહેવડાવી રહ્યું છે તે માટે તેને અને તમને અભિનંદન આપ્યા વિના રહી શકતો નથી.

–અમૃતલાલ યાજ્ઞિક

*　　*　　*

...અંકની કવિતાઓનું નિકટતાથી વાચન કરવાનું મળતાં સાંપ્રત કવિતાપ્રવાહના એક પાણીશેરડે બેસીને તેની તાજગી, મધુરપ અને પ્રવાહિતાનો આસ્વાદ લેતો હોઉં એવો તૃપ્તિકર અનુભવ થયો.

–ગંભીરસિંહ ગોહિલ

...‘કવિતા’ના આ અંકે પણ નિર્ણાયકની કસોટી કરવામાં બાકી નથી રાખી!!

–રમેશ જાની

## એટમ બોમ્બ ☐ ચંદ્રકાંત બક્ષી

શાંત જંગલોમાં, ખોવાયેલી સરસ્વતીને કિનારે
વેદના મંત્રોચ્ચાર થતા હતા, અહિંસા પરમો ધર્મની ધરતી પર
આજે વિસ્ફોટનું સંગીત છે, તરુણ દેવ!
પ્લુટોનિયમ'નો ફેલ – આઉટ નહીં થાય, ગભરાશો નહીં
હું ધરતીકંપની રમત રમું છું, ફક્ત –
મેં પાતાળ ફાડવાનો પહેલો પ્રયોગ કર્યો છે
હવે હું ભૂગોળ બદલતાં શીખી ગયો છું.

સદીઓનો અપમાન બોધ મેં દાટી દીધો છે, રાજસ્થાનના નવા ડુંગરની નીચે
હું અગ્નિપૂજક હતો, પાંચ હજાર વર્ષથી પેદા થતો રહ્યો છું
ધોળી જાતિઓ! પીળી જાતિઓ!
ગુલામીના ચાબુકથી હું વિજ્ઞાનના વ્યાકરણ સુધી આવ્યો છું
લાતોનો ઈતિહાસ ઓળંગીને –

બોલન અને ખૈબરના દર્રાઓ રૌંદનારાઓ!
મારા રક્ષક પિતૃઓ અને આવતી કાલનાં ફરજંદો!
સવારે અમે કરાલની મહાક્ષણ જોઈ હતી –
સર્જન અને પ્રનાશના તાંડવમાં
પરમાણુના પેટમાં, દસ હજાર સૂર્યોના પ્રકાશમાં
કળિયુગના વિશ્વરૂપ દર્શન યોગમાં
હે નટરાજ! કાળા માણસો પૃથ્વીને કેવી હલાવી શકે છે!

હવે
સુજલામ્ સુફલામ્'નો ઘાયલ દિવસો નથી,
હવે,
પૂરબ - પશ્ચિમ આસે, તવ સિંહાસન પાસે –

દુશ્મનની ઔલાદો!
મારો શકિતયુગ શરૂ થઈ ચૂકયો છે.



## ગઝલ □ આદિલ મન્સૂરી

સૂરજ શે શકવાની ઊજળી ક્ષણની વચ્ચે
ઝાકળ ઝાકળ ઝાકળ જેવું રણની વચ્ચે

ઢળતી સાંજનું વાછરડું ખોવાણું જાણે
એમ બહાવરી ગાય ભાંભરે ધણની વચ્ચે

હાથ હવામાં ઊંચકાય ને હેઠા પડતા
ખાલીપો ખખડે ખાલી વાસણની વચ્ચે

પલકારામાં ઊડતું પક્ષી હેઠું આવ્યું
પથ્થર ત્યાંનો ત્યાં જ હજી ગોફણની વચ્ચે

ગોળ ગોળ ચકરાતું સઘળું ચારે બાજુ
ખીલી શે ખોડાઈ ગયો કારણની વચ્ચે

દોરીના બે છેડાઓને ગાંઠ લગાવી
પા પા પગલી ભરતો હું ઘડપણની વચ્ચે

વિસ્મયનો વિસ્તાર સતત ફેલાઈ રહ્યો કે
જાણે આખી દુનિયા હો રજકણની વચ્ચે

એક....બે....દસ....વીસ.... ☐ પન્ના નાયક

હમણાં જ ઇસ્ત્રી કરેલી
સળ વિનાની
પાથરેલી ચાદર
સાવ ઠરી ગઈ એટલે
હું દીવો ઓલવી
ઠંડી બારી પાસે જઈ
હાથ ટેકવી ઊભી રહું છું.
ક્યાંકથી વાદળ ઊઠે છે
ને મારી સાથે
મૂંગી ગોઠડી કરતા ચંદ્રને ઢાંકી દે છે.
ઘડીભર માટે અંધકાર છવાઈ જાય છે.
હું તને શૂન્યમાં શોધવાની, કલ્પવાની રમત રમું છું.
ઠંડી બારીની આંખમાંથી
ઊનાં ઊનાં ફોરાં ટપ ટપ સરે છે
વરસતા શિયાળુ વરસાદથી ખરખર ખરે છે
વૃક્ષોનાં પાંદડાં.
હું પથારીમાં પડું છું ...
કાલ સુધીમાં બધાં પાંદડાં ખરી ગયાં હશે...

ઘરની આગલી બારી નીચેથી
એક પછી એક ગાડીઓ પસાર થાય છે.
મારે તો ઊંઘવું છે –
ગણવી નથી છતાં ય ગણાઈ જાય છે
પસાર થતી ગાડીઓ
એક ... બે ...દસ ... વીસ
રસ્તાઓ પરની ભીની ચીસ...
ઝીણો ઘર્ઘરાટ ...
અને સીલિંગ પર હેડ લાઈટ flash થઈ
પસાર થતી ગાડીઓ ગણવામાં જતી આ જિંદગી...
હમણાં તારી ગાડી આવવી જોઈએ.

ઘસાતા ટાયર, મરાતી બ્રેક, ઘર પાસે ધીમી પડતી ગાડી–
તારી હશે ...?
કે પછી મારી સ્વપ્નશીલતા ... ?
દરમિયાન, પાંદડાં ખરતાં જાય છે
ઢગલો થતો જાય છે
પડેલા વરસાદ પર પાછો વરસાદ પડે છે
ભીની મોસમ પસાર થતી રહે છે
ને હું
પથારીમાં પડી પડી
સીલિંગ સામે તાકી
ગણ્યા કરું છું
પસાર થતી ગાડીઓ...એક...બે...દસ...વીસ...

હું ચીસ પાડી ઊઠું છું
કો'ક ક્યરાયું–
કોણ ?

## એક્વેરિયમ □ ભગવતીકુમાર શર્મા

માછલીની આંખ ભીનીછમ હતી,
વડવાનલમાં શ્રાવણી મોસમ હતી.

કોઈ અર્જુન શું કરે ત્યાં લક્ષ્યવેધ?
શક્યતાઓ ખાલી એક્વેરિયમ હતી.

શી ખબર એને કહેશે તું વસંત?
કો' ખજૂરી રણમાં લીલીછમ હતી.

શ્વાસમાં ખાલીપો ખડકાયો હતો,
ફૂલમાં તો એની એ ફોરમ હતી.

આ તરફ રેતાળ કાંઠાનું રુદન,
મીઠી મર્મર સર્વ પેલી ગમ હતી.

બંધ મુઠ્ઠીઓ નથી ઊઘડી છતાં
હાથની રેખાઓ ખાલીખમ હતી.

અલ્પ સ્મરણોના મળ્યા અવસર મધુર,
આવજા શ્વાસોની નીરસ ક્રમ હતી.

તમે □ મેઘનાદ ભટ્ટ

છત્રી લીધા વિના
ઈશ્વર પાસે વરસાદ માટે પ્રાર્થના કરવા જનાર ભક્તજનો જેવા જ
અશ્રદ્ધાળુ છો તમે–
–તમારા પોતામાં.
ખમીસ પહેર્યા પછી–
ગંજી પહેર્યું છે કે નહીં તેની ખાતરી કરવા
–ઘણીવાર ખમીસ સુધ્ધાં કાઢી નાંખો છો તમે!
પણ તમારી તમારામાં
યા ભાવિકજનોની ઈશ્વરમાં
જે શ્રદ્ધા છે
એની યાદી કરવાનો તો આશય જ ક્યાં છે મારો?
સબર્બન રેલગાડીમાં બઉ સરસ (બારી પાસે) જગો મળી જાય–
રમીની એકાદ બાજી જામી જાય–
અને ઑફિસે જઈ 'હલ્લો, હલ્લો' કરી બેપાંચ આંકડા મંડાઈ જાય
જમે ઉધારના
તો તો સોમનાહ્યા
ને તો
શ્રદ્ધા-અશ્રદ્ધાની 'ફિલોસોફી'ભરી વાત્યું ય કોણ કરે, ભઈલા?
આપડે તો ભઈ,
નોકરો કરવો છે
છૈયા-છોડાને મોટ્ટા માણહ કરવા છે (આપડા જેવા જ બાપડા!)
–આપણા 'બોસ'ને ગમે એવા.
અને એથી જ તો આપણે રોજ નિયમિત પકડીએ છીએ
૮-૧૫ની ફાસ્ટ!
ગાડીના સમયપત્રક પર શ્રદ્ધો રાખશો
તો...
ભલે પછી ઈશ્વરમાં કે તમારામાં

તમને શ્રદ્ધા ન હોય!
માત્ર ત્રણ જ 'લેઈટ માર્ક' 'અલાઉડ' છે તમને
—શ્રદ્ધા-અશ્રદ્ધાનો વિચાર કરવાનો
તો સમય જ ક્યાં છે તમારી પાસે?



## એકાકી માણસનુ ગીત ▢ મહેશ યાજ્ઞિક

પાળિયાની જેમ મારે રે'વું આ ગામમાં ને
સિંદૂર લઈને કોઈ આવવાનું હોય નો,
ટહૂકા મૂકીને ક્યાંક ઊડી ગ્યા મોર પછી
શ્રાવણ ભરીને ક્યાંય ઊડવાનું હોય નો!

એમ થાય કે મને જોઈ કોઈ મારું નામ તો પૂછે
વાંઝણી આશાને ય એવું થાય કે વ્હેતા આંસુને લૂછે
અવસાદી ગીત લઈ ફરવાનું આંખમાં ને
મળીએ તો કોઈને ગમવાનું હોય નો,
પાળિયાની જેમ મારે રે'વું આ ગામમાં ને
સિંદૂર લઈને કોઈ આવવાનું હોય નો!

ઊગમણે ચાલ્યા ગયા ગાડા પછી ગીતોમાં અંકાય છે ચીલો
ગોળ ગોળ ચક્કરમાં ફરવાનું ને વચ્ચે છે જીવતરનો ખીલો
સ્વપ્નો તો પાંપણની ધારે ભલે બેઠા પણ
એમને ય થાય કે આપણે આવવાનું હોય નો,
ટહૂકા મૂકીને ક્યાંક ઊડી ગ્યા મોર પછી
શ્રાવણ ભરીને ક્યાં ય ઊડવાનું હોય નો!

☐ નલિન રાવળ

'હું' ને સામે રાખી રચાયેલી હરીન્દ્ર દવેની શીર્ષક વિનાની રચના 'કવિતા'ના ૪૧મા અંકની ધ્યાનપાત્ર રચના છે. વ્યકિતત્વની વિષમ પૃથકતાને આવરતી ચાલતી આ કૃતિ અંતમાં એક એવી ભાવશૂન્ય ભૂમિકા પર આવી ઊભી રહે છે જ્યાં અસ્તિત્વની કોઈ પણ અભિવ્યકિતનો અસ્વીકાર થવો તે જ આલેખિત પરિસ્થિતિના અનુસંધાનમાં જોતા કાવ્યોચિત અંત ગણાય. જીવનના સંબંધો વણસમજાયા રહી ગયા તો તે કેવા કટુ બની રહે છે તેની અહીં જિકર છે. (આ પ્રકારની રચનાઓમાં જોવા મળતી વળ ચડાવેલી શબ્દાળુ ગદ્ય પંકિતઓ તેમ જ સમીકરણોમાં રાચતી પ્રકટ કાવ્યાભાસ તરફનો ઝોક દર્શાવતી પંકિતઓ અહીં નથી તેમ નહીં. મૃત્યુ એટલે આ આ આ એવો સમીકરણનો આખો હારડો અહીં છે જે નિરર્થક છે. હાલ પ્રચલિત આ એક કાવ્યરીતિ વસ્તુની તીવ્રતા અને ગહનતાને વિશેષ તો તોડી નાખે છે અને કાવ્યમાં બિનજરૂરી વાગ્મિતાનો પ્રવેશ કરાવે છે.) કાવ્ય અહીં છેક લગી વિચારમાં ટકયું છે. અહીં જાત સાથે પણ સંબંધ ન બાંધી શકનાર પાત્ર પૂર્વજો સાથેના તાંતણા તોડી બેઠું છે. આ પાત્ર મૃત આપ્તજનોના ઠંડા શ્વાસની ચાદર તળે પોતાની હયાતીને શબ સમી નિહાળી રહે છે:

ઠંડા શ્વાસોની ચાદર
મારા હયાતીના શબ પર ઓઢાડાઈ છે.

પૂર્વજો અને જાત સાથેનો એટલે કે ગઈકાલ અને આજ સાથેનો વિચ્છેદ કાવ્યમાં તીવ્રતર થતો રહે છે. હથેળીના કાંઠે સાગરના મોજાંની જેમ ઊછળતાં સ્તનો ક્ષુબ્ધ થૈ અટકી જાય તે સ્થિતિ યૌવનોર્મિના નર્યા અભાવની બલકે નશાની સૂચક છે. તડકાના ખેતરમાં ઊભી વ્યકિત વરસાદને ઝાંખી શકવાની શકિત પણ ગુમાવી બેસે તેમાં કશું પણ ઊગવાની-ફાલવાની આખી ક્રિયાનો નકાર વંચાય છે. 'વારંવાર વંચાઈને ફાટવા આવેલા કાગળ જેવો મારો પ્રેમ'—આ એકરાર કરતું પાત્ર અન્ય વ્યકિતમાંની પોતાની અશ્રદ્ધાને દઢાવે છે. પ્રેમમાંથી એટલે કે મનુષ્ય મનુષ્ય વચ્ચેના પરમ સંબંધમાંથી શ્રદ્ધા ગુમાવવી તેથી મોટી અસ્તિત્વની વિફળતા બીજી શી હોઈ શકે. અસ્તિત્વની વિષમ અર્થજાળમાં છૂટવા-બંધાવાની નિરર્થક પ્રવૃત્તિથી વાજ આવી ગયેલો અને સર્વત્ર મૃત્યુબદ્ધ ક્ષણોમાં રૂંધાયેલો મનુષ્ય એક એવી ક્ષણ પર ઊભો રહી જાય છે જ્યાં તે સર્વસ્વના અર્થલોપની ઇચ્છાને કામે છે.—ઈશ્વર પાસે...જેનું અસ્તિત્વ નથી. કાવ્યનો છેલ્લો ઘટક આરંભાય છે 'અમારા શબ્દોમાંથી અર્થને લોપી દો' એ પ્રાર્થનાપંકિતથી અને નેત્રની દષ્ટિ તેમ જ ચરણની ગતિ સમેત પ્રાણની સઘળીય ક્રિયાઓના લોપ પાસે તે પૂરો થાય છે. કોઈ અહીં ઈશ્વરવિડંબના—અસ્તિત્વની વિડંબનાનો સૂર વાંચે પણ કોને ખબર મનુષ્યનો આ આખો વિદ્રોહ અસ્તિત્વને—ઈશ્વરને 'નેતિ નેતિ' દ્વારા પ્રમાણવાના પ્રયત્ન સમો નહીં હોય?

## મારી કવિતા ☐ રમેશ પારેખ

મારું કાવ્ય એ તો
મેં વિશ્વના હોઠ પર કરેલું ચુંબન છે.
o
વિશ્વ મારી પ્રિયતમા છે

o
પંગુબોબડું તો ય
આ જીવતર
મેં તેને આપેલો ઉપહાર છે
o
એનાં સ્તનોમાં હજુ કાચું દૂધ છે માનવ્યનું
હજુ એ બેતમા છે
એનો ઉદ્‌ગાર હજુ ખરતા તારા જેવો છે
હજુ પ્રભાત જેવું મૌગ્ધ્ય છે એનાં નેત્રોમાં
હજુ એ છે ગભરુ અને માનવતી
o
હિમ ઓગળવું બાકી છે
o
એક લાંબા અંતરના બે છેડા છીએ અમે બેઉ
o
એને આશ્લેષવું
એના ચહેરા પરનું મિથ્યાત્વ ઊતરડવું
એના પગમાં મારા ગૌરવનું ઝાંઝર પહેરાવવું
એના સુધી પહોંચવું
એને ચાહતા શીખવવું મારે
અને
એનું મારા ચુંબનના પ્રત્યુત્તરમાં રિસાઈ બેસવું
o
પ્રેમ એ માત્ર પ્રક્રિયા છે
શાની?

એનો પ્રત્યુત્તર તો મારી પ્રિયતમા આપશે.
ક્યારે?
o
એના કમલકોમલ જંઘાઓ જેવાં
મારાં દિવાસ્વપ્નમાં
મારા તરફડતા આવેશ વિરમ્યા તો નથી
હું આદિમ પૌરુષથી ઢોળાઈને
એના અક્ષત ગર્ભાશયને શણગારી
શક્યો તો નથી
o
મારું પૂર્ણશમન થશે એની વાયવ્યકુંતલ
વિધિઓમાં?
o
ગતેનકાલેન
અભિન્ન
ગર્ભસંભવિતા મારી પ્રિયા
પ્રસવશે જેને
તે જ નવજાત અનાગત હોઈશ હું
અને એનાં સંપ્રકત સ્તનોમાંથી
પક્વ દૂધ ધાવતો હોઈશ
o
મારી કવિતા હજુ તો
વિશ્વના હોઠ પર મેં કરેલું પ્રથમ ચુંબન છે.

## મજા છે આ 'છે'ની છો પર ☐ ચન્દ્રકાન્ત શેઠ

પથરાઈ પડી છે પાંખો,
ને ઊઘડી રહ્યો છે પંખો.
ઉકેલાઈને પડ્યો છે તાકો.
ભોંય પર પડ્યો છે ફેલાઈને તંબુ.
ઊંટ તકિયા પર ડોક ઢાળીને
બંધ આંખે
વાગોળે છે તિમિરને હળવે હળવે.

હુક્કાની ઊંઘણશી ગડગડમાં
પરપોટા થાય છે રંગના આકાશમાં.
સપનાંની એક આળસુ નજાકત
છલકાય છે હવામાં આસ્તે આસ્તે.
તાળામાં જરાય ફર્યા વિના
સાંચેસાંચ ખોલીને
બંદા ખુલ્લંખુલ્લા છે ચૂપ.
કોઈ કેફી હવાનો રંગ
ચઢતો જાય છે શ્વાસને–અવકાશને.

ખુલ્લી છે મુઠ્ઠીઓ
ને લહેરાય છે કિનખાબી કેવડાની ગંધ
રાતની રસીલી રાહમાં.

ઊઘડ્યો છે મયૂરપંખ
ને રેલાય છે રેશમીસૂર હવાને બાંધતા જુલ્ફમાં,
મધરાતી વાતની લીલી દ્રાક્ષ
લૂમતી-ઝૂમતી ચમકે છે તારાનાં ઝૂમખાંમાં, શ્યામ કેડી પર
નિરાંતનું સરોવર !
ખીંટી પર અમથાં અમથાં ફરકતાં કામ.

ઘડિયાળમાં તરતો પિક્કડ આરામ.
સૂનાર સૂએ.
જાગનાર જાગે.
કદાચ કોઈ કૂવો-હવાડો કરે,
કોઈ ક્રોસ પર ચઢે.
ભલે! ભલે!!

ભલે રહી જતી તિજોરીઓ ખુલ્લી!
ભલે જામી જાય કસ્તર પીવાના જામમાં
ભલે ધાડ પડે ધરમીને ઘેર
ને મેવા ખાઈ જાય મવાલીઓ.
ભલે સત્યાગ્રહી ચંપલો કાનાફૂસી કરે અંધારા ખૂણામાં;
ને ભલે રચનાત્મક રસ્તાઓ ટૂંકા થાય જડતાથી.
થાય તે ભલે થતું!
આપણે તો ઊંઘની મજા છે આ 'છે'ની છો પર.
સઢ સંકેલીને
ઘાટ પર આડા પડીને
આળસુ હલેસાંની ગુફ્તેગો માણી હોય
તો આજે સૂરજને તંગ ન કરશો.
કરવા દો એને કરવું હોય તે.
સઢ તો આવતી કાલે પણ ચઢાવી શકાશે,
ને સામેના કાંઠે આવતી કાલે પણ પહોંચી શકાશે.

## હમેશાં

વ્લાદિમિર હોલાન ☐ હર કીશન કોટીચા

[ઝેકકાવ્ય]

(મને) જીવવું ગમતું નથી એવું નથી
પ ... રં ... તુ
જિંદગી નરદમ જૂઠાણી છે
કે
કદાચ
હું ખરો હોઉં
તો પણ
સત્ય માટે
મારે
મૃત્યુમાં જોવું રહ્યું ... ... ......

અને
એમ તો હું કરી રહ્યો છું.

## ગુફ્તેગુ ☐ ગુણવંત શાહ

કોયલને ટહૂકે હવાયલા ફૂલ પર
પતંગિયું બેઠું
ત્યારે વસંતે
વાયરાને કાનમાં કહ્યું:
"તારે કવિનું મૌન જોવું છે?"

## ઇન્દ્રિયોપનિષદ્ □ જગદીશ જોષી

હવે
મારે મારી પ્રતીક્ષાના પંથની કોર વાળી લેવી છે
અને ધસી આવવાનું છે તારી પાસે, ખૂબ પાસે;
આજ લગી
હથેળીમાં જાળવી રાખેલી મારી વાતને
સાંજના અંધકારના બગીચાના વૃક્ષની છાયામાં
તારાં સ્તનોને સોંપી દેવી છે,
કશું પણ બોલ્યા વિના – ચૂપચાપ.
આકાશને માથે રાખીને
લીલા ઘાસની શૈયા પર બસ પડ્યા રહેવું છે.
હવે બગીચામાં વાતના ફુવારાઓ ઊડે
–એના શીકરોથી છંટાઈ જવાની વયને હું વટાવી ચૂક્યો છું.
શબ્દોના રંગીન પરપોટાઓ ઉડાડી ઉડાડીને
હોઠ તો થાકી ગયા છે.
હવે તો તારા વિનાની
મારા વિરહની દીર્ઘ રાત્રિ જેવાં
ચુંબનોથી જ
વિસામો મળશે મારા હોઠને, –
મને.

અનેક ચંદ્ર ઊગીને આથમી જાય ત્યાં સુધી
મારે
તારી આંખોનાં ઊંડાણમાં તાક્યા કરવું છે –
જોઉં તો ખરો કે એ ભીનેરી ધરતીના ગર્ભમાં
ક્યારેય તાજી કૂંપળ ફૂટે છે કે નહીં?

મારે કશુંય બોલવું નથી
મારે કશુંય સાંભળવું નથી.
આજ લગી શીખેલી ભાષાના બધા જ શબ્દોને
દેશવટો આપીને
મારે તારા રેશમી ખોળામાં પડ્યા પડ્યા
લવારો કરવો છે—
અર્થના શબ્દોને ઉતારીને સૂતેલી
આપણી વાતને આપણે ઢાંકવી નથી,
આંખ મીંચીને જોયા કરવી છે—
—અને મારે દેશવટો ભોગવવો છે.

આપણી એવી કઈ વાત છે જે પૂરી નથી થઈ.
અને એવી તો કેટલીયે વાતો છે જે શરૂ નથી થઈ.
પ્રેમના પ્રારંભ પછી વાતના રસ્તાઓ ફૂટે છે
અને એ જ રસ્તાઓ પર પ્રેમ
મેળામાં ખોવાઈ ગયેલા અબુધ બાળકની જેમ
ખોવાઈ જાય છે.
વાતના બધા જ રસ્તાઓ બંધ કરવા છે;
અને મારે કરવો છે પ્રેમ
આશા વિનાનો, તમાશા વિનાનો, ભાષા વિનાનો.
આદિ માનવને જ્યારે ભાષા નહોતી ફૂટી
ત્યારે એ કેટલો બધો સુખી હશે!
શબ્દો સ્પર્શને બુઠ્ઠો કરી મૂકે છે.
મારી આંગળીઓમાં એક નદી વહે છે
અને મારી છાતીમાં એક પર્વત ઊભો છે.
ગુફાના અંધકારને સૂરજના સાત અશ્વો હકાવશે
ત્યારે કિરણનાં પંખીઓ ટહુકી ઊઠશે
અને ત્યારે
તારો બગીચો તારો નહીં રહે.

તારા બગીચામાં હું આખીયે પ્રકૃતિને ઊભી કરી દઈશ.
એકમેકની સોડમાં લપાઈને સૂતેલાં જંગલી પશુઓ માટે

મને પક્ષપાત છે.
પશુઓ ગમે છે કારણકે તેઓ ભાષા વિનાનો પ્રેમ કરે છે.
પંખીઓ પાસે વ્યંજનો નથી, માત્ર સ્વર છે.

થાય છે કે ચાલને સિંહ અને સિંહણ થઈને
કોઈક જંગલમાં ચાલી નીકળીએ ...
કોઈક તળાવને કાંઠે પાણી પીને
કાયમની તરસ છિપાવીએ.
આપણે તો મળીએ છીએ
પ્રેક્ષકોની વચ્ચે પશુ જેવાં.
આપણાં આ સરકસથી હું થાકી ગયો છું.

તને કોઈ દિવસ
મારી પહોળી છાતીમાં છુપાઈ જવાનું
મન થયું છે ખરું?
મારા હાથથી ભીંસાઈ જવાની
કોઈ તીવ્ર ઉત્કંઠા
—જન્મતાંવેંત જ શિશુ ચીસ પાડી ઊઠે એવી—
તારા હૃદયમાં પ્રગટી છે ખરી?
તારી ઠંડીગાર દીવાલોમાં
ક્યારેક પણ સમુદ્ર એના વડવાનલને લઈને
ઘૂઘવ્યો છે ખરો?
મારી છાતીના વાળના પૌરુષને ઝંખના છે
તારા સુંવાળા સાથળની.
થિયેટરના અંધકારમાં
ખુરસી પર બેસીને પ્રેમ કરનારાં યુગલો
મને રાણીબાગના પાંજરે પુરાયેલાં પ્રાણીઓ જેવાં લાગે છે.
મારે તો આપણાં જંગલોને વીંધવાં છે
અને
જંગલી પશુઓ પાસે રહીને
નવેસરથી ઇન્દ્રિયોપનિષદ્ ...

## ૨. આધુનિક શૈલીવિજ્ઞાન

આપણે જોયું કે પ્રયોજન અને પરિસ્થિતિ અનુસાર વિવિધ ભાષાસ્વરૂપો વપરાયા હોય છે. આવું એક સ્વરૂપ તે સાહિત્યિભાષા. ભાષાવિજ્ઞાન પર આધારિત શૈલીમીમાંસા ભાષાના સાહિત્યિક ઉપયોગોને તપાસે છે, તે સાહિત્યિક ભાષાનું સૂક્ષ્મ વિશ્લેષણ કરે છે, તેને ચોકસાઈથી વર્ણવવા માટે વધુ વસ્તુલક્ષી પદ્ધતિઓ અને પરિભાષા વિકસાવવાનું તેનું લક્ષ છે. એથી શૈલીનો ખ્યાલ વધુ સ્પષ્ટ થઈ શકે અને સાહિત્યની આલોચના અને ઐતિહાસિક અધ્યયન માટે પણ તે ઉપયોગી નીવડે એવી સમજ છે.

નૂતન શૈલીવિચાર હજી ખોજની પ્રારંભિક અવસ્થામાં છે. પ્રયોજનની બાબતમાં એકમતી ન હોવાથી તપાસના સ્વરૂપ અને પદ્ધતિ અંગે પણ એકમતી નથી. એન્કવિસ્ટે શૈલીની વિવિધ વ્યાખ્યાઓના ત્રણ કે ચાર વિભાગ પાડ્યા છે: (૧) લેખકના દૃષ્ટિબિંદુ ઉપર આશ્રિત, (૨) કૃતિની પરલક્ષી તપાસ ઉપર–તેનાં લાક્ષણિક તત્ત્વો ઉપર આશ્રિત, (૩) વાચકની છાપ ઉપર આશ્રિત, (૪) ઉક્ત ત્રણે પ્રકારોનું મિશ્રણ. કૃતિલક્ષી વ્યાખ્યાઓના બે વર્ગ: (૧) વસ્તુલક્ષી ધોરણે જેમની સત્યતા કે પ્રામાણ્ય તપાસી–ચકાસી શકાય તેવી, (૨) સ્વલક્ષી ચિત્તસંસ્કાર ઉપર આધારિત. આમાં કૃતિની ભાષાને—સાહિત્યિક ભાષાને પ્રધાનતત્ત્વ ગણતી વ્યાખ્યાઓનું આપણા વિષયની દૃષ્ટિએ વિશેષ મહત્ત્વ છે.

સાહિત્યભાષાને લગતા વિવિધ અભિગમોમાં કલાનો ઇતિહાસ, ક્રોચેનું સૌંદર્યશાસ્ત્ર, સાર્ત્ર અને હાય્ડેગરનો અસ્તિત્વવાદ, રૂસી સ્વરૂપવાદ અને નવ્ય વિવેચન–એટલાનો ઉલ્લેખ કરી શકાય.

વ્યોલ્ફલિને સર્જનપ્રકારનાં લક્ષણોની તારવણીના જે પાંચ સિદ્ધાંતો નક્કી કર્યા છે તેમને જ વાલ્ઝેલ અને સન્યોરી ઘટતા ફેરફાર સાથે સ્વીકારીને યુગપ્રતિનિધિ સાહિત્યકૃતિને તપાસવા માટે ઉપયોગમાં લે છે. કલાકૃતિની સમગ્ર રચનાનું શૈલીલક્ષણ તારવવા માટે, યુગશૈલી તારવવા માટે, શૈલીઓના મૂળભૂત પ્રકારો નક્કી કરવા માટે તેમ જ વિવિધ કલાઓને લગતા તુલનાત્મક શૈલીવિચાર માટે આ સિદ્ધાંતોનું ઘણું મહત્ત્વ છે. આનુક્રમિક કે ચિત્રાત્મક સમાન્તર સપાટીવાળાં કે અધવચ્ચે તિર્યક્ ઊંડાણવાળાં, સંવૃત કે વિવૃત, સામાસિક કે સમન્વિત, વિશદ કે ધૂંધળાં—આવાં વિરોધી સ્વરૂપો ધરાવતી યુગશૈલીઓ ઉત્તરોત્તર પ્રવર્તતી હોવાનો મત વ્યોલ્ફલિને સ્થાપ્યો છે. તે તે યુગની સાહિત્યકૃતિઓમાં પણ આ લક્ષણો વિદ્વાનોએ તારવી બતાવ્યાં છે.

ક્રોચેની વિચારણામાં અભિવ્યક્તિનો ખ્યાલ કેન્દ્રમાં છે. ભાષાઅભિવ્યક્તિ છે. સૌંદર્યશાસ્ત્રનું કાર્ય આ અભિવ્યક્તિનું અધ્યયન કરવાનું છે. ક્રોચે ભાષાને અમુક સહિયારી

સંપત્તિરૂપ સંકેતવ્યવસ્થા લેખે નહીં, પણ વ્યક્તિની સર્જનાત્મક પ્રવૃત્તિ લેખે ગણતો. ક્રોચેની વિચારણાનો ઇટાલીના નવા ભાષાવિજ્ઞાનીઓ ઉપર ઊંડો પ્રભાવ છે અને ફોસ્લરના "આદર્શવાદી" અનુયાયીઓના વિચારોનું પણ આ સાથે સગપણ છે. તેમની વિચારણાની પરાકાષ્ઠા લિઓ સ્પિત્ઝરના શૈલીવિચારમાં આપણને મળે છે. તેની વિચારણામાં લેખકની શૈલી ઉપર તેના યુગના સાંસ્કૃતિક સંદર્ભનો પ્રભાવ એક મૂળભૂત તત્ત્વલેખે સ્વીકાર પામ્યો છે.

કાર્લ ફોસ્લર ક્રોચેને અનુસરે છે. શૈલી, લય અને પ્રાસના આંતરસંબંધોને લગતું તેનું અધ્યયન તેને સાહિત્યિક શૈલીમીમાંસાના સ્થાપકનો મોભો અર્પે છે. તેની પદ્ધતિની ખામી એ છે કે તેમાં પૃથક્કૃત તત્ત્વોનો ખરેખરો સમન્વય નથી સાધી શકાતો. તેમ ઇંગિતાર્થોનું પણ વ્યવસ્થિત નિરૂપણ ખૂટે છે.

અસ્તિત્વવાદી શૈલીમીમાંસકોમાં માર્તિન હાયડેગરના અનુયાયીઓએ તેમના શૈલી-વિચારમાં યથાર્થ, પુરાકલ્પિત અને પ્રતીકાત્મક બિંબયોજનાનો લીલાત્મક, બોધક અને દૃષ્ટાંતાત્મક બિંબયોજનાથી સ્પષ્ટ વિવેક કરીને બતાવ્યો, અને સમગ્રરૂપે શૈલીના વિશ્લેષણ દ્વારા તેના "ચેતન" ગુણો પ્રત્યે ધ્યાન દોર્યું.

સાર્ત્રના મતે કોઈ રાગ, ભાવ, હર્ષ કે શોકનું શૈલીનિષ્ઠ કાવ્યસ્વરૂપ હોય છે કારણકે તે સજીવ સત્તા ધરાવતું હોતું નથી. સંદિગ્ધાર્થી શબ્દોને રૂપે મુકાયેલી લાગણી "વસ્તુ" બની જાય છે. સાર્ત્ર અલિપ્તભાવે કરાતા વિવેચનને ધિક્કારે છે. લિપ્ત ન હોય તેવું વિવેચન તેને મતે વિવેચન જ નથી.

૧૯૧૫ આસપાસ રશિયામાં સાહિત્યના ઇતિહાસના વિરોધમાં સ્વરૂપલક્ષી શૈલી-વર્ણન ઉપર ધ્યાન દેવાનું વલણ ઉદ્‌ભવ્યું. તેના પુરસ્કર્તા હતા વેસેલોવસ્કી, વિનોગ્રાદોફ અને યાકોબ્સન. આ વલણ રૂસી સ્વરૂપવાદને નામે જાણીતું થયું. ૧૯૧૬થી ૧૯૩૦ના ગાળામાં તેનું પ્રચલન હતું. આ પદ્ધતિ મનોવિજ્ઞાન અને અંતઃપ્રજ્ઞાનો આધાર લેવાની વિરોધી હતી. કૃતિના વિશિષ્ટ વર્ણબંધ, અર્થબંધ અને વસ્તુઘટકબંધ સાથે મળીને જે યુક્તિ-ઓનું તંત્ર બનતું હોય છે તેનું વર્ણન રૂસી સ્વરૂપવાદીઓએ કર્યું છે. મુકારોવ્સ્કી અને રેને વેલેકનો પણ આ પદ્ધતિની સાથે સંબંધ હોવાનું કહી શકાય.

દામાસો આલોન્સોના અભિગમમાં કૃતિના વિચાર, ઊર્મિ અને કલ્પનાનાં તત્ત્વો, શબ્દવિન્યાસના પ્રકારો, સૂરાત્મક ભારતત્ત્વો વગેરેનું પરસ્પરની અપેક્ષાએ પ્રમાણ તારવવાની યોજના છે.

પરંતુ અર્વાચીન ભાષાવિજ્ઞાન કૃતિની ભાષાના ચુસ્ત વિશ્લેષણ પર આધાર રાખતા અર્વાચીન શૈલીવિજ્ઞાનનું મુખ્ય પ્રવર્તક છે જોકે તેમાં પણ વિવિધ દૃષ્ટિકોણો મળી આવે છે.

સૉશુરને મતે વાણીના બધા આવિર્ભાવો માટે સામાન્ય ભાષાને ધોરણ તરીકે સ્વીકારીને તેની તુલનાએ બીજા ભાષાપ્રકારનો વિચાર કરવો જોઈએ. લુઈ હેલ્મસ્લેવનો ભાષિક સંઘટનાવાદ "ગ્લોસેમેટિક્સ"ને નામે જાણીતો છે. તે અનુસાર શૈલીયુક્ત પદાર્થનું બે કક્ષાએ અસ્તિત્વ હોય છે. ભાવસ્થ ભાષાની કક્ષા અને કલાત્મક–આભાસી વસ્તુસંભારની કક્ષા. આ બન્ને સંકેતક-અસંકેતિતના સંબંધે જોડાયેલી છે. ચાર્લ બાલીની શૈલીમીમાંસા સૉશુરના સિદ્ધાંતને અનુસરે છે. પણ બાલી કેવળ બોલચાલના વ્યવહારની ભાષાને "જીવંત" ગણીને તેનું ભાવમય સ્વરૂપ તપાસે છે. સાહિત્યભાષાને તે વિવેચનનો વિષય ગણે છે, ભાષાવિજ્ઞાનનો નહીં. મારુઝો, બ્રૂનો, દવોતો વગેરે શૈલીમીમાંસા પરત્વે બાલીને અનુસર્યા છે.

લિઓ સ્પિત્ઝર અર્વાચીન ભાષાવૈજ્ઞાનિક વિશ્લેષણપદ્ધતિ પ્રયોજતા નૂતન શૈલીવિજ્ઞાનનો પિતા ગણાય છે. તેની શૈલીવિચારણા પર અમુક અંશે ફ્રોયડના મનોવિશ્લેષણનો તથા "ગેસ્ટાલ્ટ" મનોવિજ્ઞાનનો પણ પ્રભાવ પડ્યો છે. કૃતિના પુનઃ પુનઃ વાચનથી પરિપ્લાવિત થયેલો વિશ્લેષક તેના કોઈક વારંવાર તરી આવતા તત્ત્વથી–અસામાન્ય શબ્દપ્રયોગથી પ્રભાવિત બને છે, એટલે તે એ શબ્દપ્રયોગના મૂળ તરીકે રહેલા સર્જક તત્ત્વની ભાળ મેળવે છે, અને પછી કૃતિનાં સમસ્ત શૈલીતત્ત્વોની પાછળ પણ ઉક્તિ પાયાનું ચૈતસિક તત્ત્વ છે કે કેમ તે તપાસે છે. તેની આ પદ્ધતિને "પાઠવિવરણનું વર્તુળ"-('ફિલોલોજિકલ સર્કલ')નું નામ મળ્યું છે.

ભાષાવિશ્લેષણનો આશ્રય લેતો અને બંધારણીય અભિગમ ધરાવતો શૈલીવિચાર પણ શૈલીનો એક જ વિભાગ લઈને નથી ચાલતો. તેમાં શૈલી એટલે (૧) સ્થાપિત ધોરણથી ફંટાવું કે વક્રતા('ડેવિએશન') અથવા તો (૨) બેમાંથી એક ઉક્તિવિકલ્પની વરણી: એવા ખ્યાલને સ્વીકારીને તપાસ ચલાવાય છે. રિફાતેરે શૈલીવિશ્લેષણની જે કસોટીઓ આપી છે તેમાં ભાષિક સંદર્ભને આધારે શૈલીતત્ત્વો તારવવાની પદ્ધતિ ઉપર ભાર મુકાયો છે. તેને મતે શૈલી એટલે કોઈ પણ ભાષાસંદર્ભ દ્વારા જે માહિતી પ્રતીત થતી હોય તેમાં, અર્થમાં ફેરફાર કર્યા વિના ઉમેરાતો ભાર: એ ભાર ભાવપરક હોય કે સૌંદર્યપરક હોય. લેખકનાં વચનોમાં રહેલી માહિતી વાચક સુધી પહોંચે એટલું જ માત્ર નહીં, પણ એ પ્રત્યેના લેખકના વલણમાં પણ તે ભાગીદાર બને અને એ પ્રકારનો જે સાહિત્યિક ગુણ તે શૈલી.

ફાઉલરે તેના હમણાંના એક નિબંધમાં ચૉમ્સ્કીના પ્રજનીય–રૂપાંતરણીય વ્યાકરણ, સામાજિક ભાષાવિજ્ઞાન વગેરેમાં પ્રસ્તુત કરાયેલા નૂતન દૃષ્ટિબિંદુને કામમાં લઈને શૈલીના ખ્યાલને તપાસવાનો પ્રયાસ કર્યો છે.

## તારું નામ! ☐ રમેશ જાની

મારે તારા માટે
એક
નામ ખોળવું છે,
મારા મનના મિત!
મારું,
તારું
અને આ બધાંયનું નામ
જેમાં
ઓગળીને એક થઈ જાય
એવું!

તને ખબર છે?
—તને મળીને જ તો
મેં
આ આના
રતુમડા રંગને
પહેલીવાર
પારખ્યો,
ફૂટતી મંજરીઓના
રોમાંચિત ટહુકારના
પંચમને
સાંભળ્યો!

કૂંપળોનાં
મુગ્ધ વાસંતી નયનોથી
લહેરાતા
મારા ભુલાઈ ગયેલા
કૌમારનું નન્દનવન
તારા પાદસ્પર્શે જ
ફરીથી
સહસા મહોરી ઊઠ્યું!

......અને હા,
તને મળ્યા પછી
મને
કોણ જાણે ક્યાંથી
યાદ આવી ગયું
કે
દુષ્યન્તે જ્યારે શકુન્તલાને
પહેલવહેલી જોઈ હતી
ત્યારે હું જ
એના હૈયામાં
ધબકીને બોલી ઊઠેલો:
...प्रमाणमन्तःकरणप्रवृत्तयः।
—અને......અને......
મેઘને જોઈને પણ
अन्यथावृत्तिचेतस् થયેલો
યક્ષ
તે
મારા સિવાય
બીજો કોણ હતો, કહે?

અને
એમ તો
કદમ્બને પાંદડે પાંદડે
અને
યમુનાની લહરે લહરે
મધરાતેય
દીવા પ્રકટાવતા

પેલા વેણુનાદની
અને
વ્રજની આતંકિત
ભીની ભીની પદરેણુની
પુરાણી ઓળખાણ
પણ હવે
નવેસરથી
તાજી થઈ ગઈ છે!

અને
આજેય,
મારા ગામની સીમમાં
ખભે પેનપાટીનું
દફતર ભેરવીને
ભટકતાં ભટકતાં
મેં જોયેલાં
પેલાં અજાણ્યાં
બે જણાંને,
અહીં
કોઈ નવતર રૂપરંગે
મેં મરીનડ્રાઈવ પર
હાથમાં હાથ રાખીને
હથેલીમાં
દરિયો હિલ્લોળતાં
પામી લીધાં!

—અને

મારા મિત,
તારી સાથે
સાત ડગલાં ચાલીને
તો
સાત સાત દાયકાના
ધ્રૂજતા બોજને વેંઢારતી
મારાં માતપિતાની
ધીરે ધીરે આગળ વધતી
વૃદ્ધ જર્જરિત કેડી પણ
મારી જ
બની ગઈ ને!

મારે તારે માટે
એક
નામ ખોળવું છે,
મારા મનના મિત!
... કાલનું
આજનું
અને
આવતી કાલનું ય નામ
જેમાં
ઓગળીને એક થઈ જાય
એવું!



## આત્મકથા ☐ મૂળ લેખક : ડોમ મોરાઈસ ☐ અનુ. : નીતા રામૈયા

એક બાળક, મારી પતંગો અટકાવતું પોચાં-પંજાળું આકાશ.
કાદવમાંથી કલ્પનાઓ ઊઠતી બેસુમાર – બેલગામ.
આથમતે અજવાળે મારી આંખોનો માછલી જેવો ટમટમાટ
ને મારાં લોહીમાં થતો કવિતાનો થનગનાટ.
અને આ મહાન, આ ભાગોળો તોડી નાખતાં ધસમસતાં પૂરમાંથી
મારા વિચારોએ રુચિ ને દશ્યો ઊંચક્યા જાણે સાણસીથી.
મારું હૃદય પ્રેમ, ઈશ્વરના જ્ઞાન માટે વહી જતું,
ઉચ્ચ શિખરે બિરાજતા રાજવીની રાહ જોતું.

પણ તેમ છતાંય હું પથ્થર જેવો હતો ઠંડ,
ટોળાંની વચ્ચે ડૂબતાં જલતરંગ
અને હવે મારી બધી ઇચ્છા પ્રાયશ્ચિત કરવાની છે
વાદળાંનાં જાળાંમાં બાઝેલાં અમૈત્રીભર્યા વસંતટાણાં માટે.
મને મારી દાદીમા યાદ છે, કપાળે બીજ જેવાં,
સમયમાંથી ખરી પડતાં, પાંદડાં જેવાં હળવાં, બેહદ એકલાં
અને મારા દાદા, બટકાં ને મિજાસી, દાદા.
કલ્પનાઓનાં તોફાન, તમે ક્યાં ગયાં?

ઘરડો થઈ રહેલો કેમિસ્ટ એના ડ્રોઈંગરૂમમાં, નક્કર,
નમ્ર : સાબુનાં ફીણ સમુદ્ર જેવાં અસ્સલ,
રાત્રે વહાણમાંથી દેખાતાં : ચંદ્ર, કોઢિયો, અવલડૂલ,
ઊગતો : હેનોઈની એ છોકરીનાં ધોળાં ફૂલ
હાથ અને કૂતરાની આંખો, આકાશી અજવાળાંથી ઝરતાં-ઝરમરતાં:
શું આ બધી ચીજોએ મને શીખવ્યું છે કવતાં – કવન કરતાં?
ઉદાસ દષ્ટિ આપતું આ બધું એમ જ રહ્યું?
અને હું બદલાયો છું, તેમાં હું સુધર્યો કે બગડ્યો?

મને લાગે છે, હું મોટો થયો છું એકલો રહેવા
મારી જૂની ભ્રમણાઓ અને ક્યારેક સ્વપ્ન જાળવવા
ગમગીની સાથે કે હું છું વણચાહ્યો ને એકલો-અટૂલો,
અજાણ્યાથી દૂર ભાગતો,
સૂર્યકિરણની સ્નિગ્ધ ઉષ્મામાં હું મારી જાતને જૂઠો લાગું છું.
આદિકાળનાં અસ્થિ ઉપર હાથ અજમાવતો હું આમ જ ઉછર્યો છું,
કવિતા બનાવતો, ઝરણાંમાંથી શબ્દ ઉપાડતો,
ભાષાના કણ કણ સામે ઝઝૂમતો, પથ્થર સાથે પનારો પાડતો.

## એક નગરમાં □ જયન્ત પાઠક

એક નગર આ—
અતીતની ઊંઘણશી આંખો જેવા
એના સાત સાત દરવાજા બંધ;
એની બધી શેરીઓ બંધ;
કોટકાંગરા કરવતધાર
કપાયલાં કિરણો સૂરજનાં
કણસે કોટની બહાર;

ખાઈઓ ઊંડી
કાળાં કાળાં જળમાં તરતાં
કટાયલાં હથિયાર;

દરવાજે દરવાન મળે ના
ચુપકીદી ચોમેર;
માણસનો અણસાર મળે ના
નગર, પ્હાણનો ઢેર.
તરડ દીવાલોનીને સાંધે કરોળિયાના તંત
સમય સમય વચ્ચે પ્હોળાતો શૂન્ય તણો સંબંધ

□

## અવાજ વગરના અંધારામાં

□ આદિલ મન્સૂરી

અવાજ વગરના અંધારામાં
ભાષાની સફેદ લાકડી
ઠોકતા ઠોકતા
શોધું છું મારા પગ

મારા પગ
જે હવે સફેદ લાકડી છે
માર પગ
જે હવે કાનમાં પ્રવેશે છે
મારા પગ
જે હવે મારા નથી

## ના પસંદગી ☐ આહમદ મકરાણી

આમ તરફડવું હવે ગમતું નથી;
વર્તુળે ફરવું હવે ગમતું નથી.

આયના ફોડી દીધા દીવાલના;
બિંબ છેતરવું હવે ગમતું નથી.

છો સમય શોધ્યા કરે આ ઘર મહીં -
કોઈને મળવું હવે ગમતું નથી

છે બજારો નામના ચ્હેરાતણી;
ભીડમાં ભળવું હવે ગમતું નથી.

## મન ☐ જગદીશ ત્રિવેદી

એક મારાથી જ તે ના કંઈ કશુંયે થઈ શકે!–
ને મન ખીલી રહે ફૂલના જેવું,
મ્હેકતું એવું અહો જાણે પવન,
ગુંજતું એવું અહો જાણે ભ્રમર,
પર્ણ જાણે વૃક્ષ પર ફરફર કરીને ફરફરે,
કંટકોના વન મહીં આળોટીને
અંગાંગ કેવું રાતું રાતું થઈ જતું!
એક મારાથી જ તે ના કંઈ કશું યે થઈ શકે! –
આખો દિવસ ઘરને પગથિયે બેસીને
સામે ઊભેલા વૃક્ષને જોયા કરું,
પડતાં ખરી જે પર્ણ તે ભેગાં કરું,
ક્યારેક ફૂલની મ્હેક નીરખી દૂરથી
ઓઢું કફન ઉદાસીનું,
ને આભનીયે પાર – પેલી પાર
જોઈ રહું ઊડી જતું વિહગપીઠે મન મારું,
ને સાંજને મીઠે સમય
ઝરમર વરસતું કંઈ ગગન –
ઘરને પગથિયે ઘેનમાં ઘેરાઈને હું ઢળી પડું!



## સાંજ ઢળી ચૂકી છે ☐ હરકિશન કોટીચા

અજવાળાંની પીઠ ફરતાં
અંધારું
ચૂપકીદીથી
આકાશને આંબી ગયું છે.
બેબાકળા સૂરજે આ શરમમાં જ
મોં ઢાંકી દીધું!

ગાઢ થતાં આ અંધકારમાં
તમારો કેમેરા પણ
આ છબી ઝીલશે નહીં?
કદાચ
હમણાં જ, આજે, આવતી કાલે,
ક્યારેક
મારી કુંડળીમાં ચિતરાયેલ ગ્રહો
અને
મુઠ્ઠીમાં સમાયેલ પુરુપાર્થ
પાર્થ અને સારથિની યુતિ બનશે.

શબ્દોને પેલે પાર
ત્યારે
બસ એક ડગ
અને
માપી લઈશ
અનંતના ઊંડાણને.
સાંજ ઢળી ચૂકી છે.



મુરલી ઠાકુર



બચુભાઈ રાવત

# વિષાદ

०

આ ચશ્માંનો કાચ તૂટી જાય
તો કાચ વગરની ખાલી ફ્રેમમાંથી
હું જોઈ શકું એટલું
નિકટ કોઈ જ નથી હવે.

ચહેરો જોઈ શકાય, કીકી નહીં.
કીકી દેખાય પણ હાલે નહીં.
મારી આંખ પણ
હસી શકે નહીં, હલી શકે નહીં.

બધે માત્ર આભાસ જ આભાસ,
સૌંદર્યની વ્યાખ્યાના એ અક્ષરો આંખોને
યાદ આવ્યા કરે માત્ર:
'આભાસમાં ય સૌંદર્ય'

લોકો યે બધા અવાચ્ય અક્ષર જેવા
કાળાં ટપકાં ખાલી.
ન હાથ, ન પગ, ન હાલે ન ચાલે.

તને ય આમ જ નહીં જોઈ શકતો હોઉં ને?

०

મહેશ શાહ

# ગઝલ

સ્પર્શનો આભાસ મ્હેકે ટેરવે,
એક ભીનો કંપ છલકે ટેરવે.

કે ક્ષિતિજ પર પાનખર ફૂટે અને,
સાંજનો અજવાસ ટહુકે ટેરવે.

આ ગગનચુંબી સમયની ટોચ પણ,
ભોંયભેગી થઈને ટપકે ટેરવે.

ચેતને તો ઝાંઝવાંની છે સ્પૃહા,
શુદ્ધ રણની પ્યાસ ધબકે ટેરવે.

સ્વપ્નનો દરિયો ઉલેચું રાતભર,
ને અતીતનાં મોતી ઝળકે ટેરવે.

— દિલીપ મોદી

૨૯ જૂન, ૧૯૭૪.

☐ પ્રકાશ દવે

મારી આંખોના નીર કોઈ વાળી દેશે
તો, હું યાતનાનો તટ
કઈ રીતે શોધી શકીશ?

આ વાદળોનો ગોવર્ધન
જળની ધાર પર ઝીલું છું, ત્યારે,
માધવની છબી રેળાઈ જાય છે.

આકાશને ક્ષિતિજ છે,
એટલે યશોદાના પ્રેમને
એની સાથે
સરખાવી શકાતો નથી.

આ બધાં જ વૃક્ષો
ઉખેડી નાખવામાં આવે તો,
બીજું, કદમ્બ ઊગશે કે નહીં
તેનો જવાબ છે,
તમારી પાસે?
કે, ...

## પ્રતીતિ ☐ આહમદ મકરાણી

પોસ્ટરો શી જિંદગી પથરાય છે;
ને સમયનાં શહેરમાં વંચાય છે.

બંધ ઘરમાં કાગળો પહોંચી ગયા;
રિક્ત પગલાં ચોતરફ અથડાય છે.

લાગણીઓ શ્રાવણે ટોળે નહીં;
આ અટારી આમ તો ભીંજાય છે.

છે પ્રતીતિ એટલી હોવા તણી;
બિંબ ક્યારે દર્પણે રોકાય છે?

* * *

## આલ, મને આલ હજી ☐ ઉશનસ

[ગઝલ]

આલ મને, આલ હજી આલ, જોઈએ,
તારું તો મને ખૂબખૂબ વ્હાલ જોઈએ.

મારું ગલુડિયા શું તને વ્હાલ વીંટળાય:
તું સ્પર્શ મને, ખણ મને, પંપાળ, જોઈએ;

તારી સમક્ષ છું શિશુ ઊભું થઉં થઉં,
પડું પડું એ આ પડ્યું હોં, ઝાલ, જોઈએ;

તું ઝૂક, જો ઝૂકી શકે છે કેટલું નીચે,
ચૂમી શકે તો ચૂમ મારું ભાલ, જોઈએ;

સંમુખ તારી આંખની સ્વપ્નું અમસ્તું હું,
દુર્ભાગ્ય સામે પાંપણો આ ઢાલ જોઈએ;

બોલ્યા જ કરું ઘેનમાં બબડ્યા, લવ્યા કરું,
તારો અમસ્તો નામનો સવાલ જોઈએ;

સ્હાવા તને આ શાશ્વતી થોડી ટૂંકી પડે.
આપે ખુદા, થોડોક વધુ કાળ જોઈએ?

## મૃત્યુ □ યશવંત ત્રિવેદી

બા અને આંસુનો પર્યાય છે એકબીજાના, પરીક્ષિત!
જિંદગીને એક જ સાચો સંબંધ હોય છે વેદનાનો!
બાકીના સંબંધો તો
કોઈ પરદેશી સ્ટીમરમાં ઊભો ઊભો મધરાતે
સૂઈ ગયેલા મુંબઈને સાદ પાડયા કરે તેવા હોય છે.
આંખો પર તું થોડાંક આંસુને ટટ્ટાર ઊભાં રહેવા દેજે
બળવાન માણસો જિંદગીભર આંસુના ગ્લાસથી જગતને જોતા રહે છે!

પાણી એ જ બરફ છે એ તને મનાવવાનું મુશ્કેલ છે
હું તને સમુદ્ર વિષેય સમજાવી શકતો નથી
સમુદ્રને અને મૃત્યુને અનુભવવાનાં હોય છે
બા, અગ્નિ અને આંસુ–બધાંય અનુભવો છે.

આ અંધકારની કાળી ગાયો
અને તડકાનો વૃષભ તને એક દેખાય છે?
તને સત્ય અને અસત્ય એક લાગે છે?
આ પીપળાનાં પાન વચ્ચે બ્રાહ્મણ થઈને ઊભો રહે–
જીવન અને મૃત્યુ વચ્ચેના
એક અભ્યસ્ત અનુષ્ટુપ છંદનો તને અનુભવ થાય છે?

તું કયારે ય બારી ખોલીને ચીસ ન પાડતો, પરીક્ષિત!
–બા તો હવે 'શ્રીમદ્ ભાગવત' થઈ ગઈ છે!*

* વિદ્યાર્થીમિત્રની બાના મૃત્યુ નિમિત્તે



**તારું શહેર મારું શહેર** ☐ **ચન્દ્રકાન્ત બક્ષી**

મુંબઈ –
રાતે ખોવાઈ જતા તારાઓ અને ઑફિસ-ટાઈમે આવતી દરિયાની ભરતી
દિવસભર આશાની જીવલેણ વાસનાઓ, ઉપર અને ઉપર જવાની –
અપરિચયની ચામડી પહેરીને આવ્યો હતો તારા શહેરમાં
હવે લોહી નીકળતું નથી, લેસ્બીઅનોના વિશ્વમાં
ઓમલેટ ટ્રાય કરતા ઘાસાહારીઓના પરાક્રમદેશમાં
રાતો વપરાતી નથી અને વેનિલાની ખુશ્બૂથી પેટ ભરાઈ જાય છે.

કોંક્રીટ ચાવતાં મશીનો અને
અટરલી બટરલી સંસ્કારી થઈ ગયેલા લક્ષ્મીબાજો
કેસેટની ધાર પર ઝૂલતાં અવસાદ ગીતો
જઠરમાં સીરોસીસ પાળતાં નવાં બાળકો
ઉપર જવાની રેસમાં નામો ભૂલી ગયાં છે –
હાડકાંઓના અક્ષાંશ-રેખાંશ માપતા સફળ માણસો
તમારા ઍરકન્ડિશન્ડ મુલકમાં શૈશવ આવ્યું હતું કોઈ દિવસ?

નાગી સ્ત્રીઓ, ભીની સ્ત્રીઓ, બહાર આવી ગયેલાં મૂળિયાંવાળી ખુશ્ક ઔલાદો
ઈમ્પોર્ટેડ ભાષા, કાયદેસર ગુસ્સો, ક્રોમીઅમ-પ્લેટેડ પ્રેમ
ચુંબનોનો પુનર્જન્મ, શેર બજારમાં ખરીદાતી શાંતિના ભાવ
સુખની નવી પરિભાષા શીખી ગયો છું તારા શહેરમાં
રેડિયો કંપનીના નીઓન વિજ્ઞાપનનો પરાગ ઝરે છે
ખુલ્લા સ્મશાન પર અને ઝૂંપડપટ્ટીના દેશ પર
જે ફ્લેટના દરવાજાની બહાર શરૂ થાય છે.

આજે આ શહેર મારું છે
કાગડાના માળામાં હું પણ ઈંડાં મૂકતાં શીખી ગયો છું
હવે મારા દાંત સુંવાળા થઈ ગયા છે
મને ઠગાવાનો અપમાનબોધ રહ્યો નથી
કારણકે ટી.વી.ની સ્ક્રીન પર મેં મારો ચહેરો જોઈ લીધો છે.
સેંકડના લાલ કાંટાને હું સલામ કરું છું.

ઉપરની રેસમાં
હું છેલ્લો છું અને મારી આગળ કોઈ નથી...

## ત્યાં સુધી ☐ જગદીશ ત્રિવેદી

વરસ્યે જશે વરસાદ,
માટી મહીંથી મ્હેક પણ મ્હેંકયે જશે,
કંટકોની આંગળી પકડી
ફૂલ પણ ખીલ્યે જશે.

ત્યાં સુધી તો –
સાવ ધોળા ફૂલ જેવા દિવસ પણ આવ્યે જશે,
સાંજ ફેલાશે,
રાત પણ અંધારાનો અસબાબ લઈ આવ્યે જશે,
ચમકશે તારલાઓ,
પંખીઓ ઘેરી ઘટામાં એઈને ટહુકયે જશે.

પ્રેમની ને વિરહની ને જન્મની ને મૃત્યુની
આ લાગણીના બિનના પણ તાર સૌ ઝનઝન થશે
ત્યાં સુધી
કે
જ્યાં સુધી
આ પૃથ્વી પર ફરતો હશે કોઈ કવિ !



## જીવતો જણ શોધવા—☐ ભાનુપ્રસાદ પંડયા

વૃક્ષ ત્યાંનું ત્યાં જ ને આ છાંયડી ફરતી રહી,
છું ઊભો જ્યાં ત્યાં જ ને લાગે સફર સરતી રહી !

ઊંચીનીચી રેખા ઘણી ચરણો મહીં અંકાઈ છે,
ટેકરી ચઢતી અને કંઈવાર ઊતરતી રહી.

પાનખરનું છે બધું આ વન તને તેની ખબર,
તોય તું ક્ષણભર વસંતો ત્યાંય ચીતરતી રહી?

બાંડ પોકારી ઊભા સૌ અર્થ એના રાજ્યમાં,
શી વિવશતા ! શબ્દની પણ આણ ઓસરતી રહી !

છેતરાવાની ફિકર-ફરતાં બધે શબ પણ અહીં,
જીવતો જણ શોધવા ખુદ જિંદગી ફરતી રહી !

## એક લેડી ટાઇપિસ્ટની એકોક્તિ ☐ હરિહર જોષી

એરકંડિશન્ડ કેબિનમાં, મારા ટેબલના કાચ પર,
એક ફ્લાવરવાઝ ઋતુઓથી અપરિચિત ઊભું છે.
અને સારસીની ધબકતી છાતી જેવું આકાશ હાંફે છે.
પેલી નાળિયેરીનાં પાન પર
સૂરજ Freeze થઈ ગયો છે અહીં Voltas crystalમાં ભીંત પર
ને પવન નજરકેદમાં પડી રહ્યો છે ગુમસુમ ...
વૃક્ષને તડકાથી લીંપાતું જોઈ,
હું ય મારી આંગળીઓને ટેરવે લીંપી દઉં છું ટ્યૂબનો ધૂંધળો ઉજાસ
પણ તડકાના દેશમાંથી તડીપાર થયાં છે
મારા ફ્લાવરવાઝનાં ફૂલ
બિચારાં ક્યાંથી હસી શકે મારા સ્પર્શે ...

આ Wall clockમાં સળવળતો સમય, Despatchમાં
પડેલા કાગળો સાથે ક્યારે ગોઠવાઈ ગયો એની તો ખબરે રહી નહીં.

હજી તો બોસના My God કરવા છે ટાઈપ
રિસીવરમાં વડવાગોળ જેવો લટકતો બોસનો અવાજ કઈ ક્ષણે ઊડાઊડ કરી મૂકશે?
શું કરું?
આ ખીચોખીચ એકાંત ગોઠવી દઉં ટાઈપરાઈટરના કી-બોર્ડ પર?
પણ મારી આંગળીઓમાં વસતી માછલીઓની કૂદાકૂદ વહી ગઈ છે ક્યાંક આજે
ડેડ લેટર બોક્સમાંથી ઓચિંતા હાથ લાગેલા પત્ર જેવી,
તારી યાદ મને કામ ન કરવા દે તો શું કરું?
(લિપસ્ટીક પણ આજે ભૂલી ગઈ છું ઉતાવળમાં)
હજી તો ખાલી ચાર જ વાગ્યા છે
લોલીપોપની જેમ ચગળું છું સાંજે ૬-૩૦ની આપણી Appointment
ને ઘુમાવે જાઉં છું
મારા ઓફિસ અવર્સ ફોનના ડાયલમાં.

## ચાલતું ગીત ☐ યામામોટો તારો

☐ જયા મહેતા

[જાપાનીસ કવિતા]

બે બાળકો
મારા હાથ પર ટીંગાઈને
ઉપર જુએ છે અને કહે છે: 'પપ્પા,

હું પણ ઊંચે જોઉં છું
મને પણ થાય છે
કોઈકને સાદ કરું નામ દઈને
પણ ત્યાં કોઈ નથી.

મારા આકાશમાં, ભવ્ય શૂન્યતામાં,
પવનથી વિખરાયેલાં કેવળ વાદળો છે
તે પંખીઓમાં ફેરવાઈ ગયાં છે

શું આ અદ્ભુત નથી?

એ શૂન્યતાની ભીતરમાં
તમારી મમ્મી એક વાર મીણબત્તીની
જ્યોતની જેમ જલતી હતી
થરથરતી હતી
અને મારી રાહ જોતી હતી

કોઈક દિવસ તમારે પણ
હશે ખાલીખમ આકાશ

તમારું એવું હશે ત્યારે
તમે ઊભા હશો એકલવાયા
અને મક્કમ પગલે ચાલતા હશો

તમારે તમારી પોતાની મીણબત્તીની
જ્યોતની શોધ કરવી પડશે

એય! આમ નહીં ટીંગાઓ!
ફરી ઉપર જુઓ.
હવે પપ્પાનો ચહેરો ત્યાં નથી.

જોજો, તમે એમાં તણાઈ ન જતા
ત્યાં જે તરતી વસ્તુ જુઓ છો
એ તો છે એક વિલાઈ જતું વાદળ

☐

## પાગલ હવા ☐ પ્રિયકાન્ત મણિયાર

માંગ્યું ન'તું કશું મેં પાગલ હવાની પાસે
ક્યાંથી લઈને આવી પુષ્પોનો સંગ શ્વાસે?
ઉપવન ન જોતી આંખો, ડાળી લચી ન જાણું
નભને વટાવી આઘે મારી નજરને તાણું
ઘેરી વળી તો એવી લેટી ગયો હું ઘાસે!
ક્યાંથી લઈને આવી હરણાંની ઠેક એ તો
છે મોકળી મઝાની જાણું છું મ્હેક એ તો
છુટ્ટો છતાં યે કેવો બાંધી દીધો છે પાશે?
વ્યાપી ગઈ છે રગમાં શી કેફની કમાલે
રસ્તા બધા સૂતા છે કોના ચરણ ત્યાં ચાલે?
ક્યાં છે કુટિરને દ્વારો કે હાથ એને વાસે!
એ રંગના તરંગે ને સાંગના અનંગે
ફૂટી રહ્યાં છે ફૂલો ઊભરાય અંગઅંગે
અટકી જઉં કહીં હું? મળતા સળંગ પ્રાસે!

☐

અને ☐ વિપિન પરીખ

આ મારો દેશ છે?

આ દેશ લફંગાઓનો છે.
આ દેશ લૂંટારાઓનો છે.
અહીં હરિશ્ચંદ્રનું નાટક જ ભજવાય છે
અને અહીં સત્યનારાયણની પૂજાના મંડપ પાછળ જ
'બેવડાં'ના દારૂની મિજલસ થાય છે..

ક્યાં છે મારો દેશ?

મારો દેશ દિલ્હીમાં ભરાતી 'કેબિનેટ'ની મિટિંગોમાં નથી
મારો દેશ મરીનડ્રાઈવના ઝળહળતા 'નેકલેસ'માં નથી
મારો દેશ પેડર રોડની આલિશાન ઇમારતોમાં નથી.
મારો દેશ ભીંસાય છે થર્ડક્લાસના કમ્પાર્ટમેન્ટમાં
મારો દેશ ફેલાતો જાય છે વાંદરાની દુર્ગંધાતી ઝૂંપડપટ્ટીમાં.
મારો દેશ રાતભર ઊભો રહે છે એક લિટર ઘાસલેટ માટેની લાઈનમા
અને વ્હેલી સવારથી પડાપડી કરે છે ફક્ત એક કિલો રેશનના ઘઉં માટે.

ક્યાં છે મારો દેશ?

કોણ મારા હૃદયમાં વહી જતી ગંગાને કુંઠિત કરે છે?
કોણ મારા સ્વપ્નમાં અડીખમ ઊભેલા હિમાલયને ગબડાવવાની કોશિશ કરે છે?
ક્યાં છે. બ્રહ્મા? ક્યાં છે વિષ્ણુ? ક્યાં છે મહેશ?
ક્યાં છે કાલીના હાથમાંનું તગતગતું ખડગ?
કોની વાટ જુએ છે હજુ શંકરનું ડમરું?
મારો દેશ સૂતેલો શેષનાગ છે ...
થોડીક વાર ...
અને ...



**કવિતા**

☐ હરીન્દ્ર દવે

મને શબ્દોનાં ફૂલો ગમતાં નથી,
નહીંતર
મેં આપણા પ્રેમને
એક ફૂલમાં શા માટે
આખા ઉપવનમાં વિસ્તારી દીધા હોત!

મને કાગળનાં ફૂલો ગમતાં નથી,
લાગણીના પાતળા પોતને
એની ધાર
અસહ્ય રીતે વાગે છે.

મને બાગનાં ફૂલો ચૂંટવા ગમતા નથી,
ડાળ સાથે એ વળગેલાં હોય
ત્યારે મને
તું યાદ આવે છે.

મારી ભીતર એક ફૂલ ઊગી રહ્યું છે
ધીમે ધીમે
હવેની વસંતે હું
એને તારા હૃદયમાં રોપીશ.

ત્યાં સુધી
ફૂલ વિનાના મારા હાથને
તું ખાલી તો નહીં માને?

## નારીને ☐ યૉસેફ મેકવાન

ક્યારેક તું આવે છે મારી સન્મુ
મધ્યરાત્રીનું તારાલચ્યું અવકાશ
પકડી મારી નજરની આંગળી
લઈ જાય છે મને
અનંતના ગુહ્ય દ્વારમાં-
જ્યાં નિરવતાના સ્નિગ્ધ તાપમાં
લચી પડયાં છે શાંતિનાં હરિયાળાં

ક્યારેક
ઘુઘવતા આર્ણવના ફેનિલ મોજાં
ચંદ્રનો દીપ લઈ
આવે છે મારી સન્મુખ તું
તારા પવનીલ હાથથી
મારા રોમેરોમમાં શાતા ભરતી
તે લઈ જાય છે મને
અતલ શાંતિના શ્વેત સુંવાળા પોલમાં
પગલાં પાડતી...
હું માત્ર પુરુષ.
તું માત્ર નારી.
તું એક માત્ર સર્જન કરે
હું એક માત્ર વિસર્જન પામું
તારી મહીં-

☐

## ઘૂંઘટ તમે ☐ સુન્દરમ્

ઘૂંઘટ તમે ઢાળો મા, ગોરાંદે કે,
ચાંદલિયો ચોળાઈ જાશે,
નયણ તમે ઢાળો મા, ગોરાંદે કે,
રૂપલાં ઢોળાઈ જાશે.
સોણલાં રોળાઈ જાશે. ગોરાંદે

આવી રે પૂનમે તમે પોયણી શાં પાંગર્યાં ને,
દરિયો ડોલ્યો માઝમ રાત,
આ દિશથી ઓ દિશથી આવ્યા વાવલિયા,
કંઈ લઈ આવ્યા નવતર વાત;
તમે તો મુખડું મલકાવ્યું રળિયાત. ગોરાંદે.

અમારે હાથે તે તમે હાથ કેવો મૂક્યો અને,
આંખને આપી રે તમ આંખ,
શું રે લૂંટું, શું શું નહિ રે લૂંટું, ભોળી,
ભટકંતી મધની શું માખ;
તમે તો બોલ્યાં, ભલી શોભે એની પાંખ. ગોરાંદે.

ઘૂંઘટે ઘૂંઘટિયાળું મુખડું કોણે સરજ્યું ને,
કોણે સરજ્યા આ સાગર શા સ્નેહ,
ભરી ભરી ઘૂંટ એ તો પિવરાવે નાથ મારો,
આપે અમરતથી અદકેરા મેહ;
તમે તો વરસ્યાં દરિયાદિલે મધુ-મેહ. ગોરાંદે.

## THE LONELY ROCK OF JAMUNA ☐ *Amita Mody*

You stand there alone like a monument to time,
A saint deeply lost in meditation,
Waters of Jamuna rushing past,
Dispersing your holiness to the sea.

Long before the arrival of my fathers,
You stood guard to the passage of history,
Kingdoms madc and lost in your shadow,
But your countenance played no favourites.

We live because we exist,
But your existence has been life itself;
With all my wandering I get nowhere,
You stood here for ever
*And found your destination.*

Waters of Jamuna, fields afar,
Wind of the valley the sun, the stars
Have questioned often with wonderment
What sustains you so long.
With an uneasy haste they dream to search
The mystery of your soul.
People came to build a bridge
And shattered the rock that was in the way,
Waters stood still and wind held breath,
Here was the chance to peek,
When the innocent was indicated by the forces of men.

Thunder shook the edges of land,
A million pieces flow apart,
Carved on each were the images,
Of the sun, the stars and the fields afar,
And of the waters of Jamuna.

## યમુનાનો એકલવાયો ખડક □ અમિતા મોદી □ અનુ.: ભાલ મલજી

સમયના શિલ્પ સમો તું ત્યાં ઊભો છે એકલવાયો
ઊંડા ધ્યાનમાં ખોવાયલા કોઈ સન્તની જેમ.
યમુનાના જલ તારી કનેથી
સમુદ્રને તારી પવિત્રતા વહેંચતા વહી જાય છે.

મારા પૂર્વજોના આગમન અગાઉ
ક્યારનોય ઊભો છે તું
સરકતા ઇતિહાસના સંતરી સમ.

તારા ઓછાયામાં રાજ્યોના થયા
સર્જન અને વિસર્જન
પણ તારા ચહેરા પર કોઈની તરફદારી નહોતી.

આપણે જીવીએ છીએ આપણી હસ્તી છે માટે
પણ તારું અસ્તિત્વ છે સ્વયં જીવન

મારી આટઆટલી રઝળપાટને અન્તે
હું ક્યાંય પહોંચતી નથી.
તું અહીં સદાય ઊભો
અને તને મળ્યું તારું પરમ ધામ.

યમુનાના જલ, દૂરનાં ખેતરો
ખીણનો પવન, સૂર્ય, તારા: એ
સર્વને અચંબો છે કે તું શેને આધારે
આટલું લાંબુ ટકી શક્યો છે!

બેચેન તાલાવેલીથી એ તારા આત્માનાં
આગમનિગમનાં સપનાં શોધે છે.

લોકો આવ્યા સેતુ બાંધવા
અને અવરોધતા ખડકને
એમણે શીર્ણવિપીર્ણ કરી નાખ્યો.

જલ જંપી ગયાં અને પવને શ્વાસ રોક્યો
નિર્દોષને તહોમતદાર લેખતા
માનવબળ સમક્ષ
ડોકાઈ લેવાની અહીં તક હતી.

ગડગડાટે ધરાની ધારાને હચમચાવી
લાખો ટુકડા ઊડયા ચારેકોર
પ્રત્યેક પર કોરાઈ હતી
પ્રતિમાઓ–સૂરજ, તારા અને દૂરનાં ખેતરો
અને યમુનાનાં જલની.

## કોઈ દરવાજો ખૂલતો નથી ☐ સુરેશ દલાલ

ભૂરા આકાશની નીચે
મંદિર બાંધવાનું મન થાય એવો
એક હરિયાળો ટુકડો
મળી ગયો છે.

સૈકાઓની શિલામાંથી
એક મૂર્તિ આપમેળે પ્રકટી છે.

કબ્રસ્તાનની પાસેના બગીચામાં
ઘૂંટિયું તાણતાં બાળકમાં
દેવની ગતિવિધિનો પરિચય મળી ચૂક્યો છે.

કેથેડ્રલની ટોચને વીંધીને
સમયને ઓળંગીને આરપાર નીકળી ગયેલા
ઈશ્વરની સાથે
આસવ પીવા હું બેઠો છું.

પાદરીનું પ્રવચન પૂરું થઈ ગયું છે,
ટોળું વિખરાઈ ગયું છે,
અને કેથેડ્રલના દરવાજાઓ બંધ થઈ ગયા છે!

ભીતરનાં નકશીકામમાંથી
હવે ટપકે છે
દરવાજાની બહારની દુનિયાની વ્યથા!

કેથેડ્રલની બધી જ મીણબત્તીઓ
ઈશુની આંખમાં

ફરી પાછી સળગી ઊઠી!
અને પછી ઈશુનો ચહેરો
મીણબત્તીની જેમ પીગળવા માંડ્યો.

પાદરીનું પ્રવચન પૂરું થાય છે પછી જ
ઈશ્વરના હવેલીના સંગીતને
પોતાનો 'મા' મળે છે.
પથ્થરોમાંથી ઈમારતો બની શકે છે
અલ્લાહ નહીં
એ વાતની ખબર મંદિરના ઘંટને
કેમ નહીં પડી હોય?

અગ્નિના ધુમાડામાં
પરમેશ્વરના રથની ઘૂઘરીઓ
દેખાઈ નથી
અને ગંગાને તળિયે બેસી જાય એવો
ઈશ્વર ભાગેડુ નથી.
ઊંચા શિખરની ટોચ ઉપર જ
આસન વાળીને બેસે એવો
ઈશ્વર જિદ્દી નથી જ નથી.

વૃક્ષની સોડમાં સૂતેલા
દેવીના મંદિરને અત્યારે જગાડો નહીં
અચાનક એનાં સ્તન
આરસમાં ફેરવાઈ જશે.

એક દિવસ બુદ્ધને કહ્યું:
'ચાલો, આપણે મંદિરને પગથિયે બેસીએ'
અને આંખ મીંચીને જોયું

ત્યારે ખબર પડી
કે બુદ્ધ તો છેક છેલ્લે પગથિયે
હરિજનની પાસે આસન વાળીને બેઠા હતા.

ચીવરધારિણી ગીતની પંક્તિઓ
ફૂલો વીણતી હતી.

નહીં કોઈની ખેંચતાણ કે નહીં કોઈ હડસેલો!
—મનમાં મળ્યો સંતનો મેળો!

ક્યાંક પલાંઠી ક્યાંક ભજનની ધૂન
કોઈ ધૂપસળી—
—મીરાં થઈને શ્યામચરણમાં
હળુ હળુ પ્રજ્જવળી.
આહીં બંસીના સૂર વહે થઈ જમુનાજળનો રેલો!
—મનમાં મળ્યો સંતનો મેળો!

નહીં મારું નહીં તારું: આહીંયાં
નહીં કોઈ હોય નઠારું
પીપળનું એક પાન થઈને
પિપીલિકા પણ ધારું
કોઈ કૃપાનો શબ્દ હૃદયમાં દીવો થઈ પ્રકટેલો!
—મનમાં મળ્યો સંતનો મેળો!

ઊંડા ધ્યાનમાં બેસું છું ત્યારે
પેકિંગના પાંચ પેગોડા
રાણકપુર ને દેલવાડા
જાપાનનું કિન્કાકુજી મંદિર
કે પોંડિચેરીનો આશ્રમ,—
આ બધું એકાકાર થઈ જાય છે
અને વાતાવરણને વીંટળાઈ વળે છે નીરવતા,—
સરોવરના શાંત જળની નીરવતા—
જળને કાંઠે ઝૂકેલા વૃક્ષોની લીલીછમ નીરવતા.

ધર્મગ્રંથનાં પીળાં પાનાંઓનો
ડૂચો થઈ જાય છે
અને જળમાં ઊઘડતા કમળ પર
સૂર્ય આંકે છે પોતાનો શ્લોક!
અને અનાયસે મળી જાય છે
ભૂરા આકાશની નીચે
મંદિર બાંધવાનું મન થાય એવો
એક હરિયાળો ટુકડો.

નરસિંહ અને મીરાં
અખો અને નાનક
સુરદાસ અને કબીર
તુકારામ, ટાગોર અને એલિયટ–
–આ બધાં જ કાળગંગાને કાંઠે
ઊગેલાં સનાતન મંદિરો છે.
એમના શબ્દો પાછળનું મૌન
આપણને રહી રહીને કહે છે:
ગીતા, બાઈબલ અને કુરાનને તે.
આપણે
આપણા ઘંટનાદમાં ડુબાડી દીધાં છે!

આપણે આંખમીંચામણાં કરીએ છીએ
પણ ક્યારેય આંખની બારીઓ
બંધ કરતા નથી;
અને એટલે જ
કોઈ દરવાજો ખૂલતો નથી.

દરવાજાની ભીતર વ્યથા થઈને ટપકે છે
ૐ

('જન્મભૂમિ–પ્રવાસી')

## સાક્ષીઓને તેડું □ યહુદા અમિચાઈ □ આસિયા બટમન □ સંજય ઠાકુર

(હિબ્રુ કવિતા)

હું છેલ્લે ક્યારે રડ્યો'તો?
સાક્ષીઓને તેડાવવાની ઘડી આવી પહોંચી છે.
જેમણે મને છેલ્લે રડતો જોયેલો તેમાંનાં
કેટલાંક મરી પણ ગયાં છે.

હું મારી આંખમાં ખૂબ ખૂબ પાણીની છાલકો મારું છું
જેથી દુનિયાને ફરી એક વાર
જોઈ શકાય—ભીનાશ અને જખમોની આરપાર.

મારે સાક્ષીઓ શોધવા પડશે.

હમણાં હમણાં, પહેલી જ વાર મેં અનુભવી છે
મારા હૃદયમાં ભોંકાતી સોયની અણીઓ.
હું કાંઈ બ્હીતો નથી;
મને તો લગભગ ખુમારી છે,
બે પગની વચ્ચે
અને બગલમાં પહેલી વાર વાળના કોંટા ફૂટયાની જેને જાણ થઈ છે
– એવા કિશોરની જેમ.

## □ અરવિંદ ભટ્ટ

તું એક વૃક્ષ
ને હું તારું પાન.

અત્યારે તારી ડાળીએ છું.
ત્યારે
બધાં માત્ર તને જ ઓળખે છે

મારા ખરી ગયા પછી પણ,
તું તો વૃક્ષ જ હશે
ને હું નહિ જેવો હોઈશ

પછી, પવન ક્યારેક મને
તારી કને લઈ આવે
તો હું તને કહીશ:

લે, મારો સ્વીકાર કર.
લે, હું તારી ડાળને શણગારું.

ત્યારે તું ખીખી કરી
બે - ચાર પાન ખેરવી બતાવીશ.

*

## ગઝલ □ અશ્વિન જાની

પાણીમાં પગલાં પડયાંની વાત છે
કોઈના પાછા વળ્યાંની વાત છે.

ચોતરફ દોડી શકયો છું નામથી
ને સમયથી હું નમ્યાની વાત છે.

બારણે આવી ઊભા છે મોરલો
નામ તારું મેં લખ્યાની વાત છે.

પાલવે બાંધી હતી ભીનાશને
હાથમાં સૂરજ ઢળ્યાની વાત છે.

ઉંબરે આંખો મળ્યાની ક્ષણ હતી
એક બે આંસુ ત્યજયાની વાત છે.

## શબરીને સંદેશામાં કહેવાનું ! ગીત □ વિનોદ જોશી

બોરડિયુંના બોરાં વનમાં જોઈ લાગઠ કાચાં
કોઈ જઈને કે'જો શબરી, રામ ગયા છે પાછા … …

લીમડા પરથી લીંબોળીનું ટપાક દઈને માથા ઉપર પડવું એનો લાગ્યો હૈયે ભાર
બાવળ ઉપર ઊગ્યા ફૂલનું જૂઠ્ઠું જૂઠ્ઠું હસવું એને કેમ કરીને કહીએ પડી સવાર

કાંટા પરથી ખરી પડ્યાં ઝાકળને ફૂટી વાચા
કોઈ જઈને કે'જો શબરી, રામ ગયા છે પાછા … ……

હજી અમારે હથેળિયુંની રેખાઓને ઊંચકી ઊંચકી સેતું બાંધી દરિયો કરવો પાર
કેમ કરીને સામે ચાલી આંગળિયુંના સૂરજ એઠાં કરીએ એવા નથી અમે તૈયાર

ઝરણાં હેઠે કાળમીંઢોના કળાય આછાં આછાં
કોઈ જઈને કે'જો શબરી, રામ ગયા છે પાછા… …



## ગઝલ □ મણિલાલ હ. પટેલ

સાવ પોલા શબ્દથી વ્યવહાર છે
મૌનનો મહિમા કરીને શું કરું;
શબ્દ તો કોલાહલોનું દ્વાર છે!

હું ઉદાસી પાનખરની પી ગયો
ડાળિયા જોયા કરે છે દૂરથી:
આંખમાં ખીલી ગયાનો ભાર છે.

કાચા-શા સંબંધમાં તિરાડ છે:
'કેમ છો?' પૂછ્યા કરે છે શૂન્યતા
મેં કહ્યું: 'આકાશ સાથે પ્યાર છે.'

કેટલો લીલો હજી તો શ્વાસ છે;
યાતના રે! તું મને લલચાવ ના
કોક મળવાનું મને ગમખ્વાર છે!

## મારો સાથી ☐ સર્વેશ્વર દયાલ સક્સેના ☐ ઉત્પલ ભાયાણી

સવારે જ્યારે હું ઊઠ્યો,
ત્યારે અહમ્ પણ મારી સાથે ઊઠ્યો.
તેનું ઉન્નત લલાટ, ભિડાયેલા ઓષ્ઠ,
ચડાવેલાં ભવાં અને આંતર્દષ્ટિ જોઈને
કોણ જાણે કેમ મને હસવું આવી ગયું.
તે પગ પછાડીને ઊભો થયો,
અને આખો દિવસ મારી સાથે ને સાથે જ રહ્યો.
સવારે જ્યારે લોકો સાથે ચા પીવા બેઠો,
(ત્યારે) હસવાની વાત પર સ્મિત કર્યું,
સ્મિત કરવાની વાત પર ચૂપ રહ્યો,
ચૂપ રહેવાની વાત પર ગંભીર થઈ ગયો,
અને ગંભીર થવાની વાતને વણસાંભળી કરી નાખી.
જમ્યો, ઑફિસે ગયો,
સાંજે કૉફી-હાઉસમાં મિત્રોની સાથે બેઠો.
ઑફિસમાં માથું ઝુકાવી કામ કર્યું,
તો સાહેબને દૂરથી જ અભિવાદન કર્યું.
કૉફી-હાઉસમાં ગર્વિત થઈને બેઠો,
સામાન્ય વાતો પર પણ ગંભીર તર્ક કર્યો.
પ્રત્યેકને જોયો ઘુરકીને–ઊંચા આસનેથી
લોકોને ચૂપ કરી ખખડાટ હસ્યો.
પછી મોડી રાત સુધી
એકલો નિર્જન રસ્તાઓ ઉપર રખડતો રહ્યો.
પાછળથી મારી સમજાવટને કારણે ઘેર પાછો ફર્યો.
કુટુંબીજનોથી રહ્યો અતડો અતડો.
કલમ ઉઠાવી, લખવા બેઠો
લખ્યું,
હું અટૂલો છું.
પરંતુ આ એકલતા જ મારી શકિત છે,
મારું સામર્થ્ય છે, મારી આસકિત છે.

તકિયામાં મુખ સંતાડી સૂતો,
મધરાત સુધી ઊંધો પડયો રહ્યો.
પછી કોણ જાણે કેમ મને હસવું આવી ગયું.
મેં કહ્યું,
કેમ નીંદર નથી આવતી ?
તો થોડું રડી લે,
કોણ જુએ છે અત્યારે ?
હું પણ આંખો મીંચી દઉં છું.
ઊભરો ઠાલવી, હલકો થઈ, સૂઈ જા.
એટલું કહી હું પણ પડખું ફેરવી ઊંઘી ગયો.
બીજા દિવસે સવારે જ્યારે હું ઊઠયો,
તો જોયું
આંખો ચોળતો તે મારા પહેલાં જ તૈયાર થઈ બેઠો હતો.
પછી કોણ જાણે શું વિચારી હું હસી ન શકયો
☐

## રઢિયાળી ધરા ☐ શ્રી અરવિંદ ☐ અનુ. : સુન્દરમ્

અરે, પણ સુંદર એનું વદન હતું શું એ ઝૂલી રહી જ્યારે
હરિયાળા નિજ વસને,
નીલમલીલાં વૃક્ષો,
નીલ વર્ણના સાગર,
સૂર્ય-ચાંદ્રનાં કુંડળ ચળકંતાં લટકંતાં બેઉ કાનની બૂટે.

કૃપાથી તારી, મા, વમળ પણ થૈ જાય કમળ!

વર્ષ ૭ : અંક : ૬, ઓગસ્ટ, ૧૯૭૪

સળંગ અંક : ૪૨



# કવિતા

[ દ્વૈમાસિક ]

મુખપૃષ્ઠ :
સજાવટ : } દિનેશ દલાલ



---

સુચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

---

લવાજમ : દેશમાં રૂપિયા નવ, પરદેશમાં બાર, છૂટક નકલનો રૂપિયો દોઢ.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ–૧.

રેતી -

જુઓ આવે વણઝાર તડકો લઈને
ફરી કોઈ છાંયો સરી જાય રેતી..

પગો તો પગરખાં પહેરી ફરે પણ
શું પગલાંનું જ્યારે નમી જાય રેતી

સમયના હવે ઊંટ હાંફી ગયા છે
ફરી ક્યા સ્થળે આ પૂરી થાય રેતી

બપોરે સૂકાતું ગળું એવું જ્યારે
ખજૂરીના પડછાયા પી જાય રેતી

હવે રણના રણ એક પગલાંમાં ડૂબે
અને આંખમાં ઓગળી જાય રેતી.....

[illegible]

KAVITA Regd. No. R.N. 16800/67




Of dozens of periodicals, carrying voices of our poets, *KAVITA* is one of the best of its kind for Gujarati in the whole of this sub-continent. Published from Bombay, under the editorship of Suresh Dalal, a poet of wide recognition, this seven year old poetry magazine brings out almost all kinds of significant Gujarati poetry. Its atuthorship ranges from twenty to eighty. Its status has come to be recognized as greater than all our magazines publishing poetry put together. Any single yearly file of *KAVITA*, with its original poems, translations, poetry reviews, articles of sound critical judgement on poetry and poetics, photographs and pictures of poets, will show the very competent editorial insights of Suresh Dalal. Any one seeking to acquaint himself with current trends, techniques and thematic range of Gujarati Poetry has to look up only the files of this Magazine.

**Mukund Dave.**

From "Poetry India"



